# હોસનઆરા

અથવા

## મોટે ઘરની દિકરીને ગરીબ ઘરની તાલીમ.

"બનાતુન નઆશ" નામના ઉર્દુ પુસ્તકનો
ગૂજરાતીમાં તરજુમો,

જેમાં

ઉધરતી છોડીઓને ઘરસંસારની તાલીમ અને દુનિયાદારીનો અનુભવ
આપવા ઉપરાંત નીતિ, રીતી અને વિદ્યાની સાધારણ સમજ
ઉપર મનોરંજક તકરારો તથા વાર્તાઓના આકારમાં
ભાતભાતની કેળવણી આપવામાં આવીછે.



અસલ ઉર્દુમાં બનાવનાર.

**મોલવી મોહોમદ નજીર એહમદ, ખાનબહાદુર**

તે

"મેરાતુલ અરૂસ," "તોબેહ નસુહ" ઇત્યાદિના કર્તા.



**આ તરજુમો**

અસલ ગ્રંથકર્તાની પરવાનગી લઈને કર્યોમાં આવ્યોછે.



મુંબઈ,

દફતર આશકારા છાપાખાનામાં છાપ્યુંછે.

કોટ:—કાવસજી પટેલ સ્ત્રીટ, નાં૦ ૮૭.

સને ૧૮૯૦ ઇસ્વી,

# ગૂજરાતી કરનાર તરફનો દિબાચો.

મોલવી મોહોમદ નજીર એહમદનાં નામથી ગૂજરાતી ભાષા વાંચનારી પ્રજા હવે અજાણી રહી નથી. "મેરાતુલ અરૂસ" અને "તોબેહ નસુહે" એ વિદ્વાન ગ્રહસ્થનું નામ જેટલું વાયપ્રાંતમાં એટલુંજ મુંબઇમાં પ્રસિદ્ધ કર્યુંછે. મેરાતુલ અરૂસની ત્રણ આવૃતિઓ નિકળી ચૂકીછે, અને જે રીતે તેની હજી માગણી થાયછે તે રીતે તો કદાચ એક વધુ આવૃતિ પણ કાઢવી પડે. તોબેહ નસુહની લગભગ સઘળી નકલો ખપી ગઇછે અને તેની બીજી આવૃતિ કાઢવાનો વિચાર ચાલેછે. આવો બનાવ ગૂજરાતી સાહિત્યની તવારીખમાં એક નવાઇ જેવો પણ અતિ તારીફ લાયક સહી લેખાઇ શકાય. એ રીતે મુંબઇની પ્રજાએ એ બાહોશ લખનારની કદર પિછાણીછે.

હાલનું પુસ્તક "હોસનઆરા" પણ એજ મોલવી સાહેબની અનુભવી કલમનું ફળ છે. અસલ ઉર્દુમાં એ પુસ્તક "બનાતુન નઆશ" ને નામે પ્રગટ થયલુંછે અને તેમના આગળાં પુસ્તકો માફકજ વાય પ્રાંતમાં વખણાયુંછે. એ પ્રાંતની સરકારે પોતે એ પુસ્તકને પસંદ કરી એક સારૂં ઇનામ આપ્યુંછે.

એ પુસ્તક વિષે બે બોલ કેહેવાની જરૂર છે. ખરૂં જોતાં તે મેરાતુલ અરૂસનો બીજો ભાગ છે, પણ ઘણીએક રીતે તે મેરાતુલ અરૂસથી સ્વતંત્ર છે. "**કીન્ડર ગારટન**" નામની કેળવણી આપવાની રીતિ જેનો પ્રસાર હાલમાં ઇંગલાંડ અને વિશેષ કરી જરમનીમાં ઝાઝો થયો છે તે રીતિના ધોરણ ઉપર આ પુસ્તક રચાયલુંછે.

હાલમાં સાધારણ ફરિયાદ થઇ પડીછે કે હાલ ગૂજરાતીમાં છપાતી ચોપડીઓનો મોટો ભાગ વાર્તાની ચોપડીઓનો હોયછે. એ ફરિયાદમાં કેટલુંએક વજૂદ પણ છે. એક ચોપડી નીતિથી ગમે એવી ભરપૂર હોય, વિદ્યાનો ગમે એટલો મોટો તેમાં ભંડાર હોય તોપણ તે ચોપડીનો ખપ ઘણો થતો નથી. એ ઉપરથી સિદ્ધ થાયછે કે વિદ્યાના પુસ્તકો પ્રગટ કરી પેહેલાં લોકોમાં વિદ્યા મેળવવાનો શોખ ઉત્પન્ન કરવો જોઇએ પણ તે કેમ બને? તે એમજ બને કે એવાં પુસ્તકો પ્રગટ થવાં જોઇએ કે જેથી વાંચનારને જ્ઞાન અને રમુજ ભેગાં મળે, માત્ર વાર્તાજ નહિ, તેમ માત્ર

વિદ્યાજ નહિ, પણ બન્નેનું મિશ્ર હોવું જોઇએ. એવું એક પુસ્તક આપણી હાલની ચોપડી "હોસનઆરા" છે.

આ પુસ્તક દેખાઇતી તો એક વાર્તા છે, પણ તેમાં વિદ્યાના પેહેલા કાનુનોનો સમાસ કીધોછે. "પોલિટિકલ ઇકોનોમી" એટલે અર્થ શાસ્ત્રનો પાઠ ભણાવ્યોછે; ગણીતના ફાયદા દરશાવ્યાછે; ભુગોળ વિદ્યાને જગ્યા આપીછે; ખગોળ વિદ્યા પણ ટુંકમાં સમજાવીછે અને સંસાર ઉપયોગી ઘણીક અગત્યની બાબતોને બની શકે એટલો ઇનસાફ આપ્યોછે. પણ આ બધું કેમ કર્યુંછે? માત્ર વાર્તા રૂપે. વાંચનાર તો એમ સમજશે કે તે માત્ર એક રસીલી વાર્તા વાંચેછે, પણ ખરૂં જોતાં તો તે વિદ્યા સંપાદન કરતું જાયછે અને વિદ્યાના ચટતા કાનુનો માટેની જિગ્નાસાનો પાયો નાખતું જાયછે; રમુજ સાથે ગ્નાન મેળવેછે, અને સર્વેથી વધારે ધ્યાન રાખવા જોગ વાત તો એ છે કે આ ગ્નાન મેળવતાં તે કંટાળતું નથી.

ખચિત આવાં પુસ્તકોની બહુ ખૂટ છે, અને મોલવી મોહોમદે એવું એક પુસ્તક પ્રગટ કરી સર્વે વર્ણનાં લોકો ઉપર ઉપકાર કર્યો છે. ગૂજરાતી પ્રજા કદાચ એ કિમતી પુસ્તકનો લાભ મેળવવાથી બેનસીબ રેહેત, પણ એ મોલવી સાહેબે પોતે એ પુસ્તકનો તરજુમો ગૂજરાતીમાં કરવાની ભલામણ કરી તેમ થવા દીધું નથી, એ તેમનો એક વધુ ઉપકાર થયોછે.

આ પુસ્તકનો ગૂજરાતીમાં તરજુમો કરનાર એટલી આશા બતાવી આ દિબાચો ખતમ કરેછે કે શોકીન પ્રજા મોલવી મોહોમદના એ ત્રીજાં પુસ્તકને પેહેલાં બે પુસ્તકોના જેટલોજ ટેકો આપશે. મુંબઇની છોકરીઓની નિશાળોમાં આ ચોપડીને દાખલ થયલી જાવાને તે આશા રાખેછે, અને ઉમેદ ધરાવેછે કે એ નિશાળોના કારોબાર કરનારા સાહેબો એ પુસ્તક એક વેળા વાંચી ગયા પછી એમ કરવાને કશી અડચણ જોશે નહિ.

"બનાતુન નઆશ" નો તરજુમો સન ૧૮૭૮ નાં સ્ત્રીબોધ ચોપાનિયાંમાં શંક્ષેપમાં છપાયો હતો. વાંચનારાંઓને તે ઘણો પસંદ પડયાથી અને ચોપડીના આકારમાં છાપવાની ભલામણ થવાથી હાલમાં નવેસરથી પૂરેપૂરો તરજુમો કરી તેને "હોસનઆરા" નું નામ આપી પ્રગટ કર્યોછે.

મુંબઇ, જાનેવારી ૧૮૯૦ ઇસવી.

# સાંકળિયું.



સફે.

સફે.

# હોસનઆરા

અ થ વા

## મોટે ઘરની દિકરીને ગરીબ ઘરની તાલીમ.

( હિંદી ઘરસંસારનું એક ચિત્ર. )

---

[ **મેરાતુલ અરૂસ** નામની ચોપડીમાં, દિલ્હી શેહેરની પેલી અક્કલમંદ **સ્ત્રી** અસગરીખાનમે છોડીઓને કેળવણી આપવા માટે એક નિશાળ સ્થાપી તથા તેમાં હકીમ ફતેહઅલ્લાખાન અને સુલતાના બેગમની બેટી **હોસનઆરા**ને શિખવા મળી તેનું વર્ણન આવેલું છે. અને તેજ જગ્યાએ તેના લખનારે કબૂલેલું છે કે એ **હોસનઆરા**ને કેવી રીતની તાલીમ આપી તેની વિગત સાથે એક જૂદી ચોપડી બનાવ્યામાં આવશે. તે કબૂલાત પ્રમાણે તેના બનાવનાર મોલવી સાહેબે **"બનાતુન નઆસ"** નામનું એક બીજું પુસ્તક પ્રગટ કર્યું છે, કે જેનો આ પુસ્તક તરજુમો છે અને જે **મેરાતુલ અરૂસ**નો બીજો ભાગ છે.]

---

### એક અમીરની દિકરી હોસનઆરા.

દિલ્હી શેહરની વખણાયલી અસગરી ખાનમના મોહોલ્લામાં હકીમ રૂહઅલ્લા-ખાન નામે નામિચા આદમી રહેતા હતા. એ હકીમ પોતે તો પતીઆલાના માહારાજાના દિવાન હતા; પણ ઘરબાર, બચ્ચાં છોકરાં સર્વે એ મોહોલ્લામાં હતાં. ઘર, હવેલી, નોકર, ચાકર, ઇત્યાદિ મોટું કારભાર હતું, અને એ ઘર શેહરના નામિચાં ઘરોમાં ગણાતું હતું. મોટી મોટી જગાએ સગું નાતું, ને પેહેલે વાંધેના લોકોની માફકની રીતભાત હતી. એ હકીમ સાહેબના નાના ભાઈ ફતેહઅલ્લાખાન ઘણી મુદ્દત સુધી ઇંદોરની સરકારમાં ફોજ મુખત્યાર હતા. પણ જ્યારે તે સરકારમાં મુનશી અમુજાનનો કાબુ વધી પડયો, ત્યારે સલામત વખત જોઈને તેઓ ત્યાંથી ખસી ગયા. ઘરમાં લાખો રૂપિયાની દોલત હતી, ચાકરીની કાંઈ પરવા નહિ હતી. હજારો રૂપિયાની મિલકત શેહેરમાં ખરીદેલી હતી. સેંકડો રૂપિયા દર મહિને ભાડાંના ચાલ્યા આવતા હતા, અને મોટા દબદબાથી રહેતા હતા. દરવાજા ઉપર સીપાઈઓની

ચોકી હતી. અંદર બાહેર મળી ત્રીસ ચાળીસ ચાકર, નોકર, તથા ઘોડા, હાથ્થી, પાલખી, બગી, સવારીને માટે તૈયાર હતાં. એ ફતેહઅલ્લાખાનની બે દિકરીઓ જમાલઆરા તથા હોસનઆરા કરી હતી. જમાલઆરા તો નવાબ અસફંદિયારખાનના દિકરા સાથે પરણેલી હતી, પણ તેમની વચ્ચે એવો અણબનાવ થયલો, કે છેવટે તેઓ વચ્ચેનો વેહેવાર બંધ પડી ગયો;—ખોદા ન કરે—માત્ર તલાક નહિ થયલા હતા, પણ તેમ થવામાં બાકી પણ કાંઈ રહેલું નહિ હતું. પલંગનો સામાન સુદ્ધાં પાછો ફરી ચૂકેલો હતો. બીજી દિકરી હોસનઆરાની માગણી જહજરના નવાબના ખાનદાનમાં થઈ હતી. એ છોકરીઓની માસી નામે શાહજમાની બેગમ, અસગરીના મહીરાંવાળા મોહોલ્લામાં રહેતી હતી. તે મોહોલ્લામાં તો અસગરીની લાયકીનો શોર મચી રહેલો હતો, તેથી શાહજમાની બેગમ અસગરીની સ્થિતિથી સારીપેઠે વાકેફ હતી. એટલુંજ નહિ પણ કેટલીએક વખતે શાદી વિવાહમાં તેને જોયલી હતી.

એક દિને શાહજમાની બેગમ પોતાની નાની બેન સુલાતાના બેગમ તે હોસનઆરાની માને મળવાને માટે આવી. દુનિયાના રિવાજ મુજબ કોઈ આદમજાદ દુઃખથી ખાલી નથી, અને એ હુકમ ખોદા તરફથીજ છે, અગર બધાનેજ ખુશી હોત તો માણસ ખોદાને ભૂલથી પણ યાદ નહિ કરત, અને પોતાને બંદો કરી પણ નહિ ગણત. એજ પ્રમાણે શાહજમાનીની નાની બેન સુલતાના બેગમ ઇશ્વરની કૃપાથી દુનિયાની સર્વે મજાહથી ભરપૂર હતી, પણ દિકરીઓની બાબતમાં તે દિલે દુખી હતી. એક તરફથી જમાલઆરા લગ્ન વિવાહ કરાવીને ઘેર બેઠી હતી, ને બીજી તરફથી હોસનઆરાનો સ્વભાવ એવો તો ખરાબ થઇ ગયો હતો, કે પોતાના ઘરમાં સર્વે સાથે કંકાસ થતો હતો. નહિ માનો મલાહજો, નહિ વડી બેનનો અદબ, નહિ બાપનો ધાક, કે નહિ ભાઇઓ સાથ મિલાપ. જ્યાં જુઓ ત્યાં ચાકરો રડતા, ને લોંડીઓ ખૂણે ખૂણે નાસતી ભરાતી. ટૂંકમાં, હોસનઆરા આખા ઘરને માથે ઉઠાવી રહી હતી. શાહજમાની બેગમના આવ્યાથી આપણે જાણીયે, કે વડી માસી જાણીને હોસનઆરા ઘડી બે ઘડી ચૂપ થઇ બેસશે. પણ શું કહીયે! શાહજમાની બેગમને હજી તો પાલખીમાંથી ઉતરતાં વાર નથી લાગ્યો, કે લાગલી બે ત્રણ ફરિયાદો આવી! નરગેસ દાસી રડતી રડતી આવી કે, "બેગમ સાહેબ જુઓ! નાની સાહેબજાદીએ મને એવા જોરથી પથ્થર માર્યો કે જરામાં આંખ ફુટતી બચી ગઈ!" સુસન ફરિયાદ કરતી આવી કે, "બેગમ સાહેબ, નાની બાઇએ મને કહ્યું કે 'જોઉં સુસન તારી જીભ.' જેવી મેં દેખાડવા જીભ બાહેર કાહાડી કે નિચેથી ઠુડડીમાં એવા જોરથી ઠોંસો માર્યો કે બધા દાંતો જીભમાં બેસી ગયા!" ગોલાબ કળવાઇ ઉઠી કે, "હાએરે

મારો કાન લોહીલુવાણ કરી નાખ્યો !" દાયા ચીરઢાઈ કે "જુઓજી, મારી કમબખ્ત છોકરીને એવા જોરથી લાકડી મારી, કે બાજુમાં લોહી ધાઈ આવ્યુંછે !" રસોઇખાનામાંથી રાંધનારીએ પોકાર માર્યો કે, "ભલાં કોઈ એમને સમજાવો તો, વાણીની તપેલીઓમાં મૂઠીઓ ભરીભરીને રાખ નાખેછે !" શાહજમાની બેગમે સાદ કીધો કે, "હોસના અહીંઆં આવ." માસીનો અવાજ પિછાનીને હોસનઆરા આવીતો ખરી, પણ નહિ સલામ કે નહિ દુઆ. હાથમાં રાખ, પગપર કચરો, એવી હાલતમાં દોડતી માસીને વળગી પડી. માસીએ કહ્યું, "હોસના, તમે ઘણી બેઅદબી કરવા લાગ્યાં છો ?" હોસનઆરાએ કહ્યું, "આએ ચુરેલ સમશ્રુલે રાવ કીધી હશે !" એટલું બોલીને માસીના પાસાંમાંથી નિકળી ઝડપથી બિચારી બેગુનાહ સમશ્રુલનો ચોટલો ધરી રોળવા લાગી. ઘણુંએ માસીએ હેં હેં કીધું, પણ કાંઇબી સાંભળ્યું નહિ.

## હોસનઆરાને નિશાળે બેસાડવાની ભલામણ અને ઊસ્તાની અસગરીનો હેવાલ.

એવું જોઇ શાહજમાની બેગમ પોતાની બેનની તરફ મોઢું કરી બોલી, "બેન સુલતાનાં, એ છોકરીને માટે તો—વાસ્તે ખોદાને—કોઈ ઉસ્તાની* રાખો." સુલતાના બેગમે કહ્યું, "હું શું કરૂં બેન, ઘણા મહિના થયા ઉસ્તાનીની શોધ કરૂંછું, પણ કેથે મળતી નથી." શાહજમાની બેગમ બોલી, "અરે ! બેન, તમારી પણ પેલી કહેવત જેવી વાત છે 'ઢંઢેરા શેહરમેં, લડકા બગલમેં' ખુદ તમારા મોહોલ્લામાં મોલવી મોહોમદ ફાજેલની નાની વહુ લાખ ઉસ્તાનીઓની એક ઉસ્તાની છે !" સુલતાનાએ કહ્યું, "મને આજ સુધી એની ખબર ન હતી, જુઓ, હું હમણાં આદમી મોકલુંછું." એમ કહીને પોતાના ઘરની માનીજી નામની કારભારણને બોલાવી ફરમાવ્યું, "માનીજી, કોઇ મોલવી સાહેબ આએ મોહોલ્લામાં રહેછે. બેનજી કહેછે, કે તેની નાની વહુ ઘણી શીખેલી પઢેલીછે. જુઓ, અગર ઉસ્તાદગીરીની ચાકરી રહે તો તેમને બોલાવી લાવો. ખાધાનું, કપડાં, અને દસ રૂપિયા મહિનો, ને પાન સોપારીનો ખરચ હું આપવાને રાજીછું, અને જ્યારે છોકરી કુરાનનું પેહેલું પ્રકરણ પૂરૂં કરશે, અને અદબ કાયદો શિખી જશે, ત્યારે દરમાયા ઉપરાંત શિક્ષકજીને હું ખુશી કરીશ."

માનીજી મોલવી સાહેબને ઘેર આવી. અસગરીની સાસુ સાથે સાહેબ સલામ થઇ. પછી પૂછ્યું, "ભલાં બાઇ, મોલવી સાહેબના ધણિયાણી તમેજ-છો ?" દિયાનત દાસીએ કહ્યું, "હા, એઓજ છે. આવો બેસો, ક્યાંથી

* ઉસ્તાની એટલે સ્ત્રી શિક્ષક, સ્ત્રી ઉસ્તાદ.

આવ્યાં ?" માનીજીએ ઘરવાળાં બાઈ તરફ મોઢું કરી પૂછ્યું, "જી તમારી નાની વહુ ક્યાં છે ?" સાસુ માએ કહ્યું, "માળાપર છે." માનીજીએ પૂછ્યું, "હું તેમની પાસ ઉપર જાઉં ?" દિયાનતે કહ્યું, "તમે પોતાની નિશાન ઇધાન બતાવો, વહુ સાહેબ પોતે અહીંઆંજ આવશે." માનીજી બોલી, "હું હકીમ સાહેબના ઘેરથી આવીછું." આથી સાસુજીએ સર્વે નાના મોટાંની નામવાર ખેરઆફિયત પૂછી, અને માનીજીને પૂછ્યું, "વહુજી સાથે શું કામ છે ?" માનીજીએ કહ્યું, "તેઓ આવેતો કહું." અસગરીને નિચે ઉતરવાનો વખત પણ થયલો હતો. કેમકે સવારની નિમાજ પડીને અસગરી નિચે ઉતરી આવતી હતી, અને સાંજના તથા રાતની બંને નિમાજો તે નિચે પઢતી હતી. અસગરીને માનીજીએ જોઇતો શિક્ષકપણાની નોકરીને માટે કહેતાં અચકી, પણ વાતચિત્તમાં એવું કહ્યું, કે "બેગમ સાહેબની મરજી પોતાની નાની દિકરીને કેળવણી અપાવાનીછે. મોટાં બેગમ સાહેબે તમારી ભલામણ કીધી, તેથી બેગમ સાહેબે મને મોકલીછે." અસગરીએ કહ્યું કે, "બન્ને બેગમ સાહેબોને મારી તરફથી ઘણી ઘણી સલામ કહેવી, અને કહેવું કે જે કાંઈ સારૂં મારૂં મને આવડેછે, તે શિખવવાને મને કશી અડચણ નથી. માણસ જાત એટલાજ માટે શિખે પઢેછે, કે બીજાને ફાયદો પહોંચાડે. વળી મોટાં બેગમ સાહેબને ખબર હશે કે હું મારે મહિરે કેટલી છોડીઓને શિખવતી હતી. મારો જીવ ઘણો ચાહેછે, કે બેગમ સાહેબની દિકરીને શિખવું, પણ શું કરૂં, નથી બેગમ સાહેબ દિકરીને અહીંઆં મોકલવાના કે નથી મારૂં તેઓને ત્યાં જવાનું થઇ શકતું." માનીજીએ પગારનું નામ તો ખોલ્લું નહિ દીધું, પણ ભરમમાં બોલી, કે "બેગમ સાહેબ સર્વે રીતે ખરચ ખુટણ આપવાને તૈયાર છે." અસગરીએ કહ્યું, "એ સર્વે તેમની મહેરબાની છે, ને એ તેમના મરતબાને શોભીતી વાત છે. અમે ગરીબ પણ એઓના છાંયા તળે પડેલાં છીયે, તેથી ખોદા નાગાં ભૂખ્યાં નથી રાખતો. વગર પૈસે દાસી બનીને તો ચાકરી કરવાને હું હાજર છું, અને જો પગારદાર શિક્ષક જોઇતી હોય તો શેહેરમાં ઘણી મળશે." એ પછી માનીજીએ અસગરીનો હેવાલ પૂછ્યો, અને જ્યારે એવું સાંભળ્યું કે એ તેહસીલદારની દિકરી છે, અને એના સસરા મોલવી મોહોમદ ફાજલ સાહેબની પચાસ રૂપિયાના દરમાયા ઉપર છે, ત્યારે માનીજીને પસ્તાવો થયો, કે નોકરીનો એશારો ફોકટમાં કીધો. જોકે માનીજીએ ઘણાએક નવાબી કારખાનાં જોયલાં હતાં પણ અસગરીની ચોખ્ખી વાતચિત્ત સાંભળીને ડંગજ થઇ ગઇ, અને માફી ચાહી કે, "બાઈ મને માફ કરજો." અસગરીએ કહ્યું, "શા માટે તમે મને કાંટા ચોભોછો. પેહેલાંતો ચાકરી કરવી એમાં કાંઇ એબ નથી, તેમ ગુનાહ પણ નથી, અને એમ કરતાં પણ તમે અજાણપણાથી પૂછ્યું તો તેનું શું છે."

એ પછી માનીજી રજા લઇને ગઈ, અને ત્યાં જઇને કહ્યું કે, "બેગમ સાહેબ, ખરૂં જોતાં ઉસ્તાનીતો લાખ ઉસ્તાનીઓમાં એક છે. જેનો ચેહેરોજ જોતાં મુર્ખ પણ આદમી બની જાય; જેની પાસે બેઠાથી ઇનસાનિયત હાંસલ થાય; જેનો છાંયો પડયાથી મલાહજો શિખાય, ને હવા લાગવાથી અદબ પકડાય; પણ તે તો નોકરી કરનારી નથી. તેહસીલદારની દિકરી છે, ને લાહોરના સરદારના મુખત્યારની વહુ થાયછે. ઘરમાં દાસી, નોકર છે, ઓરડામાં સેત્રંજી બિછાવેલીછે. સુજની, અઠીંગવાના તકિયા મૂકેલાછે. સારી ખુશ રીતે જીંદગી ગુજારેછે. વારૂં તેને નોકરીની શું પરવા હોય?" શાહજમાની બોલ્યાં, "ખરૂં છે, બેન સુલતાના, તમે માનીજીને મોકલીતો ખરી, પણ મને ભરૂસો નહિ હતો કે તે નોકરી રહેશે." માનીજીએ કહ્યું, "પણ તે તો એવું સારૂં આદમી છે કે, મુફત શિખવવાને ખુશીથી રાજી છે." સુલતાનાએ પૂછયું, "શું અહીંઆં આવીને?" માનીજીએ જવાબ દીધો, "વારૂં બેગમ સાહેબ; જે નોકરીની પરવા નથી રાખતી, તે અહિં કેમ કરી આવશે!" સુલતાનાએ પૂછયું, "ત્યારે શું છોકરી ત્યાં જયા કરશે?" શાહજમાનીએ કહ્યું, "તેમાં શું અડચણ છે. બે ડગલાં ઉપર તો ઘર છે, અને મોલવી સાહેબને તમે શું કાંઇ હલકા પોચા જાણોછો? તે ભાઇઅલી નકીખાનની સગી ફુઇની દિકરીના દિકરા થાયછે." સુલતાના બોલી, "વાહ! ત્યારે તો એક લેખે આપણી શગાઇમાં છે." શાહજમાનીએ કહ્યું, "તો બોદા ન કરે કાંઈ જેવા તેવા છે કે. પેહેલાં તેમનું કામ ખૂબ અચ્છું ચાલતું હતું, જ્યારથી હાકેમ બિગડયો, ત્યારથી બિચારા ગરીબ થઈ પડયાછે; તોપણ હમેશાં દાસી તો રેહેલીછે, તેમજ દરવાજાપર પણ એક બે માણસો રેહેછે." સુલતાનાએ કહ્યું, "ઠીક ત્યારે હોસનઆરા ત્યાંજ જયા કરશે."

બીજે દિને શાહજમાની બેગમ તથા સુલતાના બેગમ હોસનઆરાને લઇને અસગરીને ઘેર આવ્યાં. જોકે અસગરીને ત્યાં ગરીબા સામાન હતો, પણ તેની અચ્છી ગોઠવણ અને સારા બંદોબસ્તને લીધે બેગમોની એવી મદારત થઇ, કે હરેક જોઇતી ચીજો બેઠાબેઠામાં હાજર થઈ ગઈ. બે ચાર જાતનાં અત્તર, એલચી લવંગનો ચોઘરો, ચીકણી સોપારી, ચાહ ઇત્યાદિ; વાતમાંને વાતમાં સર્વે હાજર થઈ ગયું. સારાં મજાના બિડાં તૈયાર થઈ ગયાં. બંને બેનોએ અસગરીને કહ્યું કે, "મેહેરબાની કરીને આ છોકરીને ખરે દિલથી શિખવી આપો." અસગરીએ કહ્યું, "પેહેલાં તો ખુદ મનેજ શું આવડેછે, મગર જે બે ચાર બોલો મુરબીઓની મેહેરબાનીથી જાણુંછું, તે ચાહવું બોદાનું છે, તો મારી શક્તિ છે ત્યાંસુધી એમને દેખાડવાને પાછી નહિ રહીશ." આગળ વાતચિત થતાં સુલતાના બેગમ એક મોહોર અસગરીને આપવા લાગ્યાં. અસગરીએ કહ્યું, "એની કાંઈ જરૂર નથી. એમ કેમ બને

કે હું શિખવાઇનું તમારી પાસેથી લઉં !" સુલતાનાએ કહ્યું, "તોબાહ, શિખવાઇ આપવાને હમારૂં શું મોઢું વોયું છે. એતો શરૂઆતની મીઠાઇનું છે." અસગરીએ કહ્યું, "શરૂઆતમાં વધાઇને માટે મીઠાઈ વેંહેંચી આપવાનો ચાલ છે, તેટલાને વાસ્તે શું એક મોહોર ! બચ્ચાંઓનું મોઢું મીઠું કરવાને શેર અધશેર મીઠાઈ બસ છે." એ કહીને દિયાનત દાસીને ઇશારત કીધી, તેથી તે કોટડીમાંથી એક તબક ભરીને મીઠાઈ કાહાડી લાવી. અસગરીએ પોતે "ફાતીઓ" પઢીને તેમાંથી પેહેલાં હોસનઆરાને થોડી આપી, અને પછી તબક ભરી દિયાનતને આપી, કે સર્વે છોકરાંઓને વેંહેંચી આપો." સુલતાના બોલી, "ઠીક! તમે મને શરમીનદી કીધી." અસગરીએ કહ્યું, "અમે બિચારાં ગરીબ કશાને લાયક નથી, અહીંઆં જે કાંઈ છે તે પણ તમારૂંજ છે. અલબતે મારૂં આપવું તો ત્યારેજ છે, કે હોસનઆરા બેગમને શિખવી આપું, ને તે દહાડો ઓદ્દો દેખાડે—કે હું તમારી આગળ હસતી ઉભી થાઉં." એવી રીતે દુનિયાદારીની વાતચિતો થયાબાદ શાહજમાની બેગમ તથા સુલતાના બેગમ પાછાં ગયાં, અને હોસનઆરાને અસગરીના હવાલામાં સોંપી ગયાં.

હોસનઆરાને નિશાળમાં બેસતાંજ મોહોલ્લો ને મોહોલ્લો તૂટી પડયો. જેને જુઓ તે પોતાની દિકરીને લઈ આવેલુંજ છે. પણ અસગરીએ તેમાંથી ગ્રહસ્થોની દિકરીઓને ચૂંટીને લીધી, અને બાકીનાઓને એવી તદબીરથી બસાડી મૂકી, કે હું આંતરે આંતરે પોતાની માને ઘેર જયા કરૂં છું, ને પઢવું પઢાવવું જયાંસુધી બંતીનું નહિ હોય તો તે નકામું છે. એમ છતાં પણ ૨૦ છોડીઓ શિખવા બેઠી હતી. પણ અસગરીને કોઈ છોડી પાસેથી લેવા લેવાડવાના કસમ હતા. બલકે એક બે રૂપિયા તેના પોતાની ગીરેના છોડીઓ ઉપર ખરચાતા હતા.

## હોસનઆરાનું નિશાળે બેસવું અને દાસીઓની ચાપલુસી.

એવી રીતે જોતાં તો જાણે હોસનઆરા એકલી નિશાળમાં બેઠી, પણ કોઈ ડજન લોંડીઓ, ને કોડીભર દાસીઓ તેની સાથે આવી હતી, લોંડીઓની તો ટેવજ હતી કે વગર કારણે પણ દર પળે ચારો તરફથી હોસનઆરાને ઘેરી રહેતાં, કાંઇ કામ નહિ તો વાતેવાતમાં ચાપલુસી, ને વાતેવાતમાં તારીફ. જરા બેઠક બદલી તો સર્વે બોલી ઉઠતાં, "બિસમલ્લા, બિસમલ્લા." છીંકતી તો સર્વે "શોક્રઅલ્લા" કહેતાં. એક તરફથી માનીજી છુપાં છુપાં આશિષના શબ્દો પઢી પઢીને ફૂંકતાં, બીજી તરફથી અમ્મા દાઇ વારેવાર નજર દૂર કરવાનું ભણત્ર બડબડતી. જો કદાચ હોસનઆરાએ આંખો ઉંચી કરી જોયું તો, કોઈ ઝડપમાં પંખો નાખતી, કોઈ રોમાલ કે દોપટ્ટાનો છેડો હલાવવા મંડી જતી,

કોઈ બોલતી "મરી જાઉં, પાન બિડી ખાઇ લ્યો યા મીઠાઇના ગોટાના બે દાણાં મોંહમાં નાખી લ્યો, વખત ઘણો થયોછે, મોઢું સૂકાઇ જતું હશે." કોઇ કહેવા લાગી "સદકે જાઉં, એક ગોટ શરબત પી લ્યો, દુશ્મનનાં હોઠો સૂકાઇ ગયાછે, ફિંકરીઓ બંધ પડી ગઇછે, ચુલામાં જાઓ એવું શિખવું ને બળતામાં જાઓ એવી નિશાળ, છોડીનું મોઢું તો જુઓ, જરામાં કેટલું સોહરાઈ ગયું છે?" એમ કહેતાં ઝડપમાં દોડી આવી ઓવારણા લેઈ, હોસનઆરાને ગળે લગાડી લેતી. જેમની ઉપર હોસનઆરાની પેઠે એવી લોંડીઓનો ઓદાઇ ગજબ અને એવી દાસીઓની આફતેબલા હોય તેનો સ્વભાવ સલામત રહે એ અજબની વાત છે. એવાંઓની સંગતમાં ફરેશ્તો પણ હોય તો તે ભૂતથી પણ ભૂંડો બને.

એજ રીતે બિચારી હોસનઆરા પણ લોંડીઓની બળામાં ફસેલી હતી. કોઇ એવી ખરાબ ટેવ ન હશે કે તેના સ્વભાવમાં લાગુ પડી ન હોય. નિશાળમાં આવી તો ભૂંડાઇ, ખરાબ સ્વભાવ, ગાળો, મગરૂરી, બેપરવાઈ, બડાઈ, અદેખાઇ, જુઠાઈ, ચુંગલી, નફટાઈ, હેંકરાઇ, લાલચ, આળશાઇ, મૂર્ખાઇ, તોરછડાઈ એવી એવી પોતાની જુની સાહેલીઓને સાથે લઇ આવેલી હતી. જોકે ઉસ્તાનીજી પોતે અશરાફ ઘરની બેટી અને અમીરોની રીતભાતથી વાકેફ હતી માટે તેને તો હોસનઆરાનો ઇત્તરાટ, ને દાસીઓની ચાપલુસી જોવાથી કોઈ રીતનો ઓચંબો લાગ્યો નહિ, પણ નિશાળની છોડીઓને તો એથી ઠીક તમાશો મળવા લાગ્યો. છોડીઓ વાંચવા લખવાનું મૂકી દઈ સઘળી એકીટગરે હોસનઆરા અને સાથવાળીઓને જોવા લાગી. અસગરીએ જોયું કે આ સંગતોએ હોસનઆરાને તદન બિગાડી નાખી છે માટે હવે પણ જો એજ સંગ સાથેનો સાથે રહેશે તો કેળવણી અને સુધારાની કશી અસર થવાની નથી. પછી કારભારણ માનીજીને કહ્યું, "હવે આ લોકોને વિદાય કરો કે જઈ ઘરનું કામકાજ સંભાળે. નિશાળની છોડીઓ એવામાં ઘુમાઇ રહીછે, ને હોસનઆરા બેગમનું દિલખી ઉચાટને ઉચાટ ચાલ્યું જાય છે."

માનીજી ઘણી સમજુ હતી, તેથી તેણે એ સાંભળતાંજ સર્વેને જવાને હોકમ કીધો, પણ દાસીઓ જવાનું નામ સાંભળીને ભણભણવા લાગી. એક બોલી, "વાહ! સાહેબજાદી વગર મને એક પળખી કરાર હોય કે? ને ઘરમાં મારેથી એકલી બેસાય કે?" બીજી બોલી, "માનીજી! એવી નોકરીને સલામ છે. મેં કોઈ ખાધા કપડાંની લાલચથી નોકરી લીધી નથી; ફક્ત આ એક બચ્ચાંની મોહબ્બતને માટે છે. મારો પગાર છે તો એજ છે, ને ઇનામખી એજ છે." આ દાસીઓની ખરી મતલબ એ હતી કે હોસનઆરાને બહાને ઘરના ઘસડબોરામાંથી બચે. એ સાંભળી અસગરી બોલી, "બાઇઓ વડાં બેગમ સાહેબ કરતાં પણ વધુ મોહોબતનો અને પ્યારનો દાવો દેખાડો છો

તો આ કહેવત શું ખબર નથી કે "મા કરતાં વધુ ચાહે, તે ફાફા કુટણી કહેવાએ"? વળી તમારે જવાનું છે તે કયાં? માત્ર ચાર કદમ ઉપર સામેનું ઘર છે. તમે જુઓ છો કે નિશાળમાં જગ્યા કેટલી થોડી છે, તેમાં તમો લોકોના ઉઠવા બેસવાથી છોકરીઓના અભ્યાસમાં કેટલી અડચણ થશે; માટે બેહેતર છે કે આ વખતે તમો અહીંઆંથી જઈ પોતપોતાનું કામ કરો." એટલું કહ્યા છતાં બે ચાર જણીઓએ અડ લીધી કે, "પણ સાહેબજાદીને પંખો નાખવા અને પાણી પાવાને માટે એક બે જણીઓને રહેવાની જરૂર છે." અસગરીએ જવાબ દીધો કે, "હમો સર્વે હમારૂં કામ પોતાના હાથોથી તો કરીએ છીયે તેમાં બેન હોસનઆરા બેગમનું એટલું કામ વધુ કરીશું તો હાથ ઘસાઈ જવાના નથી" એવી રીતે આખરે અસગરીની બોહોંસે સર્વેને કહાડયાં.

## ઊસ્તાની અસગરીની શિખવવાની કળા.

માનીજી "બગદાદી કાયદો" અને "અમનો સુપારો" એક કિનખાબના જુઝદાનમાં મૂકી બગલમાં મારી લાવ્યાં હતાં, તે જુઝદાન હોસનઆરાને આપવા લાગ્યાં. અસગરીએ પૂછ્યું, "આ શું છે?"

**માનીજી**—"બગદાદી કાયદો" અને "અમનો સુપારો" છે. જરા જૂઓ તો ખરાં, કેવા ખુશ દસ્કતછે.

**અસગરી**—પણ હાલમાં એની કાંઈ જરૂર નથી.

**માનીજી**—ત્યારે સાહેબજાદીને શરૂ શું કરાવશો?

**અસગરી**—હમણાં તો કાંઈજ નહિ.

**માનીજી**—કાંઈજ નહિ! ત્યારે નિશાળે બેસાડવાનો ફાયદો શો?

**અસગરી**—મનેતો "હથેલીપર સરસોઉં જમાવતાં" નથી આવડતું. ફાયદો કાયદો જે કાંઈ હશે તે થોડા દિવસમાં આપોઆપ નજર આવશે. છોકરાંની મરજી વિના કાંઈપી શિખવવું એ મારી રીતિ નથી. શિખવું-શિખવવું ત્યારેજ ફાયદો કરેછે કે જ્યારે શિખનાર પોતે શિખવાની મરજી દેખાડે. મારી, બાંધીને કાંઈ શિખવ્યું તો તેમાં હાંસલ નહિ. પહેલાં તો એવી રીતે શિખવેલું યાદ રેહેતું નથી; બીજુંતો જ્યારે દિલ નથી ચહાતું, ને જબરી કીધા તો ઉલટું સમજવાની શકિત કોઠ થાયછે.

**માનીજી**—ખરૂંછે, પણ બચ્ચાંની મરજી ઉપર રાખો ત્યારેતો પઢવું, લખવું સર્વે તદન નાબૂદ થઈ જાય!

**અસગરી**—હું એમ નથી કેહતી કે સઘળાંજ છોકરાં શોકથી શિખેછે. પણ મેંતો એવો કાયદો રાખેલોછે કે પહેલાં વિદ્યાભ્યાસનો શોક દિલમાં ઉત્તપંન કરી આપવો, પછી પઢાવવું શરૂ કરાવવું.

**માનીજી**—સુબ્હાન અલ્લા ! શોકજ હોયતો પછી શિખવું શું મોટી વાત છે. વગર શોકથી જે વરસોમાં સંપાદન કરી ન શકાય તે શોકથી મહિનામાં થઈ શકે. પણ આ સાહેબઝાદી તો શિખવાના નામથી ગાઉઓ સુધી દૂર નાહાસતી હતી. એમને તો ખોદા શોક આપશે તોજ થશે.

**અસગરી**—ભલાં માનીજી, ખોદાનું કરવું છે તો એજ હોસનઆરા બેગમ શિખવાને માટે હાથો જોડશે, પગે પડશે તથા કાલાવાળા કરશે. એમ બને ત્યારે વારૂં ?

ટૂંકામાં, હવે સાથવાળાં સર્વે ખરી ગયાં અને હોસનઆરા એકલી અસગરી-ખાનેમની પાસે રહી. એક તો, અસગરી પોતે ચાતુર હતીજ તેથી તેના દેખાવ અને થોડા વખતની હપછપથી તેને પિછાણી લીધી. બીજું તો, એકજ મોહોલ્લામાં રહેનારાં તેથી તેને અગાઉથી સર્વે સાંભળેલું હતું, માટે હોસનઆરાને સુધારવામાં શું શું મુશ્કેલી હતી તે અસગરી પામી ગઈ. એટલું ઠીક હતું કે હોસનઆરાના મિજાઝમાં દુનિયા ભરની ખરાબીઓ હતી, તેમ આ એક ખુબી પણ હતી કે તે ચબરાક અને સમજદાર ઉપરાંત જાતે નેક હતી, જેથી તેનું દિલ સારી વાતની અસર ઝટ પકડી લેતું હતું. જો તેનેથી કાંઇ ભૂલ થઇ જતી, અને નરમાશથી સમજાવ્યું હોય તો તે તરત તાબે થઈ જતી અને શરમાઇને પોતાની કસુરની દિલગીરી જણાવી ફરી એમ ન બને તેની કોશેશ કરતી, અને એટલા આધારથીજ અસગરીખાનેમે તેને કેળવણી આપવાનું બિડું ઉઠાવી લીધું હતું. હોસનઆરાનો સ્વભાવ જાતે તો ઘણો સારો હતો, પણ લાડ અને દોલતમંદીથી જે જે ખરાબીઓ ઉત્પન્ન થાયછે, તે સઘળી ખરાબીઓએ ઘણે દરજ્જે તેના સ્વભાવમાં અસર કરી હતી.

## નિશાળની છોડીઓનો હેવાલ.

જ્યારે નિશાળે બેઠી ત્યારે હોસનઆરાની ઉમર ૧૧ વરસની હતી. આ વખત સુધી નિશાળમાં છોડીઓની ઝાઝી ભીડભાર પણ નહોતી, માત્ર અસગરીની નણંદ મેહમુદા, ઝોબીદા, આમેના, રાબા, કુલસુમ, હલીમાં, કનીજેફાતમાં, ખેરનનીસા, હાજરા, અને શેહરબાનું મળી ૧૦ છોડીઓ નિશાળે બેઠેલી હતી. આ છોડીઓ હોસનઆરાની પેઠે સઘળી કાંઇ અમીર-ઝાદીઓ તો ન હતી. ઘણુંકરી ધંધાદારી અને આબરૂવાળી નોકરી કરનારા-ઓની દિકરીઓ હતી. હોસનઆરા સાથે સરખાવતાં સઘળીઓ ગરીબ હતી. પણ તેમાં પોતપોતામાં સરખાવતાં કોઇ વધુ સુખવાસી તો કોઇ મધ્યમ હાલતપર સંતોષી અને કોઇ ઘણી ગરીબ અવસ્થામાં હતી. જેવી તેઓની હાલત ચઢ ઉતર હતી, તેમજ તેમના ચેહેરા અને સ્વભાવણી જૂદા જૂદા હતા, પણ નિશાળની કેળવણીએ સ્વભાવના આ તફાવતને તદન મરડી નાખ્યો હતો.

જોકે એ છોડીઓ જૂદાં જૂદાં ઘરોની હતી, તોપણ પોતપોતામાં એવી મળી ભળી રહેતી હતી કે જાણે સઘળીઓ સગી બેનો હોય. નહિ તેઓમાં કંકાસ થતો કે નહિ કોઇ રીતનો કજીયો. ચેહરાનો ફેર દૂર કરવો એ તો અસગરીની શક્તિની બાહેર હતું પણ એટલું તો કીધેલું હતું કે કોઇને ચેહરા ઉપર ચેષ્ટા કે ટીકા કરવાની જગ્યા બાકી રહી હતી નહિ. જે રંગે ઉજળી હતી તે કાળીને હલકાઇની નજરથી કદી ન જોતી; અથવા જે રૂપાળી હતી તે પોતાનો ચેહરો જોઈ ઉફનાતી ન હતી. અમારી, ગરીબાની તો અહીંઆં વાતજ ન હતી; કોઇ જાણતું ન હતું કે અમારી તે શું બલાછે, ને ગરીબ થવું તેબી કાંઇ ધિક્કારની વાત હોય?

પણ હોસનઆરાનું જેવું નિશાળમાં બેસવું કે સુરત, સિકલ અને અમારી ગરીબાની ચર્ચા શરૂ થઇ. હોસનઆરા આવતાંજ ગરીબોને જોઇ મોહોડું મચકોરવા ને ભવાં ચઢાવવા લાગી; પાસે બેસવું તો શું પણ મુખ્ય કરી ગરીબ છોડીઓનું નિશાળમાં હોવુંજ તેને નાપસંદ લાગ્યું. ચેહરા મેહરા ઉપર હોસનઆરાને એટલું તો ઉકમાન હતું કે કેટલીએક છોડીઓને જોતાં તે ભડક દઈ હસી પડતી ને બેધડક બોલી દેતી, “નહિ સુરત કે નહિ સિકલ, બારમાંથી નિકળ!” મેહમુદા અને હોસનઆરા વચ્ચે એક રીતે પહેલાંથીજ જાણ પિછાણ હતી. બે ચારવાર કોઇ કોઇના લગ્ન વિવાહમાં એક બીજીને જોવાનો બલકે વાતચિત કરવાનો પણ જોગ બનેલો હતો. એવી રૂઢીછે કે કોઈ આદમી જો કોઈ અજાણી જગ્યાએ જાયછે તો ત્યાંના લોકો વિષે પોતાનાં કોઇ જાણ પિછાણવાળાંને પુછેછે, અને સઘળી ખબરો મેળવેછે. તેજ મુજબ હોસનઆરા આવી તેવીજ મેહમુદાની પડોસમાંજ બેઠી હતી, તેથી તે છૂપી છૂપી નિશાળની છોડીઓની વિગત મેહમુદાને પૂછવા લાગી. મેહમુદા ગરીબની દિકરી હતી તો શું થયું, પણ હોસનઆરાને માથેની હતી. પોતાની ગરીબડી સહીઓ તરફ જ્યારેબી હોસનઆરા ધિક્કાર બતાવતી, ત્યારે મેહમુદા તેણીને જવાબ દેતાં ભરમમાં ને ભરમમાં એવાં મેણાં મારતી કે આ મોટે ઘેરની છોડીની ખાતરજમા થતી હતી.

## હોસનઆરાનું નિશાળની છોડીઓ તરફ ધિક્કારની નજરથી જોવું.

તેણીએ ઝોબીદાની તરફ ઇશારત કરી પૂછ્યું, “કેમ, બેન મેહમુદા, પેલી આપણી સામે સહિયડનાં ચાટાંવાળી છોકરી જે ઉતારની રોટી જેવું મોહોડું કરીને બેઠીછે તે કોણ?” આમ બોલી હોસનઆરા પોતેજ એકલી હસી, ને આ ટકોર સાંભળી મેહમુદાબી હસી પડશે એમ વિચારી મેહમુદાનું મોહોડું જોવા લાગી. પણ ના, મેહમુદાપર એથી ઉલટી અસર થઇ.

તે મોહોડેથી તો કાંઇ બોલી નહિ, પણ હોસનઆરાના બોલવાને એવા તુચ્છકારથી સાંભળ્યું કે તેના ચેહેરાપરથીજ તે જણાઇ આવ્યું. તેણીએ તેનીગમ જોયા વિના જવાબ દીધો કે, “એ અમીરખાનની હવેલીમાં રહેછે. એનું નામ ઝોબીદા છે. એનો બાપ રફુગરનો ધંધો કરેછે.”

**હોસનઆરા**—ઠીક? જ્યારે રફુગરજ છે તો પાશેર બીબો લઇને પોતાની દિકરીના ચેહેરાને રફુ કાં નથી કરતો?

**મેહમુદા**—એની દિકરીના મોહોડાંપર શુહિયડના ડાઘ છે, કાંઇ મોહોડું ફાટેલું નથી કે રફુ કરે.

**હોસનઆરા**—અને એની પડોસમાં બીજી પેલી કાળી કાળી છે તે કોણ? જાણે કાળા પથ્થરની દેવલી મૂકીછે.

**મેહમુદા**—એ બિચારી એક ગરીબ કલ્લઇગરની દિકરી છે.

**હોસનઆરા**—ત્યારે ઘરમાંને ઘરમાં મોહોડાં પર કલ્લઇ કાં નહિ કરાવી લેતી?

**મેહમુદા**—અમીરોને ઘેર કલ્લઇ કરવાને લીધે ફુરસદ મળતી ન હશે.

**હોસનઆરા**—ભલી બેન, આ ખુણામાં કોણ છોકરી બેઠીછે. ઓહો! જ્યારે એ રડતી હશે ત્યારે એની શિકલ કેવી કદરૂપી થતી હશે!

**મેહમુદા**—રડતી વેળા સર્વેનીજ શિકળ કદરૂપી થાયછે.

**હોસનઆરા**—ના મારી તો નથી થતી.

**મેહમુદા**—તમે કેમ જાણ્યું કે નથી થતી?

**હોસનઆરા**—મેં રડતી રડતી મારૂં મોહોડું આરસીમાં જોયું હતું તો રડવાથી મોહોડું રાતું થઇ ઉળટું વધારે દિપી નિકળ્યું હતું.

**મેહમુદા**—બેન, રડતી શિકલની તારીફ તો હું તમારેથીજ સાંભળુંછું. પણ ખેર, તમુને તમારૂં વખાણેલું રૂપ મુબારક હોજો. અહાંઆં તો તેની ઉપર મોહી પડનાર કોઇ નથી.

આ રીતે હોસનઆરાએ બીજા પણ બે ચાર ટીકા કર્યાં પણ તેણે જોયું કે મેહમુદાએ તેની કશી દાદ લીધી નહિ. તેથી હોસનઆરા ખસિયાણી પડી ચૂપ થઇ ગઇ, પણ પહેલે દહાડેથીજ અમીરીના ગુમાનમાં હોસનઆરાએ નિશાળમાં પોતાની એવી હાકમી બેસાડી દીધી કે જાણે સર્વ છોડીઓ તેની લોંડી હોય. વગર આંચકીએ તે સૌપર હોકમ ચલાવવા લાગી.

અસગરી બાનમે પહેલાંથીજ સંભાળ રાખી કે હોસનઆરાને નિશાળથી કંટાળી જવાનું કાંઇ કારણ ન મળે. કેમકે તે સારી રીતે જાણતી હતી કે જો તેનું દિલ ઉચાટ પડશે તો પછી અહીંઆંની દુનિયાં ત્યાં થઇ જશે તોપણ એ ખોદાની બંદી નિશાળ તરફ મોહોડું નહિ કરશે. નિશાળની છોડીઓ તો હોસનઆરાના ઢંગ જોઇ છક્કજ થઇ ગઇ હતી; તે સર્વેને હોસનઆરા

માટે એક જાતનો ધિક્કાર ઉપજતો હતો. હોસનઆરા છોકરીઓને જેટલી પોતા તરફ ખેંચતી તેટલી તેઓ તેણીથી દૂરની દૂર જતી અને જેમ જેમ તે વડાઇ કરતી તેમ તેમ તેઓ તેની તરફ તુચ્છકારથી જોતી. એ બાબતમાં અસગરીએ ઇશારતથી સૌને મને કીધાં અને મેહમુદાને ચેતવ્યું કે, "હોસન-આરા ઘણી ભલી છોકરીછે, અને એ ઘણી સારી સખી તમને હાથ લાગીછે. થોડા દિવસ ધિરજ પકડો, ને એમણે બેદિલ ન થવા દો. જંગલી પક્ષીની પેરે બિચારી તરતની પાંજરામાં કેદ પડેલીછે. માટે જો તમે તેને ભડકાવશો તો ફરફર કરતી ઉડી જશે ને ફરી હાથ આવશે નહિ. પણ જો હળીમળી ગઇ તો તમે જોશો કે કેવી કેવી મધુર વાણીઓ બોલી આપણા દિલને મોહ પમાડશે." હવે એક તરફથી છોકરીઓ તેની ખાતરદારી કરવા લાગી અને બીજી તરફથી ઉસ્તાનીજીએ લખવા વાંચવાનું નામ પણ મોહોડેથી કહાડ્યું નહિ, ત્યારે હવે હોસનઆરાને ધાસ્તીનું કાંઈ કારણ રહ્યું નહિ. પહેલેજ દિવસે તે છોકરીઓ સાથ એવી તો મળી ગઈ કે જાણે ઘણું એકની સાથે રમેલી હોય. પછી પોતેજ વિનંતી તથા આગ્રહ કરી મેહમુદાની ઢીંગલીઓનું ઘર ઉઘડાવ્યું.

## મેહમુદાની ઢીંગલીઓનું ઘર.

જોકે હોસનઆરાને ઘર ઢીંગલીઓનો મોટો સંગ્રહ હતો તોપણ તે અહીંઆં મેહમુદાની ઢીંગલીઓ જોઈ બહુજ અજબ થઇ. હોસનઆરાની ઢીંગલીઓ સઘળી બજારમાંથી વેચાતી લીધેલી હતી. તેમણી સિકલ જોઇએ તો બિહામણી; પોશાક જુઓ તો બેઢપ; કસબ તો સઘળો ખોટો; કામ સર્વે હાલહવાલ; નહિં ટાંકાનું ઠેકાણું કે નહિં સિલાઇનું! પણ એથી ઉલટું મેહમુદાના ઢીંગલાં તો માથાંથી પગલેર તેના પોતાના હાથની કારીગરીથી બનાવેલાં હતાં. ક્યાં પેલું બજારૂ કામ ને ક્યાં આ ઘરગતું કામ! હોસનઆરાએ પોતાંની ઢીંગલીઓ માટે આઇતું બનાવેલું બે માળનું એક ઘર પંદર રૂપિયે વેચાતું લીધું હતું અને તે ઉપર તે ફતિરાતી હતી. મેહમુદાએ પોતે ટીલીઓ અને પાનાનું એક ઘણું સુંદર અને સારી ઢપનું ઘર પોતાને હાથે બનાવ્યું હતું. હોસનઆરાને મેહમુદાનાં આ ઢીંગલાં જોઇ પહેલવહેલોજ એ વિચાર ઉપજયો કે હુનર અને રચણા આગળ માલ અને દોલત કાંઇજ નથી. પોતાને હાથનાં હુનરથી જેવું એક કામ થઇ શકેછે તેવું પઇસાથી થઈ શકતું નથી.

તે વારેવાર અજબ થઇ મેહમુદાને તરેહવાર પૂછતી. "ઓ હો! આ નાનો સરખો કારચોબી બટવો શું તમેજ સિવ્યો કે? બેન, ખરૂં બોલો, આ પલંગના તકિયા તમે બનાવ્યા કે? આ લીલા પોશાકમાં ટીલી કાંઇ તમારી ટાંકેલી નથી! આ ફૂલતું તો બેશક ઉસ્તાનીજીએ વેત્રી આપ્યું હશે.

વારૂં, એ તો રહ્યું, પણ આ પટાપટીના પરદા ક્યાંથી લીધા ? આ ગંગાજમની તારો ભરેલો દુપટો કોણે આપ્યો ? એની ઉપર આતે શી તરેહની ભરત છે ? આ નાકું તો કાંઈ અજબ જેવું છે ! અરે, આ જુઓ આબ્રકના ઝુમ્મર ! કાગજના પંખા !" ટુંકામાં, મેહમુદાની ઢીંગલીઓ જોઈ હોસનઆરા એવી તો એચંબો પામી કે અજબ થઇ થઇને મેહમુદાને પોતાનીજ દેખાડતી.

મેહમુદાએ હોસનઆરાની સર્વે અજાયબીનો એજ જવાબ દીધો કે, "એ સઘળું મારે હાથેજ કીવેલું, અને મારે હાથેજ સિવેલું ભરેલું છે, એમાં કાંઈ મોટી વાત નથી. તમે પણ જો બે મહિના સિવવાપર ચિત્ત લગાડો તો એ કરતાં સરસ બનાવી શકો. મને તો ઢીંગલાં રમવાનો શોખ નથી, પણ ઉસ્તાનીજી જ્યારે કોઇ નવું કામ શિખવેછે, ત્યારે હું પહેલાં ઢીંગલીઓપર તે અજમાવી જોવુંછું. માટે તમે જે જોયું તે મારી શરૂઆતની અજમાયશનું છે.

**હોસનઆરા**—બે મહિનામાં શું હું એ કરતાં સરસ બનાવી શકું ?

**મેહમુદા**—હા, કાં નહિ ? કદાચ એથીબી ઓછી મુદતમાં.

**હોસનઆરા**—બસ એમાં એકલું સિવવાનુંજ છે ?

**મેહમુદા**— વળી બીજું તે શું ? સિલાઇ સાથે માત્ર ભરવા ટાંકવાનું છે.

**હોસનઆરા**—વારૂં એટલું બધું સિવવું મને બે મહિનામાં કેમ કરી આવડી જશે ?

**મેહમુદા**—જો તમે મન લગાડો તો હું હિમતથી કહુંછું કે બે મહિનામાં ઘણી સારી રીતે શિખશો.

**હોસનઆરા**—હજી તો મને દોરો પ્રોવતાં પણ નથી આવડતું. ત્યોને કાલ સાંજનીજ વાત છે. અન્ના દાયા પોતાની દોહિત્રીનું કુરતું સિવવા બેઠી હતી, અને ઘણો વખત સુધી સોયમાં દોરો પ્રોવવાને ફાંફાં માર્યા, પોતે ચસ્મો પણ ચઢાવ્યો હતો, પણ ધૂળ, કાંઇજ સુઝ્યું નહિ, તેટલાં હું રમતી રમતી ત્યાં જઇ લાગી તો મને કગળીને કહેવા લાગી કે, "ભલી દિકરી, પોતાની અન્નાનું આટલું કામ કરી નહિ આપશો ? જરા આ દોરો પ્રોવી આપો, ધ્રુજારીને મારે મારાથી પ્રોવાતો નથી. 'હોરમત' છોડી ગળાં આગળથી ઉઘાડી ફરેછે, તેથી જેમ તેમ કરી ગાંથી ગુંથીને કુરતું ઉભું કીધુંછે, માત્ર ગરેબાનજ સિવવાનું રહ્યુંછે." મેં ઘણી પણ કોશેશ કીધી; સોયના નાકાંપર દોરો આવતો હતો પણ અંદર પ્રોવાયો નહિ. આથી મારો જીવ કંટાળી ગયો, ને મેં સોય ઉંચકીને દૂર ફેંકી દીધી.

**મેહમુદા**—ગમે એવું સેહેલું કામ હોય તોપણ થોડી ઘણી તો મેહેનત કરવીજ પડે તો. હા, સિવવામાં તો કાંઇએક મેહેનત અને ખબરદારીનું કામ છે,

પણ દોરો પ્રોવવો કાંઇ કઠણ કામ નથી. દીધેલો વળ ચુંથાઇ જવાથી દોરાના છેડાપર ફુમરાં નિકળી આવેછે તેને ચમટીથી વળ દઇને દાબવો જોઇએ એટલે પ્રોવતાં વાર લાગે નહિ.

**હોસનઆરા**—હા, હા, ખચીત એજ ખામી હતી. મને અન્નાએ આ કળા બતાવી નહિ. વારૂં, એક સોય દોરો તો આપો જોઉં મારેથી હવે પ્રોવાયછે કે નહિ.

મેહમુદાએ એક ઝીણાં નાકાંની સોય અને પોચ્ચો જેવો દોરો આપ્યો. હોસનઆરાએ ચમટીથી વળ દઇને જેવો દોરાના છેડાને નાકાંની સામણે લગાડ્યો કે ઝટ દઇને આવી ગયો; ત્યારે તો હોસનઆરા ખુશીને માટે ઉછળીને બોલી, "વાહજી! મેં તો દોરો પ્રોવ્યો! હવે શું મને સિવતાં આવડી ગયું?"

**મેહમુદા**—ના, સિવતાં તો હજી નથી આવડયું, હજી થોડો વખત છે.

## મેહેમુદાએ હોસનઆરાને સિવવા શિખવ્યું.

મેહમુદાએ કપડાંની એક ચીપલી સિદ્ધી જોડી આપી અને એક વેંત જેટલું હોસનઆરા પાસે સિવાડયું. એટલામાં તો ત્રણ ચારવાર હોસનઆરાના આંગળાંમાં સોય ભોંકાઈ, જેથી તે જરા હિમત હારી ખાઈ ગઈ; અને જેમ દોરો પ્રોવ્યાથી ઉછળી કુદી હતી, તેમ ચીપલી થોડીએકજ સિવી કે તુર્ત મેહમુદાના હાથમાં પાછી આપી દીધી અને બોલી કે, "બેન એ તો મોટી મુશ્કેલીનું કામ છે." મેહમુદાએ ધિરજ આપી કે, "બેન મેં પહેલાંથીજ તમને કહ્યું હતું કે સિવવાનું કામ જરા કઠણ છે. પણ દુનિયાંમા દરેકરી ઓરતોને ભારે ભારે મેહેનત કરવી પડેછે. જુવો, દળવું એ કેટલું કઠણ કામ છે? તોપણ સેંકડો, બલકે હજારો આપણા સરખીજ ઓરતો તે કરેછે; તેની સાથે સરખાવતાં તો, સિવવું કાંઈજ મેહેનતનું કામ નથી. એમ છતાંબી કાયદોજ છે કે ગમે તેવુંબી સેહેલું કામ હોય તોપણ તે નવા શિખાઉને કઠણ જણાય. તમારા હાથમાં કેટલીકવાર સોય ભોંકાઇ એ તો તમને માહાવરો નહિ હોવાને લીધે હતું. જુવો સિવતાં સિવતાં મને એવી તો ટેવ પડી ગઇછે કે જો તમે કહો તો તમારાં મોહોડાં સામે જોઈ વાતો કરતી જાઉં, ટાંકોબી સરખો બેસતો જાય, સિલાઈ જરા પણ વાંકી ન આવે અને સોય જરાબી ભોંકાય નહિ." એટલું કહી મેહમુદાએ બાકી રહેલું સિવવાનું હાથમાં લઈ, બન્ને ચીપલી બરાબર ગોઠવીને સોય જે ચલાવી તો ઝટ દઇને બોલ બોલતામાં આ નાકેથી પેલે નાકે ખેંચી કહાડયું.

**હોસનઆરા**—જોઉં, જોઉં. કેથે સોય ભોકાઇતો નથી?

**મેહમુદા**—ના, કેથે નહિ. (એમ કહીને પોતાનો હાથ દેખાડયો.)

**હોસનઆરા**—આ તમારી વચલી આંગળી ખભરાયલી ખભરાયલી શાથી છે?

**મેહમુદા**—(હસીને) એ સોય ભોકાયાની નિશાન તો નથી, તોપણ હું કબૂલ કરૂં છું કે એ સિવવાને લીધેજ છે કારણ કે મને અંગોઠીની ટેવ નથી. કોઈ કપડું હાર ભરેલું અથવા ઘટ હોયછે, કે જેમાંથી સોય સેહેલાઇથી નિકળતી નથી, ત્યારે સોયને ઉપરથી ચમટીએ કરીને ખેંચવી પડેછે, અને વચલી આંગળીએ નાકાં તરફથી ટેકો આપવો પડેછે, તેની એ નિશાન છે.

**હોસનઆરા**—ત્યારે તો નવાં શિખાઉ ઉપરજ કાંઈ નથી. સિવવામાં સર્વેનીજ આંગળીઓ લોહી લુહાણ થતી દેખું.

**મેહમુદા**—અજબ જેવું છે કે તમે આટલી જરા જેટલી ઇજાને મોટી મુસીબત વિચારોછો! એવાં નાંનાં નાંનાં દુખો તો સવારથી સાંજ સુધી કોણ જાણે કેટલાં થતાં હશે. રમતાં રમતાં કેથે ચોટ લાગી જાયછે; અરાઈ, ફોલ્લા થતા રેહેછે; કોઈવાર આંખો દુખેછે; સરદબમ થાઇ આવેછે; બોખાર આવેછે, ઇત્યાદિ, ત્યારે તો તમે ફરિયાદ નથી કરતાં?

**હોસનઆરા**—હા, પણ તે તો નાચારીનું દુખ કે જે પર આપણું કાંઈ ચાલે નહિ, ને આ તો હાથે કરી વેચાતું લીધેલું દુખ. વારૂં, ત્યારે તમે શું એમ કેહેવા માગોછો કે મારી આંગળીઓને હું નકામી જખમી કરૂં, આંખો દુખવું, ગરદનને ઇજા આપું? હથેલી પર લાગલો પૈસો મુકી દીધો કે જેવું ઇચ્છીયે તેવું સિવાડાયે.

**મેહમુદા**—ત્યારે શું બીજાનાં ઓસિયાળાં થઇને રેહેવું એ દુખ ભરેલું નથી?

**હોસનઆરા**—શું! ઓસિયાળાં થઇને રેહેવું?—ખોદા ન કરે—હમે બીજાનાં ઓસિયાળાં કાં હોઇયે?

## પૈસાવાળાંઓ બીજાનાં કેટલાં ઓસિયાળાં હોય છે તે વિષે એક રમુજી વાર્તા.

જ્યારે મેહમુદાએ જોયું કે આ બાઇ તો પોતાના પૈસાની મગરૂરીમાં પોતાનું કામ ભુલી જાયછે, ત્યારે તેણીને બોધ દેવાને એક અચ્છી વાર્તા કહી સંભળાવી. મેહમુદા બોલી, "બેન, હોસનઆરા, ઓસિયાળાંનાં માથાપર શું શિંગડાં લાગેલાં હોયછે કે? એથી વધારે ઓસિયાળું વળી બીજું શું હોય, કે તમારો એક દહાડોબી નોકરો વગર ગુજરી શકતો નથી. વારૂં, હું પૂછું કે ચાકરડી ન હોય તો ખાવું કોણ રાંધે? દાસીઓ ન હોય તો પાણી કોણ પાએ? મોહોડું કોણ ધોવાડે? પંખો કોણ નાખે? ચાંજો ઉઠાવીને કોણ આપે? પલંગ કોણ બિછાવે? બિછાણાંની ઘડી કોણ વાળે અને ઘરમાં

ઝાડુ કોણ કરે? એ તો રોજનાં ચાલુ કામ છે. પણ ખાવાનું, કપડાં, ઝવેર, અને નાની કે મોટી સર્વે જરૂરની ચીજો, તે અહીંઆં સુધી કે પાણી પીવાનાં માટીના પ્યાલાં, કાંસકી, સોય, અને સુરમાસળી શું તમે તમારે હાથે બનાવ્યાંછે, કે લોકોએ તમને બનાવી આપ્યાંછે? એ છતાંબી તમે કહોછો કે “ખોદા ન કરે હમે બીજાના ઓશિયાળાં કાં હોઈયે!”

**હોસનઆરા**—હા, ખરૂં છે કે જરૂરની સર્વે ચીજો બીજાંઓ બનાવેછે, અને ચાકરી ખિદમતબી બીજાંઓ કરેછે, પણ, શું કોઈ આપણને જોઈતી ચીજ મુફત આપી જાયછે? અથવા શું વગર લેવે કોઈ ચાકરી નોકરી કરેછે? દરએક ચીજ અને દરએક કામને માટે આપણે રૂપિયાનો ખરચ કરીયે છીયે. રૂપિયાની લાલચથી લોકો ચીજો લઈ દોડતાં ચાલ્યાં આવેછે, ને વગર બોલાવ્યે ચાકરી ખિદમત કરવાને હાજર થાયછે. રૂપિયા હોય તો ઘર બેઠાં દુનિયાં ભરનો સામાન લઈ લ્યો; ને ચાકરો તો એક સવારના રાખો ને બીજો સાંઝનાં. હું તો એ જાણુંછું કે પૈસો મોટી ચીજ છે. જેની પાસે પૈસો છે તે કોઈનું ઓશિયાળું નથી, બલકે તમામ દુનિયાં તેનીજ ઓશિયાળી છે.

**મેહમુદા**—ઓહો! બેગમ સાહેબ તમે મોટી ચૂક કરોછો. વારૂં લોક તમારા પૈસાની દરકાર ન કરે ને કોઈ રૂપિયાનો ચાહનાર ન હોય ત્યારે તમે શું કરો?

એ સાંભળીને તો હોસનઆરા ચૂપ થઈ ગઈ, ને વિચારીને કહ્યું કે, “એવી વેળાએ મરવા સિવાય બીજી તો તદબિર નથી. કામકાજ હમારેથી તો કાંઈ થઈ નથી શકતું. એકવાર કબૂલ કીધું કે પોતા ઉપર સખ્તિ ખેંચીને ઉઠી પાણી પી લીધું; બિછાણું પોતાનેજ હાથે કરી લીધાં; તોપણ ખાણું પકાવવું તો બની શકેજ નહિ; વળી કબૂલ કરીયે કે કાંઈ ખાણુંબી અકડાઈ ઝીંકાઈને પકાવ્યું,—કેમકે મેં સાંભળ્યું છે કે માજી પણ સેવ અને ચોખા બાફી જાણેછે—તોપણ જરૂરની બીજી હજારો ચીજો છે, જેમ કે કપડાં કોણ વણશે? ઝવેર કોણ ઘડશે? પણ શું એમબી વળી બને કે કોઈને પૈસાની દરકાર અને રૂપિયાની ઇચ્છા ન હોય?

**મેહમુદા**—હા, એમ બનવાજોગ છે. મેં એક ચોપડીમાં વાંચ્યું છે કે દુનિયાંની શરૂઆતમાં, એટલે કે આગળા જમાનામાં ઘણી મુદત સુધી અશરફી, રૂપિયા અને પૈસાનું કાંઈ પણ ચલણ ન હતું. તે જમાનામાં લોકો ખેતીનાં કામથી પણ નાવાકેફ હતાં, અને જેમ હમણા લોકો મેહેનત કરીને જમીનમાંથી ભાત ભાતનો અનાજ, અને જાત જાતની તરકારી, મેવા, ફલ, ફૂલ ઇત્યાદિ પેદા કરેછે તેમ તે દહાડાઓમાં કોઈને જાણીતું ન હતું. સમુદ્રની માછલીઓ અને જંગલના જાનવરો મારીને પોતાનું પેટ ભરતા, અથવા

જંગલમાં જે ભાજીપાળો પોતાની મેળે ઉગી નિકળેછે તે જાનવરોની પેઠે ખાતા હતા. આ અકડતાં, કકડતાં અને શોભણ શાભણનાં કપડાં જે આ જમાનામાં આવાં મળતાં છે કે દરેક ગરીબ આદમીને પણ મળી આવેછે તેનું પહેલાં તો નામ પણ કોઇએ સાંભળ્યું ન હતું. જાનવરોના ચામડાં અને ઝાડના પાંદડાંઓથી શરીરને ઢાંકતાં હતાં તથા બુલંદ મેહેલોની જગ્યાએ ઝાડોના છાયા અને પાહાડોના ખોહમાં ભરાઈ પાણી ને સરદીથી પોતાનો બચાવ કરતાં. જેમ જેમ દુનિયાંની ઉમર વધતી ગઇ તેમ તેમ મનુષ્ય પોતાનાં સુખને માટે નવા નવા ધંધા અને નવી નવી ચીજો શોધતું ગયું. એ તો બનવાજોગ ન હતું કે એક આદમી સઘળી જાતનું કામ ને દરેક ચીજ પોતે એકલો કરી અથવા બનાવી શકે. એટલા ઉપરથી કોઇએ એક કામ માથે લીધું અને કોઇએ બીજું. કોઈ ખેતી કરવા લાગ્યું; કોઈ લુહાર બન્યો; કોઈ સુથાર, કોઇ સોની, કોઈ વણકર અને કોઇ મોચી. એની મતલબ એ કે કણબી સર્વેને માટે ખાધાનો અનાજ પેદા કરે; લુહાર છરી, કાતર ઇત્યાદિ લોઢાંની ચીજો બનાવે; સુથાર હોળ, બાજટ, ખુરસી ઇત્યાદિ લાકડાંની ચીજો ઘડે; સોની ઘરેણું ઘડે; વણકર હરેક જાતનાં કપડાં વણે અને પોતપોતામાં જરૂરની ચીજો અદલ બદલ કર્યા કરે. એ પ્રમાણે ઘણું એક સમો વગર રૂપિયે ને વગર પૈસે દુનિયાનું કામ ચાલ્યું. પણ સેવટે તેમાં અડચણો અને મુશ્કેલીઓ આવવા લાગી. એક દાખલો લ્યો કે, એક મોચીને કપડાંની જરૂર પડી તેથી તે એક ઘણો મજબૂત અને શોભીતો જોડો બનાવીને વણકર પાસે લઈ ગયો, ને કહ્યું કે "જુઓ તો, શેઠજી, શું સુંદર જોડો બનાવી લાવ્યોછું, કિચડમાં ફરો, પાકી સડક ઉપર દોડો, નહિ તળિયું ઘસાશે કે નહિ તેનો દેખાવ બિગડશે; ચાલચલાઉ કામ નથી; જો વરસ દહાડાથી ઓછો ટકે તો ફેરવી મારે માથે મારજો. પણ મને ખાદીનું એક થાન જોઇએછે. આઠ હાથી ન હોયતો છ હાથી ને પોણો ગજનો પનાવાળું, માટે આ જોડો લઈ તેના બદલામાં એવું થાન આપો." વણકર બોલ્યો કે, "ચોધરી ભાઈ, તમારો જોડો બહુ સુંદર તો છે તેમજ થાન પણ જેવું તમે માગોછો તેવું કૂમાસદાર અને થોકદાર વણેલું છે; પણ પેલો પહેલો જોડો જે તમે બનાવી આપ્યોછે તે હમણાં સુધી જેવોને તેવોજ છે, ત્યારે બીજો નવો લઇ શું કરૂં?

**મોચી**—અરે શેઠજી, ત્રણ વરસનો જોડો હજી ચાલેછે?

**વણકર**—હા, કેમકે આખો દિવસ તો કામમાં રોકાઇ રહુંછું. આઠેક દહાડે પેંઠમાં જવાનું બન્યું તો તેમાં જોડાપર શું ઘસાડો પડે! વળી ભાઇ, હું ગરીબ આદમી પડયો તેથી પગ પણ સંભાળી સંભાળીને મૂકુંછું.

મોચી બિચારો નાઉમેદ થઇને ત્યાંથી ચાલ્યો તે સોનીની આગળ જઈ ઉભો, ને બોલ્યો કે, "કેમ, લાલાજી, તમને કાંઈ જોડો બોડો જોઇશે!

**સોની**—હા ભાઈ, આવ્યા તો ઠીક થયું. દસ દિવસ થયા ઉઘાડે પગે ફર્યા કરૂંછું, અને તેને બદલે ઘરેણું તો એવું બનાવી આપું કે તમારી બાયડી પણ તમારા ઉપરથી ઓવરાઈ પોવરાઈ જાય.

**મોચી**—અરે શાહજી, ક્યાં હું ને ક્યાં ઘરેણું! જુઓ કે ચીંઠડે હાલ ફરૂંછું. ઘરમાં છૈયાં બિચારાં તોપી વિના દોડતાં ફરેછે, અને ઘરમાં બાયડી તો ડિંગડાં મારતી મારતી થાકીછે; મને તો કપડાંની જરૂર છે.

**સોની**—કપડાંની જરૂર છે તો શેખ નિમાજીની પાસે જાઓ.

**મોચી**—ત્યાં હું ગયો હતો, પણ તેની પાસે તો જોડા છે.

**સોની**—ચાલો જોઈએ શેખ નિમાજીને કાંઈ ઘરેણું કરાવવું હોય તો. મેં સાંભળ્યુંછે કે તે પોતાની દિકરીનાં લગ્ન કરનાર છે; તો હું તેને ઘરેણું બનાવી આપું. તમે મને જોડા આપજો, અને હું તેની પાસેથી થાન લઈને તમને આપીશ.

હવે સોની તથા મોચી બંને જણ પાછા વણકરની પાસે ગયા.

**સોની**—શેખજી, કહો હવે દિકરીના લગ્ન ક્યારે કરોછો?

**વણકર**—ચોધરીજી, તે વાત તો ભાંગી પડી.

**સોની**—કેમ વારૂ, કેમ?

**વણકર**—તે છોકરો તો ઘણો ખરાબ નિકળ્યો. ચોર, જુગારી, ને ભાંગ પીએછે.

**સોની**—તમને કાંઈ ઘરેણું કરાવવું છે?

**વણકર**—હમણા તો નહિ, જ્યારે પાછી સગાઈ નાતું કરશું ત્યારે જોઈ લઈશું.

ટૂંકામાં, એ મુજબ બિચારા મોચીના જોડા જ્યાંના ત્યાં રહી ગયા. એવી રીતે જ્યારે દરેક માણસને અડચણ પડવા લાગી ત્યારે સૌએ મળી એવું ઠરવ્યું કે ચીજને બદલે ચીજ આપવી ઠીક નથી. એક એવી ચીજ ઠરાવવી કે દરેક ધણી હરેક ચીજના બદલામાં તે લેયા કરે. પછી મોચી પોતાનો બનાવેલો જોડો, સોની પોતાની ઘડેલી ચીજ, વણકર પોતાનું વણેલું થાન આપી તે ચીજ લેવા લાગ્યા. એ પછી સિક્કાનું ચલણ ચાલવા લાગ્યું. પહેલાં તો લોઢાંનો સિક્કો હતો અને તે એવો ભારી હતો કે સો રૂપિયાના બદલાને માટે એક ગાડું ભરી બોજો થતો હતો. ત્યારપછી ત્રાંબાના, પછી ચાંદીના અને પછી સોનાના સિક્કા ચાલવા લાગ્યા. કહેછે કે કોઇ જમાનામાં ચામડાંના રૂપિયા ચાલ્યા હતા, પણ તેમાંથી સોનાની ખીલી હતી. હમણાં ઇંગ્રેજોએ એવી રીતિ લાગુ કીધીછે કે કાગજના સિક્કા ચલાવેછે. એક કાગજનો કકડો દસ, સો, હજાર, લાખ રૂપિયાનો હોયછે. જેટલા રૂપિયા તે કાગજમાં

લખ્યા હોય તેટલા જ્યાં ઇચ્છો ત્યાં વટાવી લ્યો. નહિ વટાવ આપવો પડે કે નહિ કશી હકસાઈ. ત્યારે જુઓ, રૂપિયા જાતે તો કાંઈ કામના નથી. નથી તેઓ નાનખતાઈની પેઠે ખવાતા, કે નથી તેઓ હાર બનાવીને ગળાંમાં પેહેરાતા. પણ જે ચીજ માગીયે તે રૂપિયાના બદલામાં અલબત લઈ શકાય. ત્યારે ખરૂં જોતાં જરૂર તો પેલી ચીજની છે અને રૂપિયા તો તે મેળવવાનું એક સાધણ છે. હવે અમીરો અને પૈસાવાળાઓ જે રૂપિયા ઉપર લાડ કરેછે તે રૂપિયાની તો આવી હકીકત છે!

ઉપલી વાત હોસનઆરાને ઘણી પસંદ આવી. પણ તેણીની બુદ્ધિ ઠેકાણે લાવવાને તે બસ ન હતી. આ વાતથી તો તેની પૈસાની મગરૂરીને ટેકો થયા. તે બોલી કે, "બેન, તમે ઘણી સારી વાત મને જણાવી, પણ આ તો કહો કે જ્યારે રૂપિયા હરેક ચીજનો બદલો છે, ત્યારે જેની પાસે રૂપિયા છે તે તો ગોયા હરેક ચીજનો માલિકજછે; અને જ્યારે હરેક ચીજ તેના અખત્યારમાં છે ત્યારે બલ્કે પૈસા તો મોટાઈ અને બુઝર્ગીની ચીજ છે; અને પૈસાવાળાં જે લાડ અને ઉકમાન કરે તે ઘટતો છે." મેહમુદાએ તુર્ત જવાબ આપ્યો કે, "પાસે ઘણા પૈસા હોય એમાં ઉકમાનનું કોઈ કારણ હું જોતી નથી. રૂપિયોછે તે ચીજની બદલી છે ખરો, પણ પોતે તે ચીજનું કામ કરી શકતો નથી. એક દાખલો લ્યો કે આપણને એક જોડાની જરૂર પડી તો તેમાં બે વાત છે. એક તો એ કે જોડો જોઇતો હતો અને તે તૈયાર છે; બીજું એ કે જોડો તૈયાર નથી પણ રૂપિયા હાજર છે, કે જે આપીને આપણે જોડો વેચાતો લઇ શકીયે. એ બંને વાત વિચારી જોઇએ તો એક સરખી નથી. કાંકે રૂપિયાવાળાને તો એટલી ગરજ રહી કે રૂપિયા લઇને બજારમાં જાય ને જોડો વેચાતો લાવે. અહીંઆં ધારીયે કે જોડા મળ્યા નહિ, અથવા મળ્યા તો કિમત ઠરી નહિ, ત્યારે શેવટે રૂપિયા-વાળો નાચાર થશે કે નહિ? અને આ પણ વિચારવું જોઇએછે કે થારે રૂપિયાજ વાળો જોડા લેવા ગયો ત્યારે તો તે જોડાનો ગરજાઉ થયો; પણ બારિકીથી જોતાં જોડાવાળો રૂપિયાનો ગરજાઉ નથી. તે તો જોડાની કિમતની પોતાને જોઇતી કાંઇ ચીજનો ગરજવંત છે. મતલબ કે રૂપિયાવાળો વધુ ગરજાઉ છે, અગર વધુ નહિ તો જોડાવાળા જેટલો તો ખરોજ—ત્યારે તેને ઉકમાન કહી વાતનો રહ્યો! એક ધણીને જોડાની ગરજ છે, અને બીજાને પૈસાની?

**હોસનઆરા**—પણ રૂપિયા હોય તો તેને બદલે જ્યારે ચાહો ત્યારે ચીજ મળી શકેછે.

**મેહમુદા**—એમાં ભૂલ છે. ઘણીવાર એવું બનેછે કે એકની જગ્યાએ બેવડા પૈસા આપીયે પણ જોઇતી ચીજ મળતી નથી. મારાં મમાઇજી કોઇ કોઇવાર બળવાના વખતની વાતો કરતાં હતાં કે સઘળાં લોકો નાસીને સુલતા-નજીમાં જઇ ભરાયાં હતાં. ત્યાં રૂપિયાનો એક શેર આટો પણ શોધતાં નહિ

મળતો હતો. સારો દહાડો માટીડાઓ રૂપિયા લઇને ફરતા ને સાંઝના થાકીને ખાલી હાથે પાછા આવતા હતા. બળવાને લીધે બાહેરથી આવતો સર્વ અનાજ બંધ થયો હતો. ગામવાળાં પાસે જે કાંઇ દાણો હતો તેઓ કહેતા કે રૂપિયા લઇને હમે શું કરીયે. ઘરમાં થોડો ઘણો અનાજ રાખેલોછે તે ઉપર બાળ બચ્ચાંનો આધાર છે.

**હોસનઆરા**—હા, કોઇવાર જ્યારે એવો સંજોગ આવી જાય ત્યારે તો રૂપિયા નકામા છે. પણ શું સદાજ બળવો થયા કરેછે કે? એ પણ ખોદા જાણે શું વાત હતી. હમણાં તો જેની પાસે પૈસો છે તેજ સુખી છે.

## ગરીબોના સુખનું એક ચિત્ર.

હોસનઆરાની અભિમાની ઘણે દરજ્જે તૂટીછે, પણ હજી પૂરતી નહિ, માટે ગરીબો કેટલા સુખી છે તે વિષે મેહમુદાએ એક બીજી વાર્તા કહી સંભળાવી.

મેહમુદાએ વાત ચલાવી, "પૈસાથીજ સુખ મળતું હોય એવું કાંઇ નથી. ઉસ્તાનીજી આપણી આ પાડોસણની હાલત દેખાડી દેખાડી મને સમજાવ્યા કરેછે કે, "જુઓ કેવી છૂટી અને સુખી એની જીંદગી છે. ખુદ પોતે, ધણી અને ચાર બચ્ચાં છે. બચ્ચાં ઘણા નાનાં છે, કાંઇ કામકાજ કરી શકે એવાં નથી. મિયાં કેથે નેહેર ઉપર મટોડું વેહવાપરછે. પોતે લોકોનું દળવાનું કામ કરેછે. ઘરમાં જઇને જુઓ તો નથી બાજટ કે નથી બિછાણાં. ભાગી તૂટી ત્રણ ચાર ખાટલીઓ છે તેઓ ઉપર વગર બિછાણે સુએછે ને બેસેછે. વાસણોમાં માટીના ઘડા, માટીના તપેલાં, માટીના પ્યાલાં રકાબીઓ, અને લાકડાંની કડછી; બસ, અલ્લા અલ્લા ને ખેરસલ્લા!

**હોસનઆરા**—એ તે શું છૂટી અને સુખી જીંદગી કે? ખોદા દુશ્મનને પણ એવું સુખ ન દેખાડે. દુનિયામાં એથી વધારે દુખ તે શું હશે! તે બિચારી પોતાના જીવથી બળી મરેછે ને તમને ને ઉસ્તાનીજીને તેનાં સુખની અદેખાઇ આવેછે!

**મેહમુદા**—પહેલાં તો મને પણ ઉસ્તાનીજીના એ કહેવા ઉપર અચરતી ઉપજી હતી. પણ ઘણું સઘી પાડોસણ અને તેના બચ્ચાંઓની હાલત બારિકીથી હું જોતી રહી. શેવટે મને પણ જણાયું કે ઉસ્તાનીજી ખરૂંજ કહેછે. તેઓને જોતાં જોતાં એવું લાગ્યું કે સુખો અને દુખોનું પામવું આપણી ટેવ ઉપર આધાર રાખેછે. જેને મેહેનત કરવાની ટેવ તે તેમાં એવું તો ખુશ રહેછે કે આપણે નકામા પડી રહેલાં જરા પણ તેવી ખુશી મેળવી શકતાં નથી. મેં જોયુંછે કે એક વેળા વરસાદના દિવસમાં ઘેરાયલાં વાદળને લીધે સખ્ત ગરમી પડતી હતી. હવા એવી થંભ થઇ ગયલી હતી કે પાંદડું પણ હાલતું ન હતું. હું બાહેર ચોકમાં ઉભી ઉભી પંખો ખાતી હતી અને પરસેવાની તો નદીઓ

વેહેતી હતી, ને શ્વાસપર શ્વાસ ચાલતો હતો. તેવી વેળા—ઓહો સલામત રાખે એ પાડોસણને—કે એકલી એક ઓરડીની અંદર ઘટીએ દળવા બેઠી હતી; મેં કાન લગાડી સાંભળ્યું તો જણાયું કે પોતે એટલી તો મગ્ન ને ખુશ હતી કે લેહેરમાં આવી કાંઇ ગાતી પણ હતી. મને પહેલાં તો શક પડયો કે આવી હાલતમાં ગાવાનું શું ધૂળ સુઝતું હશે. પણ જ્યારે મેં ખડકીમાંથી હાંક મારી તો ઘણીજ આનંદથી બોલી, "કાં દિકરી ? ઉસ્તાનીજીને કહો કે બે ચાર ખોબા બાકી રહ્યાછે તે પૂરો કરી આટો હું હમણા લાઉં છું." તેને એવા મધુર અવાજથી જવાબ દીધો કે તે કોઈ પણ રીતે દુખી હોય એવું જણાયું નહિ. થોડા વખત પછી જોઉં છું શું કે પોતે આટો લઇ હસ્તે મોહોડે આવી. આવતાંજ ત્રાંજવું લઇ આટો તોલ્યો, ચાર્યો ને માટલામાં ભર્યો. ઉસ્તાનીજીએ કહ્યું "પાડોસણ, આટાનું માટલું બરાબર ઢાંકયુંછે કે ?"

**પાડોસણ**—હા, બિબી, મોટી થાળી ઢાંકી ઉપર બાર મુકયોછે.

**ઉસ્તાનીજી**—સારૂં. જાઓ.

**પાડોસણ**—બીજું કાંઇ દળવાનું નથી આપતાં ?

**ઉસ્તાનીજી**—કમબખ્તત, એક દહાડો તો આરામ લે ! આવી બલાની ગરમી પડેછે, ને તારો જીવ ગભરાતો નથી ?

**પાડોસણ**—શું કહું બાઈ, કોઇ સુઇ એવી ટેવ પડીછે કે કોઈ દહાડો દળવાનું નથી મળતું તો સઘળું આંગ દુખ્યા કરેછે. ખાધેલું છાતી ઉપર ને છાતી ઉપર રહેછે, અને નકામી બેસી રહેતાં પાહાડ જેવું લાગેછે.

**ઉસ્તાનીજી**—દળવાનું તો આપું, પણ ઘઉં દુધ જેવા સફેદ ને આટો સામળો શાથી થાયછે ?

**પાડોસણ**—ઘઉં હવાયલા હતા તે પહેલાંજ ખોબામાં લેતાંજ ગુંદો થવા લાગ્યો તેથી મેં જરા આંચ દેખાડી હતી. હું તો બહાર હવામાં નથી દળતી; ઓરડીની અંદર દળિયા કરૂં છું, જ્યાં હવા પણ આવતી જતી નથી.

**ઉસ્તાનીજી**—બીજું તે શું સોંપું ? કેટલા દિવસ થયા વાટ જોઉં છું કે કોઇ પોથવાળો ગલીમાં બોલે તો બે બોરા મટોડી લઈ લઉં, કે ઓરડીની નિપાય ને ચૂલા પણ ભાગી ગયા છે તે નવેસરથી થપાય. મટોડી હતે તો હું તમારી પાસે ચૂલા કરાવી લેતે.

**પાડોસણ**—મટોડી મેળવવી શું ભારીછે ? મારો 'હીમ્મત' પોતાના બાપની થોડા વખતમાં રોટી લઈ જશે ત્યાંથી એક ટોપલો ભરી મટોડું લેતો આવશે. નેહેરની મટોડી ચિકણી ને મજબૂત હોયછે.

**ઉસ્તાનીજી**—જો મટોડી મળી જાય તો કાલે દળવાને બદલે એજ કામ કરજો.

પાડોસણ દુવા દેતી દેતી ગઈ ને થોડા વખત પછી જોઉં છું તો હીમ્મતની દસેક વરસની નાની બેન એક મોટો ટોપલો માથે મૂકી આગળ આગળ અને પાડોસણબાઈ તેની પાછળ લટક લટક કરતાં ચાલી આવેછે. તે કંગાળ છોકડીને જોઈ મને ઘણી દયા આવી. મને ખબર ન હતી કે એ શું લાવીછે; તેથી મેં દોડી જઈ જલદીથી દરવાજા આગળ ટોપલો ઉતરાવ્યો. જોઉં છું તો નેહેર ઉપરની બિની મટોડી હતી. હું બોલી, "અરે, આ તેં શું ગજબ કીધો? વાંઝણી આટલો બોજો?" એટલામાં પાડોસણ પણ આવી પોહોંચી. તેની સાથે હું વઢી કે, "પાડોસણ, તમારા દિલમાં પણ જરા દયા નથી. આ છોકડીની બિસાત જુઓ, ને આવડો બોજો છેક ઘરથી અહીંઆં સુધી લાવવો જુઓ! દિકરી એવીજ અકારી છે તો બલા લેતી એ કંગાળને એક દહાડો ઝેર આપીને સુવાડી મૂકો. વાહ! કોઈ સાવકી મા પણ એવું ઘાતકીપણું કરતી ન હશે." તે ટોપલો હું ઉતારવા લાગી તો એવો ભારી પથ્થર જેવો હતો કે અરધો ઉતારતાંજ હાથમાંથી છટકી પડયો. નેહેરની બિની મટોડી—ખોદાની પનાહ—લોહું પણ હલકું હોય! મને તો એટલા વખતમાં દમ ચઢી આવ્યો. મેં તો ઘણાજ ક્રોધથી પાડોસણને ઠપકો આપ્યો, પણ તેણે બે પરવાઈથી એટલોજ જવાબ દીધો કે, "બિબી, હમે ગરીબ માણસ છીયે ને એ ગરીબ ઘરની દિકરી છે. હમારો રાત દહાડો તો બોજો ઉઠાવ્યામાંજ જાયછે; ત્યારે આ મટોડીનો ટોપલો શું બિસાતમાં છે. એ તો એકલી પલંગ ઉઠાવી લાવેછે. પરમ દિને એ એકલી તો આખું ઘંઠીનું પઈ ઉંચકીને દરવાજા ઉપર સલાટને આપી આવી હતી. હમારાં બચ્ચાં નાજુક જીવનાં અને લાડકી બેગમ સરખાં હોય તો એક દહાડો પણ કામ ચાલે નહિ." પાડોસણનો આ તાણો સાંભળીને મને એવી તો શરમ ઉપજી કે પસીનો પસીનો થઈ ગઈ, ને જીવમાં કહેવા લાગી કે, અરે ખોદા, આ તે શું? એ લોકોને પેટ ભરીને ખાવાનું તો નસીબમાં નથી તે છતાં આટલાં મજબૂત અને જોરાવર શાથી છે?

## પૈસાવાળાંઓના દુઃખનું એક રમુજી ચિત્ર.

એક દહાડે મેં ઉસ્તાનીજીને પૂછયું તો તેઓએ કહ્યું કે એ સઘળું જોર અને સર્વ બળ મેહેનતને લીધેછે. વળી તેઓએ લંબાણથી સમજાવ્યું કે, આપણ લોકો એશની પેઠે રાત દહાડો નકામા પડી રહીએ છીયે, જેથી જેવું ખાનું ખાધું તેવુંજ પેટમાં રહેછે; નથી પાચન શક્તિ સારી કે નથી પૂરતી ભુખ લાગતી. સદાના રોગિષ્ટ, હંમેશાંના દુખી. કોઈ દહાડો કબજિયત તો કોઈ દહાડોચૂંકો. બીજે દહાડે વૈદને ઘર માણસ ગયલુંજ છે. ઇલાજની ટેવ ને દવાનો કાયદો તો થઈજ પડેલો. આપણા મિજાઝ તો જાણે છુઇમુઇના ઝાડ; જરા ઠેસ લાગી તો કુમળાઈ જાય. કોઈબી રૂતુ હોય તોપણ આપણી કાંઈ ને

કાંઈ પણ ફરિયાદ હોયજ હોય. ગરમીની રૂતુ બેઠી કે દર્દને લીધે માથું ફાટફાટ થાય; આંખોમાં અગણ બળે, હથેલી અને તળિયાંમાથી આગ ઉઠે. એક તો સદાજ ભુખને રડીએ છીયે તેમાં ગરમીમાંતો વળી રહી સહીનીબી મોહો-કાન. નથી બરફ કે સુરા ખારનાં પાણીથી આરામ થતો કે નથી અનાર, ફાલસાંના શરબતથી કરાર. વરસાદની રૂતુ બેઠી તો માખો અને મચ્છરોને માટે એવી તો દોડધામ થાય કે જાણે કોઇ બાદશાહના દેશ ઉપર દુશ્મન ચઢી આવતો હોય. ઉગમણુના પવનને લીધે બદહજમી અને વાનાં દર્દો શરૂ થતાં. જે દર્દ સવારના છાતીમાં હતું તે, બપોરના કમ્મરમાં અને સાંઝે નળાઓમાં. થંડી બેઠી તો સલકમ, ખાંસી અને નજલાને ઇજન થયું. એવી રીતે માત્ર આરામ અને આળસાઇએ આપણને નેઆમતોની મઝા અને આસાયશોની લેહેઝટથી બેનસીબ રાખ્યાંછે. ખાનામાં સેંકડો તદબિર કરો પણ જેવો સ્વાદ ગરીબ આદમીઓને સુક્કી રોટી ને નિમક મરચાંની ચટણીથી દરરોજ મળેછે તેવો સ્વાદ આપણને કદી ન મળે. ઉંઘ જોશો તો સદા અદકચરી, રાતના કે દિવસના કોશેશ કરીએ કે ઘડી બે ઘડી ઉંઘાઇએ પણ ઉંઘ તો એવી કે જરા સંસારો થતાંજ એક ગાઉ નાશે. મને આ પાડો-સણનો હાલ જોઇને ઘણી અચરતી ઉપજેછે. હું એક દિવસની વાત કહુંછું કે હું ગરમીને લીધે રાતના માળા ઉપર તાસ્બીસ કરતી ફર્યા કરતી હતી, ને જોઉંછું તો પડોસણના પાંચો બચ્ચાં એક ઉપર એક, નહિ બિછાણાં કે, નહિ તકિયા કે નહિ પંખા, ખાલી ખાટલી ઉપર મઝાથી ઘુરાટા લેતાં હતાં. છ વરસ થયાં હું જોઉંછું કે એક દહાડે પણ મેં કાંઇ દુખ કે બિમારીની ફરિયાદ એ પાડોસણને મોહોડે સાંભળી નથી. આ તો જાણીતું છે કે જ્યારે રૂત બદલાય છે ત્યારે તાજાં તરફડતાં માણસને પણ બે ચાર દહાડા તાવ આવેછે. પણ શુક્ર ખોદાના કે તેવું કશું પાડોસણને કે તેના બચ્ચાંને થતું નથી. ગરીબીને લીધે બે વખતનું રંધાતું નથી તોપણ બચ્ચાંને જુઓ, કેવાં તંદરોસ્ત અને આસુદાં છે. પેલી નાની છોકરીને જુઓ જાણે દસ વરસની હોય એમ દિસેછે, પણ ખરૂં જોતાં તો એને સાતમું વરસ ચાલેછે. ખોદા રાખે કેવો સારો ઉઘરભાવ છે.

**હોસનઆરા**—હા, ખરી વાત. હમારે ઘરબી લોંડીઓ અને ચાક-રોનો એજ હાલ છે. ખાઇ ખાઇને એવાં માતેલાં થયાંછે કે ઓળ-ખાતાં પણ નથી.

**મેહમુદા**—વારૂં એનું શું કારણ કે તમે પૈસાદાર લોકો ઘરના માલિક ને મુખત્યાર છો. ખોદાનું આપેલું સર્વે તૈયાર ને હાજર છે ને આંગ ઉપર જુઓ તો માસ નહિ! લોંડીઓ લાખ ચોરી કરે તોપણ ઘરવાળાંની બરોબર ખાઇ પી ન શકે.

**હોસનઆરા**—અલબતાં એમજ જણાયછે કે એ કાંઇ મેહેનતનુંજ ફલ છે. પણ આ તો કહો કે જે કામ લોંડીઓને કરવાનાંછે તે હમે કાં કરીયે? પેહેલાંતો તે થઇજ શકતાં નથી, અને જો જીવ પટકીને ભાગું તૂટું કીધુંબી તો પોતાના કુટુંબીઓમાં હલકું લાગે.

**મેહરુદા**—નહિ થઈ શકે એમ તો બોલોજ ના. આદમીને માટે કોઇ ચીજ કઠણ નથી. આપણાં સરખીજ ઓરતો ઘટીએ દળેછે અને એવાં બીજાં કામો કરેછે કે જે શેહેરમાંનાં ઘણાક મરદોથી પણ નહિ થઇ શકે અને એજ ઓરતો કે જેઓ પોતાના જીવ વટીકની દરકાર કરતી નથી તો તેઓનાં કામ કે મેહેનતની તો શું વાત; જેવી ટેવ પાડો તેવી પડી જાયછે. વળી કુટુંબીઓએ હલકાઇ સમજવાનું તો કશું કારણજ નથી. નોકર ચાકર હોવા છતાં પોતાને હાથે કામ કરવું એ મારા વિચાર પ્રમાણે તો લોકોની નજરમાં વધારે માન ભરેલું હોવું જોઇએ. ઉસ્તાનીજીને જુઓ. તેમની આગળ દાસી છે તથા ઉપરનું કામ કરવા એક ઓરત નોકર છે, વળી આટલી છોકડીઓ નિશાળમાં બેઠેલીછે, જેઓને જરાકાઇએ કહેતો સરચાઇએ કામે દોડે, તોપણ પાણી વટીક તેવણ પોતાને હાથે ઉઠીને પીએછે. બેન, આ વાત ખોદાને કેટલી પસંદ આવતી હશે કે "જુઓ મેં આ બંદાને કેટલું વધાર્યું ને કેટલું બખશ્યું કે એનાજ હમજાતીને મેં એની ચાકરી અને તાબેદારીને માટે આપ્યાં તોપણ એ કેવું નેક બંદુંછે કે પોતા ઉપર ગરૂરને ફાવવા દીધા નથી. બલકે એ પોતાને તેઓના સરખીજ ગણેછે."

**હોસનઆરા**—પણ જે કામ આપણાથી નહિજ બને ત્યાં માણસ શું કરે?

**મેહરુદા**—એનો જવાબ હું આપી ચૂકીછું, કે જે કામ એક માણસ કરી શકે તેવું કામ બીજું માણસ પણ કરી શકવાનુંજ. મગર બેર દુનિયમાં ખોદા જેને દોલત બખશે તે કાંઇ ભારી મેહેનતનું કામ અગર નહિબી કરે તોપણ હજારો નાના કામ એવાં છે કે જે તે વગર મેહેનતે પોતે કરી શકે. સાધારણ કામોમાં પોતે હિલવું નહિ ને હમેશાં નોકરોના ઓસિયાળાં રેહેવું ઘણો ખરાબ ટેવછે. એમાં એકતો માણસ આળસુ બની જાયછે ને જરા જરા કરતાં સુખ સોધવાની ટેવ વધતી જાયછે. બીજું તો ગમે એવું નાનું કામ હોય ને તે માણસ પોતે પોતાને હાથે મરજી પ્રમાણે જેવું કરી શકે તેવું, નોકરો ગમે એવાં ખાતરદાર હોય તોપણ તેઓથી થઇ શકતું નથી. મેંતો પોતાનો એવો કાયદો રાખ્યો છે કે લખવા વાંચવા પછી જેટલો વખત બચે તેમાં કાંઇને કાંઇ કામ કર્યા જવું. બે વરસ થયાં હું પોતાનાં કપડાં હાથે સિવુંછું ને હાથે વેત્રુંછું. રાંધવામાં પણ ઘણો મહાવરો થયોછે. ગોસ્ત હુંજ વધારૂંછું, ને ઘરમાં જો કાંઈ નવી વાણી પકાવેછે તો તે હુંજ પકાવુંછું.

**હોસનઆરા**—ઓહો! તમને રાધતાંબી આવડેછે?

**મેહમુદા**—ઉસ્તાનીજીની મેહેરબાનીથી મેં ચોજ ગરીબાઈ પ્રમાણે ભુંજતાં રાંધતાં આવડેછે. વળી મારી એકલીની ઉપરજ શું છે, નિશાળની સર્વે છોકરીઓ રાંધી જાણેછે.

**હોસનઆરા**—અરે ! ત્યારે તો મને પણ રાંધવાનું કામ દેખાડો.

**મેહમુદા**—હમે સઘળી છોકરીઓ ઉધરાણું કરીને કાલે ભજિયાં બનાવવાનાં છાયે. સર્વે સામન આવેલો છે. ઉસ્તાનીજીએ રજા આપેલીછે કે સવારના સુરજ ઉગતાં અગાઉ ભજિયાં તળીને ફારેગ થઇ જજો; માટે કાલે સકારેથી તમે પણ આવી તમાશો જોજો.

**હોસનઆરા**—બેન, તમને સમોસાબી તળતાં આવડેછે કે ?

**મેહમુદા**—હા—ઇનશાલ્લા—સમોસા તળીને એવા તો નરમ, ભમરા, પાતળા પડનાં બવડાવું કે તમે ખુશ થઇ જાઓ.

# મોટે ઘરની દિકરી સકારે ઊઠતાં કેમ શિખી ?

પોતાને રાંધતાં આવડે તો પોતાને મન ભાવતી વાણીઓ પકાવીને ખાવાની મજે એમ જાણી હોસનઆરાને પણ રાંધતાં શિખવાની ઇચ્છા થઇ. મેહમુદાજ નહિ પણ બીજી છોકરીઓ પકવાન બનાવી જાણેછે, તે ઉપરથી ભજિયાં તળતી વખતે પોતે પણ હાજર થવાની આ લાડકી છોકરીએ મરજી જણાવી, પણ અડચણ માત્ર સકારે ઉઠવાની હતી. મેહમુદા તો સવારના પોહોરમાં ઉઠીને ભજિયાં તળવાની હતી, પણ હોસનઆરા વિચારમાં પડી કે આટલું સકારું કેમ ઉઠાય ? તે બોલી કે, "હું તો પોહોર દહાડો ચઢયા પછી ઉઠું છું."

પોહોર દહાડો ચઢવાનું નામ સાંભળીને મેહમુદા ઘણી હસી પડી ને પૂછ્યું કે, "શું તમે હરરોજ પોહોર દહાડો ચઢયા પછી ઉઠોછો ?"

**હોસનઆરા**—હા, દરરોજ એમજ.

**મેહમુદા**—તમે સુવોછો કયારે.

**હોસનઆરા**—સમી સાંઝના.

**મેહમુદા**—તમે તો બલાની ઉંઘ વધારી મુકી દેખું !

**હોસનઆરા**—શું મેં વધારી મૂકી ? ઉંઘબી કાંઇ આપણા અખત્યારની વાત છે ? મારી આંખો તો કાંઇક દહાડો રહ્યા છતાં બંધ થવા માડેછે. મારાં માજી ખાધાને માટે મને વાતો કરાવ્યા કરેછે, પણ જ્યારે જુએછે કે ઉંઘાઇ જાયછે ત્યારે નાચારે ખાણું ખવાડી દીએછે. પોહોર દહાડો ચઢયા પછી પણ મારી આંખો પોતાની મેળે ઉઘડી જતી નથી. સુતેલીને જબરદસ્તીથી ઉઠાડી બેસાડેછે. કાચી ઉંઘમાંથી જગાડેછે તો કલાકો સુધી ઉંઘની ખુમારી રહેછે તેથી બપોરના ફરી ઉંઘાઉંછું.

બપોરે સુવાનું નામ સાંભળી મેહમુદા ફરી હસી અને કહેવા લાગી કે, "જો તમને જીવ ભરીને સુવા દીધાં હોય તો કદાચ તમે રાત દહાડો ઉંઘાયાજ કરો !"

**હોસનઆરા**—શું કહું, કમબખ્ત ઉંઘ એવી તો તૂટી પડેછે કે ઉંઘાયાથી કોઇ રીતે ધરાતીજ નથી. એ લીધે આખું ઘર મને ચિઢવ્યા કરેછે. ગમે તવી બિમારી કાં ન હોય. માજી હમેશાં કહ્યા કરેછે કે એ સઘળો ફિસાદ સુવાને લીધેછે, પણ શું કરૂં ? ઉંઘ ઉપર કાબૂ ચાલી શકતો નથી. રોજ ધારણા કરૂંછું કે આજે સૌની સાથે સુવું, પણ વખત થાયછે એટલે ઉંઘના તાણથી જીવ એવો તો બિગડવા માંડેછે કે કાંઇજ સૂઝ પડતું નથી. જેવી ઉંઘની નિશાન જણાયછે કે મને વિચાર આવેછે કે આજે મેં પક્કો વાયદો કીધોછે, માટે અત્યારથી ઉંઘાઇશ તો સઘળાંઓ મારી મશ્કરી કરશે; તેની શરમિન્દગીને માટે જીવને મજબૂત કરીને થોડો વખત સંભાળીને બેસુછું પણ જ્યારે ઉંઘ આવીને ઘેરેછે એટલે બેસાઇ રહેવાતું નથી. જેવી પલંગ પર બેઠી કે એક તરફથી માજી બોલાવે, બીજી તરફથી બેનજી વાતો કરે, પણ તેમનું બોલવું પૂરું થાય નહિ એટલામાં તો બંદી લેટતાંજ ઘોરાટા મારતી પડી જાય, ને મારી પાછળ શું બોલેછે તેની કશી પણ ખબર રહેતી નથી.

**મેહમુદા**—જો તમે દિલમાંથી ઉંઘ ઓછી કરવા ચાહતાં હોવો તો તે કાંઇ કઠણ વાત નથી. હું તમને ઘણી સેહલ રીત બતાવી શકીશ.

**હોસનઆરા**—અરે ત્યારે તો તમારી મોટી મેહરબાની, કેમકે આખું ઘર સુવાને લીધે મને ચિઢવ્યા કરેછે. હું પણ ચાહછુંછું કાંઇ નહિ તો સૌની સાથે સુવું; ને સૌની સાથ ઉઠું.

**મેહમુદા**—એમાં બે વાતનો ઉજમ રાખવો. એક તો ઉંઘને ઉડાવવા માટે કાંઇ કામમાં ગુંતાવું, કે ધ્યાન તેમાં રોકાય. બીજું તો જે કોઇ સકારૂં ઉઠનારૂં હોય તેને તાકીદ કરવી કે જેમ બને તેમ હિલવી અથવા પાણીનાં છાંટા નાખી તમને જાગૃત કર્યા કરે. પછી ઉઠતાંજ હાથ મોહોડું ધોઇ જીવને હોશિયાર કરી કોઇ કામે લાગી જવું. પહેલાં તો આઠ દસ દિવસ, ટેવથી ઉલટું સકારે ઉઠવાથી માથામાં કાંઇએક ઘેન જણાશે. પણ એમ કરતાં કરતાં ધીમે ધીમે પોતાની મેળે આંખ ઉઘડી જવાની ટેવ પડશે. વળી સકારે ઉઠવાથી સવારની થંડી થંડી હવા ખાવાથી સ્વભાવ એવો ખુશ થઇ જશે કે આખો દહાડો તબિયત ખુશ રહેશે. હું પણ બલાની ઉંઘાનારી હતી, મુડદાં સાથ શરત બકીને સુતી હતી, તેથી ઉસ્તાનીજી દરરોજ મને શિખામણ આપતાં કે "આદમી દુનિયાંમાં સુવા અને નકામાં પડીને દહાડો ગુમાવવાને આવ્યાં નથી. ખોદાએ દિવસ કામને માટે બનાવેલોછે. શું રાત થોડી છે કે દિવસનાખી ઉંઘાઇએ ? ઘણું સુવાથી માણસજાત સુસ્ત, અને ઠોઠ થઇ

જાયછે. માણસ જાતનો વખત એક મોટી કિમતી ચીજ છે. ફુરસદની દરેક મિનિટ ઉપયોગી છે. એવા વખતમાં બની શકે તો લાગી વળગીને વિદ્યા, હુન્નર હાંસલ કરી લેવો જોઇએ, કે જેથી બંને ભવ પાર ઉતરે." એવાં કહેવા ઉપરથી મેં ધીમે ધીમે ઉંઘાવું ઓછું કરી નાખ્યું. તે અહીંઆં સુધી કે હમણાં સૌની પછી સુવુંછું અને સૌની પહેલાં ઉઠુંછું. વળી પહેલાંના કરતાં હાલમાં હું પોતાને વધારે તંદરોસ્ત પણ જોઉંછું. પણ નિશાળની છોડીઓ તો ગજબજ કરેછે. ઘર દૂર હોવા છતાં અંધારે અંધારેજ અહીંઆં આવેછે. પોત પોતામાં શરત લગાડેલીછે કે જોઇએ સૌથી પહેલાં કોણ નિશાળમાં આવેછે.

**હોસનઆરા**—હેનશાહલા, જુઓતો ખરાં હવે હું પણ બચિત એની ગોઠવણ કરીશ, અને બની શકશે તેમ કાલે ભજિયાં ચઢે તે અગાઉ મને અહીંઆં આવેલી જોશો.

## જેણે પાટી પર ધૂળ નહિ નાખેલી તે વાંચવાનો શોક કરેછે.

મેહમુદા અને હોસનઆરા પોત પોતામાં આ વાતો ચલાવતાં હતાં તેવામાં ઉસ્તાનીજીએ હાંક મારી કહ્યું કે, "મેહમુદા તમેતો નવી સહી સાથે એટલાં જલદીથી મળી ગયાંછો કે કેટલો વખત થયો વાતોજ ચલાવ્યા કરોછો. પહેલેજ દહાડેથી એવી તે શું સલાહ અને મસલેહતમાં ગુંતાયાંછો કે હજી સુધી તમારી વાત પૂરી થતી નથી?

મેહમુદા આ અમીરની દિકરીને તાડ પર ચઢાવીને બોલી, "બેગમ સાહેબ તો ઘણાંજ ભલાં આદમીછે. બેજ વાતોથી મારૂં દિલ એઓ સાથે મળી ગયુંછે. મેં એવણને મારાં ઢીંગલાં દેખાડયાં ને કેટલીએક શિખામણની વાતો કહી સંભળાવી ને મેહનત કરવા તથા સફારેથી ઉઠવાના ફાયદા જણાવ્યા."

**ઉસ્તાનીજી**—તમે એવી એવી વાતો કરીને હોસનઆરા બેગમને કાંઈ નાખુશ તો નથી કીધાં?

હોસનઆરા પોતેજ જવાબ દેવા પડી કે, "ઉસ્તાનીજી, મેહમુદા બેગમે એવીતો મઝાની અક્કલ, શિખામણ, ને ફાયદાની વાતો કહીછે કે તેવી મેં કદી સાંભળી હતી નહિ. મારો જીવ એમની વાતોથી ઘણોજ ખુશ થયોછે. માત્ર એઓની એકજ વાત હું જરા નાપસંદ કરૂંછું—તે એકે એઓ અમીરો ઉપર બહુ ટીકા કરેછે.

**ઉસ્તાનીજી**—અમીરો ઉપર કે તેમની રીતભાત ઉપર?

**હોસનઆરા**—રીતભાત ઉપર ટીકા કર્યા તે ખુદ અમીરોનીજ ઉપર થઈ ચૂકયા. બંને એકજ વાતછે.

**ઉસ્તાનીજી**—નહિ, નહિ, એ બંને વાતોમાં ઘણો ફરકછે. જો બચિત કરી અમીરો ઉપર કીધામાં આવે તો તેનો અર્થ માત્ર દોલત ઉપર ટીકા

કીધા એમ થાયછે. હમણાં તો પૈસો જે છે તે મોટાઈ અને વડાઇની ચીજછે. (આ સાંભળતાં હોસનઆરા હરખથી મેહમુદા તરફ જોવા લાગી.) પણ જો આદમી દોલત મેળવીને તેથી ગરૂરી અને ઉકમાન કરે ને એમ સમજે કે પોતેજ સૌમાં મોટાછે ને જેટલાં ગરીબોછે તે સર્વે હલકાં અને તુચ્છ છે અને તેઓને માત્ર ચાકરી, ખિદમત કરવાને માટેજ પેદા કીધાંછે, કે જેથી પોતે હાથ નહિ હિલાવે ને બીજાંઓની મેહનતથી સુખ ભોગવે તથા પૈસો માત્ર પોતાનાજ સુખ અને આસાયશને માટે આપેલોછે એમ સમજે, ને ગરીબોને આપવું, તથા ગરજાઉઓને મદદ કરવી એ પોતાની ફરજ નહિ સમજે, તો એવો પૈસો દુનિયાંની પીડા અને શેવટનું શંકટછે.

**હોસનઆરા**—મને એમાં કેટલોએક વસવસો છે.

**ઉસ્તાનીજી**—હું તમારા સઘળા વસવસા અને શકોને—ખોદા કરશે તો—અચ્છી તરેહથી દૂર કરીશ પણ હમણાં વખત ઘણો થોડો રહેલોછે, ને સર્વે છોડીઓ કાહાણીઓ સાંભળવાને ઇન્તેજારછે.

કાહાણીઓનું નામ સાંભળીને તો હોસનઆરા વધારે ખુશી થઇ અને આતુરી થઇને પૂછવા લાગી, "ભલાંજી, કોણ કાહાણી કહેશે, તમે કે મેહ-મુદા બેગમ ?

**ઉસ્તાનીજી**—નહિ હું કે નહિ મેહમુદા, પણ જેની વારી હશે તે.

**હોસનઆરા**—શું આ સઘળી છોડીઓને કાહાણીઓ યાદછે ?

**ઉસ્તાનીજી**—ધાર્યું કરીને યાદ તો કોઇને પણ ન હશે.

**હોસનઆરા**—ત્યારે કેમ કરી કહેશે ?

**ઉસ્તાનીજી**—ઘણી સારી સારી કાહાણીઓ એક ચોપડીમાં લખેલીછે, વાંચતાં સૌને આવડેછે. જેની વારી હોય તે ચોપડીમાં વાંચી વાંચીને કાહાણી કહી સંભળાવે.

**હોસનઆરા**—શું જેને વાંચતાં આવડતું હોય તે કાહાણીઓની ચોપડી વાંચી શકે?

**ઉસ્તાનીજી**—હાજ તો.

**હોસનઆરા**—ત્યારે વાંચવું તો ઘણી સારી ચીજ છે. માત્ર એક વાંચતાં આવડી જાય તો સેંકડો હજારો કાહાણીઓ આવડી જાય.

**ઉસ્તાનીજી**—એતો વાંચવાનો એક સાધારણ ફાયદો છે. પણ એ ઉપરાંત બીજા અમૂલ્ય અને અગત્યના સેંકડો ફાયદા છે, જેથી વાંચનાર તથા લખનાર ઘણી મઝા ભોગવેછે. કાહાણીઓ માટેજ જુઓ કે કોઈ વખત આપણા મનમાં એવું થાયછે કે કોઈ મઝાની જેવી નવી વાર્તા કહે તો સાંભળિયે;

અને એવું બનેછે કે કદાચ કોઇને વાર્તા આવડતી ન હોય અને જો આવડતી હોય તો તેને તે કહી સંભળાવાની ફુરસદ ન હોય, ત્યારે દિલમાંની ઇચ્છા દિલમાંજ રહી જાયછે. વાંચતાં આવડતું હોય તો ચોપડી હાથમાં પકડી કે કથા સાંભળનારી શોકીન બિબીઓ હાથ જોડીને આવી હાજર થાય. પણ વાર્તા વાંચવી એ બીજા ફાયદાઓ સાથે સરખાવતાં કાંઇજ નથી. વાંચવું તો તેજ છે કે જેથી જાતજાતની અક્કલ અને ભાતભાતની હોશિયારી આવે. જેના મોહોડાંપર આંખો નથી તે આંધળું છે, પણ દિલનું આંધળું તેજ છે કે જેને કેળવણી ન લીધી હોય. આદમીને માટે દુનિયાં અને ધર્મ એજ બે ચીજો છે; તો વિદ્યા વિના દુનિયાં અને ધર્મ બંન્ને મિથ્યા છે. આદમી ગમે એવી હાલતમાં હોય તોપણ વિદ્યાથી તેને ફાયદોજ છે. જો કોઇ સંકટમાં હોય તો વિદ્યા તેનાં દુખનું એવું તો નિવારણ કરશે કે તેવું કોઇ દર્દીનું થઇ ન શકે. અને જો તે ખુશીમાં હોય તો વિદ્યા તે ખુશીને વગર બખેડાની અને કાયમ કરશે. શાન્તિ, ધિરજ, સંતોષ ઇત્યાદિ જેવી વિદ્યાથી હાંસલ થાયછે તેવી દોલતથી કે સત્તાથી થતું નથી. ઓરતો જઇએ શિખવા ઉપરથી ને સદકે જઇએ પુસ્તકો ઉપરથી—કે એથીજ ફુરસદને ગાળવાનું, દિલને ખુશ કરવાનું, ઘેર બેઠાંની સેહલ, ઉસ્તાનીની ઉસ્તાની અને સહીની સહી મેળવી શકાયછે. જે ઓરતો વાંચી નથી જાણતી તેમનો વખત એવો માઠી રીતે ગુજરેછે કે—ખોદા પનાહમાં રાખે—એની નિન્દા, તેની બદગોઇ, મારી સાથે લડવું, તારી સાથે વઢવું, અથવા ખાટલા પાટલાપર અલોટીઆં મારવા. વાંચતાં આવડતું હોય તો ચોપડી હાથમાં લીધી કે જે દેશની ઇચ્છીએ તે દેશની મુસાફરી કરી આવીએ. વાંચવું એક હઝુરિયાનું કામ અજાયબ જેવી રીતે કરેછે. વાંચવાથી જેને ઇચ્છીયે તેને પકડી લાવી તેની સાથે વાતો કરીએ.

**હોસનઆરા**—ભલાં ઉસ્તાનીજી, વાંચવાથી તમે કહેલી ઉપલી કરામતપણ હાંસલ થાયછે?

**ઉસ્તાનીજી**—બેશક, જુઓ હમણા આ છોકરીઓ ચોપડીઓ વાંચશે તે જાણે તેના બનાવનારાઓ સાથે વાતો કરતી હોય એમ જણાશે. ટૂકામા વિદ્યા બેહેસ્તનો મેવો છે; જેણે ખાધોછે તેજ તેની લેહેઝટ જાણેછે. કહેવા અને બોલવાથી એના ગુણ જણાતા નથી. હજારો વરસપર બનેલી વાતો એવી જણાયછે કે જાણે આપણી આંખો સામેજ બનતી હોય.

**હોસનઆરા**—ઉસ્તાનીજી મને પણ વાંચતાં આવડશે?

**ઉસ્તાનીજી**—હા તમનેજ નહિ પણ તમારી લોંડીઓને પણ. વિદ્યા કાંઇ બાપદાદાનો વારસો નથી. જે શિખે તેને આવડે.

**હોસનઆરા**—પણ કેટલા દહાડામાં?

**ઉસ્તાનીજી**—લોકોએ આખી ઉમર એમાં ખરચી પણ કેળવણીનો થાગ લાગો નહિ. શિખતાં શિખતાં એવો ચસ લાગી જાયછે કે મનુષ્યથી અટકાવી શકાતો નથી. ગમે તેવી મઝા હોય તોપણ શેવટે દિલ તેથી ધરાઈ જાય, પણ નથી ધરાતું માત્ર એક વિદ્યાથી.

**હોસનઆરા**—શું એમાં કાંઈ ઘણી મેહેનત કરવી પડશે?

**ઉસ્તાનીજી**—જરા પણ નહિ. જ્યાંસુધી તમને વાંચતાં નહિ આવડશે ત્યાંસુધી થોડા દિવસ જરા કંટાળો આવશે, પણ વાંચતાં આવડ્યું એટલે તો ઘણી મઝા લાગશે ને હાથમાંથી છોડશો નહિ.

**હોસનઆરા**—વાંચતાં કેટલા દિવસમાં આવડશે?

**ઉસ્તાનીજી**—ખોદા રાજે—તમે ચાલાક છો તેથી ખાતરીથી ધ્યાન રાખી શિખશો તો ચાર મહિનામાં.

**હોસનઆરા**—ઓહો! એટલું જલદી!

**ઉસ્તાનીજી**—તેમાં શું શક.

**હોસનઆરા**—ભલાં ઉસ્તાનીજી, ત્યારે તો મને શિખવવાનું જલદી શરૂ કરી દ્યો.

**ઉસ્તાનીજી**—હમણાં શિખવાની એટલી ઉતાવળ શી છે?

**હોસનઆરા**—ફોકટમાં દહાડા જાયછે.

**ઉસ્તાનીજી**—તમે ઘણાં વરસ ગુમાવી દીધાંછે, તેમા હવે થોડા દહાડા વધુ.

**હોસનઆરા**—ભલાં ઉસ્તાનીજી, ખોદાને ખાતર મને શિખવવું શરૂ કરો.

**ઉસ્તાનીજી**—ઉતાવળ કરવાની જરૂર નથી. થોડા દિવસ નિશાળનો રંગ ઢંગ જુઓ. જ્યારે તમને પૂરતી ખાતરી થાય કે શિખવું કાયદાનીજ ચીજ છે તો શિખવાનું શું ઓછુંછે. નિશાળ એજ કામ માટેછે, ને હું પણ એજ કામ માટેછું. વારૂં, છોકરીઓ આજે કોણની વારી છે ને કઈ વાર્તા વાંચવાનાં છો?

**ઓબીદા**—બાઈ સાહેબ, મારી વારી છે અને નવાબ મસીહ-ઉલ-મુલ્કની દિકરીની વાર્તા છે. તે આંહીઆં સુધી વંચાઈ ચુકેલીછે કે જે બહુ અરબના કેદમાં એ છોકરી હતી તે બદુની દિકરી જેમુરાનનાં લગ્ન કર્યાંછે ત્યાંસુધી. જો હોકમ હોય તો આગળ ચલાઉં.

**હોસનઆરા**—અરે, ઉસ્તાનીજી, પહેલાંથીજ ચલાવોની.

**ઉસ્તાનીજી**—હા, બાઈ ઓબીદા, હોસનઆરા બેગમને ખાતર પહેલેથીજ અચ્છી રીતે સમજાવી સમજાવીને કહેવા માંડો.

ઓબીદાએ વાર્તા ચાલુ કીધી.

# મસીહ-ઉલ-મુલ્ક નામના એક ક્રૂર અમીરની વાર્તા.

લાલ કુવા આગળ નવાબ બદલબેગખાન નામના જે પ્રખ્યાત નવાબ રેહેછે, તેમના વડવાઓમાં કોઈ મસીહ--ઉલ--મુલ્ક નામના નવાબ થઇ ગયાછે. પેહેલાં તો તેમનો ઓહ્દો પાદશાહી વૈદનો હતો પણ પાદશાહની રેહેમ નજર થવાથી રાજપાટનો કુલે વહિવટ એમના અખત્યારમાં આવ્યો હતો. આવો અખત્યાર મળવાથી મસીહ--ઉલ--મુલ્કને ઘટતું હતું કે રાજની ભલાઇ, ગરીબોની પરવરશ અને નાચારોની દાદરસી કરતે, પણ તેઓએ તો એવા હાથ લંબાવ્યા કે થોડાજ દહાડામાં આખાં દેશમાં ફરિયાદ ફરિયાદ થઈ ગઈ. જેનેથી સાંભળો તે ફરિયાદ, જેનેથી પૂછો તે નાલેસી. સેંકડો આદમીઓ જેઓ દસ દસ પેહેડીના નોકરો અને વારસાથી નિમકખાર હોવાને લીધે દિલોજાનથી પાદશાહના ખેરખાહ હતા, તેઓને નહિ ગુનાહ કે નહિ વાંક છતાં બરતરફ કરાવી નાખ્યા હતા. માત્ર મસીહ--ઉલ--મુલ્કના માનિતાઓ સિવાય કોઇ શખ્સ એવો બચ્યો નહિ કે જેના પગારમાં થોડો ઘણો પણ ઘટાડો થયો ન હોય. એક તો અસલથીજ છ મહિને પગાર મળતો હતો, પણ આ હકીમજીની કારકીર્દીમાં તો વરસો ઉપર વાત ગઈ! વળી તેમાં પણ કાંઇ એવી કાપકૂપ થતી કે દસના પગારવાળાંને છ અને છ વાળાંને ચાર ભાયગે મળતા. નાવારિસ બચ્ચાંઓ, વિધવાઓ અને બુઢાંઓનું મળતું પેનશન બેધડક બંધ પાડી નાખ્યું. આ સર્વે વાતોની ફરિયાદો પાદશાહને કાને પણ જતી અને કદાચ જો તે પૂછતા તો મસીહ--ઉલ--મુલ્ક એવું સમજાવતો કે, “ખુદાવંદ, ખજાનામાં નાણું નથી રહ્યું. કરોડોનું કરજ થઇ ગયુંછે, તેથી મેં ધાર્યું કે બને તેમ કરીને ચઢેલું કરજ ચૂકવી નાખું. બે ચાર વરસમાં સર્વે નક્કી થઈ જશે. આ લોકોએ હજુરનું નિમક આખી ઉમરભર ખાધુંછે અને સરકારને પૈસે હજારો સુખ ભોગવ્યાંછે, ત્યારે હમણા થોડા દિવસને માટે અગર સઘળાંઓ મળીને થોડી કષ્ટી ઉઠાવી લીએ તો આપ સાહેબ કરજના બોજામાંથી હલકા થઇ જાઓ.” આવા ખોલાસા છતાં પણ પાદશાહ ફરમાવતો કે, “લોકોને બેદિલ ન કરો. મારા લવાજમમાં ઓછું થાય તો થવા દો, પણ થોડી શક્તિના નોકરોને ન સતાવો. કરજ ચાર વરસે નહિ તો દસ વરસે અદા થશે, પણ આ ગરીબ માણસો વધુ મેહેનત કીધાથી પૂરા થઇ જશે તો ફરી એવા નિમકહલાલ મળવા કઠણછે. એઓમાનો દરએક આદમી અનુભવવાળો અને અજમાવેલોછે. વળી બાજું ગમે તે કરજો પણ ખબરદાર ખેરાતની રકમોમાંથી કશું ઓછું કરશો ના. એક તો ખેરાત જેવુંજ કાંઇ નથી: જો બરાબર જોઇએ તો પાહાડની આગળ રાઇ સરખુંછે, પણ ખેર જેટલુંછે તે પણ ઘણું જરૂરનુંછે.” મસીહ–ઉલ–મુલ્કના દિલ ઉપર તો નેકીનો

છાંટો વટીક પડેલો ન હતો. દાન પુન, દયા, અને પરોપકારથી તે બિલકુલ બેનસીબ હતો. પાદશાહના કહેવાની અસર તેના ઉપર કસી થતી ન હતી. આખર, આ જાલમની ઉમર ટૂકી તેથી તેની કમબખ્તી આવી.

## શું પાદશાહોને જુલમ કરવાની છૂટછે ?

ઝોબીદાએ અહીંઆ સુધી વાર્તા વાંચી કે એટલામાં ઉસ્તાનીજીએ તેને અટકાવી કહ્યું, "જરા, સબર કરો," અને છોકરીઓને સવાલ કીધો, "વારુ એતો બતાવો કે તમારા વિચારમાં પાદશાહ અને મસીહ-ઉલ-મુલ્ક કેવા હતા ?" રાબા નામની છોકરી બોલી ઉઠી કે "બંને નઠારા. મસીહ-ઉલ-મુલ્ક તો ઘાતકીજ હતો અને પાદશાહ એટલા માટે નઠારો કે તેણે એવા ઘાતકીને એટલો બધો અખત્યાર શા માટે આપ્યો ?"

આ સાંભળી હોસનઆરા તપી જઈને બોલી, "ભુસું, આ નિશાળની છોકરીઓની કેવી ભુંડી જીભલી છે ! નથી પાદશાહ જોતીઓ કે નથી વજીર, જે મનમાં આવ્યું તે બકી દે છે." પછી રાબાની તરફ હાથ કરીને બોલી,— "પોતાનું મોહોડું જોઈ પાદશાહ વજીરને ભુંડું બોલો. કાંઈ ન હશે તો તમારા સરખી હજારો લોંડીઓ તેઓની આગળ હાથ જોડી સદા ઉભી રહેતી હશે."

**રાબા**—પણ તેથી શું થયું ? પાદશાહ કે વજીર થવાથી, અથવા તો ઘણીએક લોંડીઓ રાખવાથી, પોતા જેવાં આદમીઓ ઉપર જુલમ કરવો એ શું માફ થઇ શકે કે ?

**હોસનઆરા**—વળી જુલમ શાનો ? પોતાના નોકરો ને પોતાની રૈયત ઉપર જેમ મનમાં આવે તેમ હોકમ ચલાવે. કોણની તાકાત હતી કે તેઓના મોહોડાં ઉપર એવી વાત બોલતે ? હમણાં તેમના મુવા પછી તમે કહેવાં નિકળ્યાંછો. તેમણાં વખતમાં તમારા કોઈ વડવા પણ તેમની હજૂરમાં રહ્યા હશે તો "ખુદાવંદ, ખુદાવંદ," કહેતાં કહેતાં મોહોડું સુકવી નાખ્યું હશે.

**રાબા**—ત્યારે તમે શું એમ કહેવા માગોછો કે પાદશાહ કે વજીર પોતાના નોકરો અને રૈયતને ગમે એમ સતાવે, બલકે જીવથી મારી પણ નાખે તો તેમને તેમ કરવાની છૂટ છે ?

**હોસનઆરા**—હાજ તો વળી. જે પાદશાહનો દબદબો ન હોય તે પાદશાહ શાનો ?

**મેહમુદા**- બેગમ સાહેબ, મનમાં માઠું ન લાવશો, પણ જો પાદશાહ વગર કારણે તમારા ઘરબાર જપ્ત કરી લે અને સ્ત્રી પુરૂષ સર્વેને પકડી કેદ કરે ત્યારે પણ તમે શું એમ કહેશો કે પાદશાહે વાજબી કર્યું ?

**હોસનઆરા**—હમારૂં જપ્ત કાં કરે ને હમને કેદ કાં કરે ?

**મેહમુદા**—તમે તે શું રૈયત નથી?

**હોસનઆરા**—જીઈઈઈ!—પણ રૈયત રૈયતમાં પણ ફરક હોયછેનીજી?

**મેહમુદા**—ત્યારે તમારી મતલબ એ જણાયછે કે ગરીબો ઉપર જોર-જુલમ કરે તેની દરકાર નહિ?

**હોસનઆરા**—બીજું તે શું?

**મેહમુદા**—બિચારાં ગરીબોએ એવો વાંક તે શો કર્યો છે? ગરીબોના તે જીવ નહિ કે?

**હોસનઆરા**—જીવ નહિ કાં? પણ ગરીબો દુઃખ ખમી શકે છે.

**ઉસ્તાનીજી**—બેન હોસનઆરા બેગમ, જો ખોદા ન કરેને તમે ગરીબ થઇ જાઓ ત્યારે તમને સતાવવું કદાચ ઠીક ગણાય?

**હોસનઆરા**—નહિ ઉસ્તાનીજી, હમને સતાવવું કદી વાજબી ગણાય નહિ.

**ઉસ્તાનીજી**—આ તો ગજબભરી ગેરઇનસાફી છે, કે બીજાં ગરીબોને સતાવે તેનું કાંઈ નહિ, ને હોસનઆરા બેગમ—ખોદા ન કરે—ગરીબ થઈ જાય તો માફી પામે!

**હોસનઆરા**—અમીર ગરીબ થઇ જાય તોપણ અમીરીનો વાસ કેટલીએક પેઠીઓ સુધી તેમનામાંથી જતો નથી. "બોરૂં થી કાંઇ દિલનમાંથી જાય?"

**ઉસ્તાનીજી**—એ સાબેત કેમ થાય કે હમણા દુનિયામાં જેટલાં ગરીબો છે, તેઓ સદાનાજ ગરીબો છે. દોલત તો ચાલતા છાંયડાની માફક છે. અમીર ગરીબ થાયછે, ને ગરીબ અમીર બનેછે. આ શેહેરમાં તો શું પણ દુનિયાંમાં કોઈ ખાનદાન એવું ન હશે કે જે સદાનું અમીર કે સદાનું ગરીબ રેહેલું હોય. બે ચાર પેઠી અમીરીમાં ગુજરી હોય તો બે ચાર ગરીબીમાં પણ જરૂર ગુજરી હશે.

## પાદશાહ રૈયતનો ખિદમતગાર છે.

**હોસનઆરા**—વારૂ મસીહ-ઉલ-મુલ્કનો તો વાંક હતો, પણ બિચારા પાદશાહે શું કીધું હતું?

**શબો**—હું તો પેહેલાંથીજ બોલી ચૂકીછું કે મસીહ-ઉલ-મુલ્કને એવા આપઅખત્યાર રાખવામાંજ પાદશાહનો વાંક હતો.

**હોસનઆરા**—તમારાં સરખાંને 'પાદશાહનો વાંક હતો' એમ બોલતાં સાંભળી મને ઘણું હસવું આવેછે.

**શબો**—આવતું હશે, પણ પાદશાહ છતાં મસીહ-ઉલ-મુલ્કને આટલી સતા મળેલી સાંભળી મને જેટલું હસવું આવેછે તેટલું ન હશે.

**હોસનઆરા**—દુનિયાં જહાનના તેઓ પાદશાહ હતા, અગર એક વાત તેમને કાને ન લીધી તો શું થયું?

**મેહરુન્નિસા**—બસ પાદશાહનો વાંક તો એજ હતો. તેમને પોતાના કાન એવા ખુલ્લા રાખવા જોઇતા હતા કે દૂર દરાઝથી દુખ અને ફરિયાદનો સાદ સાંભળે, અને એટલાજ માટે એને લોકોએ પાદશાહ બનાવી રાખ્યો હતો.

**હોસનઆરા**—લ્યો વળી આ સાંભળો! "લોકોએ પાદશાહ બનાવી રાખ્યો હતો!"

**ઉસ્તાનીજી**—હોસનઆરા બેગમ, અફસોસ છે કે તમે કાંઇ શિખ્યાં નથી. જ્યાંસુધી તમે વાંચતાં શિખશો નહિ ત્યાંસુધી એવી રીતે સેંકડો વાતો ઉપર તમને અજાયબી ઉપજવાની. જેટલા પાદશાહ છે તે સર્વેને લોકોએજ નેમેલાછે. જ્યારે દુનિયાંમાં આદમી ઘણાં થઇ ગયાં ત્યારે પોત પોતામાં લડાઈ વઢવાડ થવા માડ્યો. કેટલાંએક કમબખ્તો એવાં નઠારાં હતાં કે જોગ મળતાં આદમીઓને મારી નાખતાં, માલ મતા ચોરી જતાં અને ભલાં માણસોની લાજ લૂટી લેતાં. આથી સૌએ વિચાર કરીને ઠેરવ્યું કે પોત પોતામાંથી એક જણાને વડો મુકરર કરવો કે સૌ કોઈ તેનો હોકમ માને તથા તેની તાબેદારી કરે. અને તે વડાનું કામ એકે, લોકોના ટંટા બખેડા પતાવે તથા રૈયતના જાન માલ અને આબરૂનું રક્ષણ કરે. આ પુરૂષનુંજ નામ પાદશાહ થયું. લોકોની ફરજ છે કે તેના હોકમો માન્ય કરે અને પાદશાહની ફરજ છે કે રૈયતને સુખ આપે અને કોઇને એક બીજા ઉપર જુલમ જાસ્તી કરવા ન દે. ચાલો હવે વાર્તા આગળ ચલાવો.

**હાજરા**—જનાબ, મને તો ઘણે દૂર જવું છે; છ વાગેની તોપ હમણા પડશે. પછી રસ્તો બંધ થઈ જશે, માટે મને તો રજા આપો.

**ઉસ્તાનીજી**—ઠીક છે, હવે વાર્તા મુલતવી રાખો, ખોદા કરશે તો ફરી જોઇશું.

હોસનઆરાને વાર્તાઓ સાંભળવાનો એટલો તો ચડિયાસ હતો કે વાર્તાને મુલતવી રાખવી તેને પસંદ પડી નહિ, તેથી તે હાજરાને કહેવા લાગી "ઓહો! જરા વાર થોભો તો ખરાં, વાર્તા પૂરી થવા દો, જ્યાંથી અધુરી રહી હતી ત્યાંસુધી પણ હજીતો ચાલી નથી."

**હાજરા**—નહિ બાઈ, વખત ઘણો થઈ ગયોછે. હું તો થોભી શકતી નથી.

**હોસનઆરા**—અરે, આજની રાત અહીંઆંજ રહેજોની, નહિ તો મારે ઘર સાથે આવજો.

**હાજરા**—વારૂં એ પણ કાંઈ વાત છે કે વાર્તા સાંભળવાની લાલચે હું અહીંઆ રહી પડું! મારી મા રાહ જોતાં બેઠાં હશે.

**હોસનઆરા**—ઓહો! વાર્તા અધુરી રહેવાથી તમારો જીવ કુહુરતો નથી?

**હાજરા**—એમાં જીવ શેનો કુહુરવાનો. મને વાર્તાઓ સાંભળવાનો શોક હોય તો શું હું પોતેજ વાંચી ન શકું?

**હવે સર્વે છોકરીઓ વિદાય થઈ.**

# મોટે ઘરની છોકરી શિખવા માડેછે.

હોસનઆરાએ જતી વેળા મેહમુદાને એકાંત લઈ જઇને કહ્યું—"મેહમુદા બેગમ, વારૂં એટલું શિખું કે હું પોતેજ વાર્તાની ચોપડી વાંચી શકું તો કેટલા દહાડામાં આવડી જશે ?"

**મેહમુદા**—જીવ લગાડીને શિખશો તો ચાર મહિનામાં અથવા તેથી પણ ઓછી મુદતમાં.

**હોસનઆરા**—ભલી, ત્યારે તો મને કાલથી શરૂ કરાવી નાખો.

**મેહમુદા**—ઉસ્તાનીજીને કહો.

**હોસનઆરા**—મેં કહ્યું હતું તો તેઓએ કહ્યું કે "ઉતાવળ શી છે ?"

**મેહમુદા**—ત્યારે તો થોડા દિવસ ધિરજ પકડો.

**હોસનઆરા**—નહિ, હું તો ઇચ્છુંછું કે આજેજ મને વાર્તાઓ વાંચતાં આવડી જાય.

**મેહમુદા**—ત્યારે હું ઉસ્તાનીજીને પુછીશ.

**હોસનઆરા**—તમે મને છુપાં શિખવો તો તેમાં કાંઈ અડચણ છે ?

**મેહમુદા**—એમાં અડચણની તો કાંઈ પણ વાત નથી, પણ ઉસ્તાનીજી પાસે શિખો તો વધારે સારૂં.

**હોસનઆરા**—મારા કરતાં નાની નાની છોકરીઓ પર પર ચોપડીઓ વાંચેછે, ને હું આવડી મોટી થઇને **ક—ખ**—શિખતાં શરમ આવેછે.

**મેહમુદા**—ઘણું સારૂં, ત્યારે હું તમને માળ ઉપર લઇ જઇને એવી રીતે છુપાં વાંચતાં શિખવીશ કે કોઇને ખબર પડે નહિ.

**હોસનઆરા**—જરૂર ? પણ મેહેરબાની કરીને ઉસ્તાનીજીને પણ જણાવતાં ના.

એ વાતો થયા પછી હોસનઆરા ઘર જઇ પહોંચી, તેને જોઇ સુલતાના બેગમ બોલ્યાં, "ઓહો ! હોસના ! હમે જાણ્યું કે આજે તમે ત્યાંજ રહ્યાં.

**હોસનઆરા**—ઉંઘ આવતે તો વળી ત્યાંજ રહી જતે.

**સુલતાના**—શું આજે તમને હજી સુધી ઉંઘ નથી આવી ? બચપણથી હમણાં સુધી હમેશાં સુરજ અસ્ત પામ્યો કે તમે ઉંઘાતાં હતાં.

**હોસનઆરા**—મેં તો આજેજ જાણ્યું કે કામ વગર મને ઉંઘ આવેછે. જુઓ, આજે ઉંઘાતા નથી તેમ ઝુંકતીએ જણાતી નથી.

**સુલતાના**—આજે એવાં તે શું કામમાં હતાં ?

**હોસનઆરા**—કામ તો કાંઈ પણ ન હતું, પણ ત્યાં એવી વાર્તા વંચાતી હતી કે જાણે રાત ને દહાડો સાંભળ્યાજ કરીએ.

**સુલતાના**—તે શું ? હમણે તો કાંઇ સંભળાવો.

**હોસનઆરા**—હમણાં તો રાત ઘણી થઈ ગઈછે, ને મને સકારેથી ઉઠવું છે, જલદી સુઈશ નહિ તો વખતસર આંખ ઉઘડવી કઠણ છે.

**સુલતાના**—હવે તમે સકારે ઉઠી ચૂક્યાં.

**હોસનઆરા**—ખોદા કરેછે તો એવી સકારે ઉઠીશ કે તમે પણ જોયાજ કરશો. (દાયા તરફ ફરીને) અન્ના. તમે કહ્યા કરોછો કે તારા ચમકતા હોય છે તેટલામાજ હું ઉઠુંછું, તો ખસ ખચિત કરી મને પણ તેજ વખતે ઉઠાડી બેસાડજો. જુઓ ખબરદાર ભુલશો ના.

**અન્ના**—જગાડીશ તો ખરી, પણ ઉઠવું નહિ ઉઠવું તો તમારા હાથમાં છે.

**હોસનઆરા**—જો નહિ ઉઠું તો થંડું પાણી છાંટજો.

**અન્ના**—એમ તો મારેથી બનશે નહિ કે ગફલતીની ઉંઘમાં તમને હેરાન કરૂં.

**હોસનઆરા**—હું કહુંછું કેની કે જગાડજો, પછી તમને મારી હેરાનગતીનો વિચાર શું?

**અન્ના**—દિકરી, તમો કહો છો તો ખરાં, પણ મારી એવી શું કમબખ્તી કે ખામદાદ વખતે તમને છેડીને મારાં હાડકાં નરમ કરાઉં.

**હોસનઆરા**—નહિ બિબી, નહિ, ખોદાના કસમ. હું જરા પણ માઠું નહિ લાવીશ, જરૂર ઉઠાડજો.

**સુલતાના**—પણ તમને એટલું સકારે ઉઠવાની જરૂર શું છે? એટલુંજ કેની કે રોજીંતા કરતાં જરા અગાઉથી ઉઠવું?

**હોસનઆરા**—વાહ? મેં શરત કીધીછે. જો નહિ જો ઉઠું તો સુતેલાનેજ અંધારે અંધારે નિશાળમાં પહોંચાડી દેવી. અન્ના, જુઓ હું તમને ફરીથી પણ કહુંછું કે જરૂર જરૂર ઉઠાડજો. નહિતો મારા કરતાં ખરાબ કોઈ નથી.

## હોસનઆરાએ સકારેથી ઊઠવા માડયું.

બીજી સવારે અન્ના પોતાના રોજીંતા પ્રમાણે ઉઠી, બંદગી કરીને બિહિતી બિહિતી હોસનઆરાના પલંગ આગળ જઈ હાંક મારી. હોસનઆરાની ચાલ તો એવી હતી કે ગમે એટલી પણ બોલાવો તોપણ હુંકાર વટીક ન આપે; અને જો ઉંઘમાંથી જાગૃત પણ થઈ હોય, ને સાદ કીધો તો કોઇવાર હુંકારો આપી ચૂપ થઇ જતી, અથવા કોર કરચલો વાળી પાછી ઉંઘાઇ જતી. આજે તો અન્નાનો સાદ સાંભળી ઝટપટ ઉઠી બેઠી તો ખરી. તેણે ઘણું પણ ઇચ્છ્યું કે આંખો ઉંઘાડે પણ આંખો જાણે સિવાઇ ગઈ હોય અથવા ગુંદરથી વળગી ગઇ હોય, તેમ ઉંઘડતા ઉંઘડે નહિ. તેણે હાથોથી ખેંચી તાણીને જરા ઉંઘાડી તો જાણે કોઇએ પાંપણોમાં મરચાં ભભરાવ્યાં હોય તેવું દુઃખ થવા લાગ્યું, પણ કાલનો વાયદો અને ભજિયાં બનાવવાની ખુશી આંખ આગળ ભમ્યા કરતી

હતી તેથી અકર વકર કરવા લાગી. અન્ના પ્યારથી તેને ગોદમાં લઈ બોલી, "બેટા, હજીતો ઘણું સુકારૂં છે, ઓવરાઇ જાઉં, જરા વધારે ઉંઘાઓ."

**હોસનઆરા**—નહિ, નહિ, મને હમણાંજ નિશાળે લઈ ચાલો.

**અન્ના**—બેટા, મોહોડું તો ધોઇ લ્યો, કાંઇ નાસ્તો કરી લ્યો ને પછી સિધારો.

**હોસનઆરા**—(ટણકો કરી બોલી) ઓ ! ખુદા ! જુઓ આ કમબખ્ત વાર લગાડેછે તે ! તું નથી લઈ જતી તો હું એકલી ચાલી જઇશ. ત્યાં સૌ છોડીઓ આવી ગઇ હશે.

અન્ના તેને નિશાળે લાવી. જોકે હોસનઆરા આંખો ઉંઘડતાંજ આવી તોપણ અહીંઆં આવી જુએછે તો નાની મોટી સર્વે છોડીઓ આવી હાજર થયલી હતી. કોઇ ચોપડી ઉઘાડતી હતી, કોઇએ વાંચવાનું શરૂ કીધેલું હતું, કોઇ તો પાઠ કરીને પરવારી જઇ બેઠી હતી. એ જોતાં તો હોસનઆરાની રહી સહી આંખો પણ ઉઘડી ગઈ.

**મેહમુદા**—ઓહો ! બેગમ સાહેબ, આટલાં સુકારાં ! ખોદા રાખે તમે વાયદાના ઘણા સાચાં ને ઠરાવના પાક્કાંછો !

**હોસનઆરા**—વાયદો ને ઠરાવ ક્યાં રહ્યો? શેવટે પણ સૌની પાછળ તો આવી.

**મેહમુદા**—જોકે તમે સૌની પાછળ આવ્યાં, પણ પહેલેજ દહાડે એટલાં સુકારેથી ઉઠી ઉભાં થયાં તો તે ઘણી સભ્યતાઇની વાત છે. એ સરખાવતાં તો તમે જાણે સૌની અગાઉ આવ્યાંછો.

**હોસનઆરા**—પણ કોહાની ભજિયાં તળિયાં કે?

**મેહમુદા**—સર્વે તૈયાર છે. તમે જરા હાથ મોહોડું ધોઈ લ્યો તો શરૂ થાય.

મેહમુદાએ કળસિયો, પાણી, દાંતણ, મંજન, આરસી, કાંસકી, તેલ, ઇત્યાદિ લાવી સામે મૂકયું.

**હોસનઆરા**—અરે, બેન, એટલી બધી તસ્દી લઇ મને શરમમાં કાં નાખોછો?

**મેહમુદા**—હમે ગરીબ લોક છીયે, હમને મોટાં લોકોની પરોણાગત કરતાં આવડતી નથી. ગમે તો એને તમે બેવકુફી સમજો. હમે સર્વે જાતનું કામ પોતાને હાથે કરીએ છીયે, અને તમે જોશો કે કદી હમારા પોતપોતામાં કશી લડાઇ કે વઢવાઢ થતી નથી. જે પણ કામ હોય ને જેને કરવાનું હોય તેને મદદ કરવા સર્વે મળીને કરી લીજીએ છીયે. તે કાંઇ દેખાડવાની મતલબથી નહિ પણ એટલાજ માટે કે હમે એક બીજીને સગી બેનથી વધુ ગણીએ છીયે. ખોદાએ હાથ આપ્યાછે તે કામ કરવા માટેજ છે ત્યારે એક કળસિયો પાણી લાવી આપવું તો વારૂં તે કાંઈ કામ કહેવાય?

## પકવાન બનાવવાનો પહેલોજ અનુભવ.

આ તરફ તો હોસનઆરા હાથ મોહોડું ધોવા બેઠી. મેહમુદાએ ઉસ્તાનીજીને પૂછ્યું કે, "તમે રજા આપો તો ભજિયાંનો સામાન કેટલાએક દિવસ થયા આવીને પડી રહ્યોછે, હમણાં થંડી પણ છે, સકારેનો વખત છે, માટે હમે સર્વે મળીને તે બનાવીયે?" ઉસ્તાનીજીએ જવાબ દીધો કે, "ઘણું સારૂં, પણ હોસનઆરા બેગમને પણ તેમાં શામેલ કરજો." એ પછી કોઠડી ખોલી સર્વે સામાન કહાડી રસોડાંમાં લઇ ગયાં. કોઇએ આટો ગુંદવો શરૂ કીધો, કોઇ ગોળા વાળવા લાગી, કોઇ કાંદો કાપવા બેસી ગઇ. ટૂંકમાં, સર્વે છોકરીઓ કામે વળગી ગઇ.

હોસનઆરાને પહેલાં તો કોઇએ કાંઇ કામ ન આપ્યું, તેથી એ મોટે ઘરના છોકરી પોતેજ શરમાવા લાગી અને બોલી, "મેહમુદા બેગમ, કાંઇ કામ મને પણ સોંપો. એમ તો ઠીક નહિ કે સઘળાં કામ કરે ને હું ઉભી રહી મોહોડું જોઉં."

**આમીના**—તમે કાં મેહેનત કરોછો? હમે સર્વે મળી કરી નાખીશું. તમે માત્ર તમાશો જોયા કરો.

**મેહમુદા**—કાંઇબી કામ કરવામાં કશી એબ જેવું નથી. કોઇ પણ કામ કર્યા વિના આવડતું નથી. પણ તમને શું કામ બતાઉં? મસાલો પિસવો, મેદો ગુંદવો, તળવું, એવાં ઘણાં કામો છે, તેમાંથી જે તમારીથી થઇ શકે તે કરો.

**હોસનઆરા**—બા મારેથી મસાલો તો પિસાવાનો નથી. પહેલાજ ધમકડામાં મારાં બાબાં તો રહી જાય; કહો તો મેદો ગુંદી આપું.

**મેહમુદા**—મેદો ગુંદવો એ પણ ઘણાં જોરનું કામછે, બલકે મસાલો પિસવા કરતાંબી તેમાં વધારે મેહેનત છે.

**હોસનઆરા**—છેતો ભલા લેતી; પણ તે કરવાને હું રાજીછું.

**મેહમુદા**—વારૂં તેનું શું કારણ?

**હોસનઆરા**—કાંઇ છે.

**મેહમુદા**—શું કાંઇ છૂપી વાત છે?

**હોસનઆરા**—(મેહમુદાના કાનમા) અરેજી! મેદો ગુંદીને હાથ ધોઇ નાખ્યા કે ઉઠી ઉભાં થયાં, પણ મશાલો પિસું તો હળદનો રંગ હાથે બેસે તો ચાર દહાડા સુધી ધોવાએ નહિ, ને નકામું મને શરમાયા કરવું પડે.

**મેહમુદા**—એમાં વળી શરમાવાની તે શું વાત છે?

**હોસનઆરા**—તમને નથી પણ મનેતો છે. હળદથી રંગાયલા હાથ લોકો જુએ તો શું કહે?

**મેહમુદા**—જેવી જેની સમજ. કેટલાંએકને કામ કરવું એબ ભરેલું લાગેછે, ને કેટલાંએકોને બાજાનું રાંધી આપેલું એવાની માફક બેસીને ખાતાં

શરમ આવેછે. તમને આટલું સમજાવ્યું તોપણ અમીરીનો વાસ તમારાં મિજાજમાંથી હજી નહિ તે નહિજ ગયો?

**હોસનઆરા**—"અસીલ મરઘાની એકજ ટાંગ, જાન જાય પણ આંન ન જાય."

**મેહમુદા**—ત્યારે કાંઈ કોઈ તમારી ઉપર જબરદસ્તી કરેછે? તમે નચિંતાઈથી બેસો. જે કાંઇ કરવું હશે તે તમે બેઠેલાં છતાં હમે કરી નાખીશું.

**હોસનઆરા**—બેન, તમેબી અજબ હુજત કરોછો. તમને તમારાં કામ સાથે ગરજ. કોઇબી તો મેદો ગુંદવાનુંજ કની? મારો હાથ લાગશે તો શું કિડા પડવાના છે!

**મેહમુદા**—કિડા તો નહિ પણ ફીકટ તાણી તોડીને સત્યાનાશ કરી મૂકશો. અમીરીની શેખીથી બિગડવા સિવાય તમને બીજું શું કામ આવડેછે!

**હોસનઆરા**—બેર, ત્યારે તો કોઇ બીજું કામ મને આપો.

**મેહમુદા**—બીજું તે શું કામ આપું! મસાલો પિસવા તો તમે શકિતછતાં નથી, આટો મસળતાં તો તમને આવડતો નથી, ત્યારે બીજું તે શું કામ કહું? વારૂ મસાલાના બાટણિયા નિચે આદું પડેલુંછે તેમાંથી નાના નાના બે ગાંઠ લઇને ઝીણું ઝીણું કાપો.

**હોસનઆરા**—હા, એ કામ મારે લાયકનું બતાવ્યું. જુઓ તો ખરાં કેવી બારીક કાત્રી કરૂંછું.

**મેહમુદા**—ખોદા પાર ઉતારે!

હોસનઆરા દોડતી જઇને પથ્થરનો પાટો ઉંચકવા લાગી. પાટો ઘણો ભારી હતો તોપણ એક વેંત જેટલો તો હોસનઆરાએ હિમત કરી ઉઠાવ્યો, પણ આખર તે થાંબી શકી નહિ, તેથી પથ્થર છટકીને તેના હાથ ઉપર આવી પડયો. હોસનઆરા તો ચિચિયારી પાડી ઉઠી, સઘળી છોડીઓ દોડી ગઇ ને જુએછે તો હોસનઆરાનો હાથ પાટા નિચે આવેલોછે, ચેહેરો ઉજળો ફક થઇ ગયોછે, ને તે થર થર ધ્રુજેછે. જલદીથી પાટો ઉંચકીને હાથ કહાડી જોયો તો હાથ ચંપાયલો તો ખરો પણ જમીન ભિણી ને પોચી હોવાને લીધે કાંઈ ચોટ લાગી ન હતી.

**હલીમા**—વાહ! વાહ! બેગમ સાહેબ, તમે તો ઘણાંજ પોચ્યાં દિલનાં છો. તમે એવો તો કલોર કરી નાખ્યો કે હમે સર્વના હાથ પગ ગગડી ગયા.

**હોસનઆરા**—તમારી આંખ ફૂટી ગઇછે કે શું? એવડો મોટો પથ્થર તમારા હાથ ઉપર પડતે તો જાણતે.

**હલીમા**—પડતેજ કેમ કરી?

**હોસનઆરા**—હા, વારૂં મેંતો વેંત જેટલો પણ ઉઠાવ્યો, તમે જરા ખિસાડી પૂણ આપો તો સો સલામ કરૂં.

## યંત્ર વિદ્યાનો પહેલો પ્રકાર.

હલીમાએ હસીને ત્યાં ચુહુલાની પાસેથીજ એક અણીદાર ઇંધણ ઉંચકી લઇ, તેનો પાતળો છેડો પાટાની નિચે ઓસી જેવો બીજો છેડો ઉંચકયો કે પેલો પથ્થર ઉછલાઇને બીજી ગમ જઇ પડયો. આથી હોસનઆરાતો અજાબ થઇ ગઈ ને બોલી, "બેન, આતો તમે હદજ કીધી."

**મેહમુદા**—એમાં હદની શું વાત છે? યારી અને ટેકાની વિદ્યામાં એવી જાતની હજારો વાતો છે. હિકમત મોટી ચીજ છે. એકલું એક આદમી હિકમતના જોરથી હજારો મણના બોજો તણખાંની પેઠે ઉચકીને ફેંકી નાખેછે, તો આ એક પથ્થર શું બિસાદમાં છે.

**હોસનઆરા**—હવે તમે લોકો પોતપોતાનું કામ કરો, હું આદું કાપુછું.

### આદું કાપતાં હાથ કાપી નાખેછે.

હોસનઆરાએ રસોડાંની છરીથી આદુંનો એક ગાંઠ છોલવા માડયો તો છરી બુઠ્ઠી જણાઇ, તેથી તેણે મેહમુદાના કલમદાનમાંથી રાજર્સની નવી છરી કહાડી લઇને આદું કાપવા માડયું. આદુંના રસથી પહેલાં તો છરીની ચળક જતી રહી, બીજું તો છરી ઘણી વેહેતી હતી ને આદું નરમ, તેથી ત્રણ ચાર વખતે કચકચ કરીને છરી હાથમાં લાગી; અને ઉપરથી આદુંનો રસ સારીપએ લાગાથી ભારે ચચરાટ ઉઠયો, પણ હોસનઆરાએ શરમને મારે તે છૂપાવ્યું. આદું પણ સારૂં કાપ્યું નહિ. જ્યારે કાપીને લાવી ત્યારે તેમાં કાંઇ રતાસ જેવું દિસતું હતું, તે જોઇને મેહમુદાએ કહ્યું, "ઓહ! આ કેવું લાલ લાલ આદું છે, એમાં મટાડી તો ભરાઈ ન હોય?" પછી ધોઇ જોયું તો મઝાનુ સફેદ આદું નિકળી આવ્યું, ત્યારે તો શક ઉપજયો કે કદાચ હોસનઆરાએ પોતાનો હાથ કાપ્યો હશે તેથી ગભરાઇને કહ્યું, "જોઉં, હાથ જોઉં." હોસનઆરાએ જરા આનાકાની કરીને હાથ બતાવ્યો, તો જણાયું કે એક પણ આંગળી છરીના ચપકા વગર બાકી રહી હતી નહિ.

**મેહમુદા**—અરે! એ તમે શું કીધું? કઇ છરીથી આદું કાપ્યું?

**હોસનઆરા**—જેનેથી તમે કલમ ઘડોછો તેનેથી.

**મેહમુદા**—વારૂં કલમ ઘડવાના ચપ્પુથી તે કોઇ તરકારી સમારતું હશે? એટલાજ માટે હું તમને કામ સોંપવાને બિહિતી હતી; જુઓ તમે હાથને જખમી કરી નાખ્યો.

**હોસનઆરા**—બલા લેતો, હાથને શું છે? એ તો સારો થઇ જશે, પણ છરી કાળી થઇ ગઇછે તે કેમ કરી સાફ થશે?

**મેહમુદા**—ઓવારી નાખો છરીને, અભાગણી બિગડી તો બિગડી. કપડું પાણીમાં ભિજવીને જલદીથી આંગળાંઓ ઉપર લપેટી નાખો, ને ખોદાને ખાતર નિશાળમાં જઇને બેસો.

**હોસનઆરા**—નહિ, હું કામ તો કરવાની.

**મેહમુદા**—શું તમારી મરજી ઉસ્તાનીજીને ગુસ્સે કરાવવાની છે? ખોદા ખાતર હું તો હવે કોઇ ચીજને હાથ લગાડવા તમને દેનાર નથી.

**હોસનઆરા**—હવે હું ઘણી સંભાળથી પૂછી પૂછીને કરીશ, ભલાં બીજું કાંઈ બતાવો.

## ચૂલો સળગાવતાં ઘર ધૂમાધાર કરી મેલ્યું.

હોસનઆરાએ એટલી હઠ લીધી કે મેહમુદાનું કાંઇ ચાલ્યું નહિ, તેથી નાચારે બોલી, "ખેર, તમે ચલો સળગાવીને ઘી કકરાવી નાખો." હોસન-આરા તો સમજી કે ઘણું સેહેલું કામ મળ્યું, તેથી જલદીથી લાકડાંનાં કુન્દાં ખુબ તરેહથી ચૂલામાં સિંચિ નાખ્યાં, ને આતશ મૂકીને ફૂંકવા લાગી. ખિચોખિચ ભરેલા ચૂલામાં લાકડાં તે કેમ કરી સળગે? ફૂંકતાં ફૂંકતાં તેનું મોહોડું તમતમી ઉઠયું, નાખ તથા આંખોમાંથી પાણી ટપકવા લાગ્યું, ધુંવાથી આખું ઘર ભરાઇ ગયું, પણ છોકરીઓને તે વાતની કશી ખબર નહિ. જ્યારે છોકરીઓ સર્વ સામાન તૈયાર કરી ચૂકી, ત્યારે મેહમુદાએ પૂછ્યું, "બેગમ સાહેબ, ઘી શું કહેછે?"

**હોસનઆરા**—કમબખ્ત લાકડાં એવાં લીલાંછે કે આંચજ નથી લાગતી.

**મેહમુદા**—(પોતાના ભોળાપણામાં પોતાની દાસી નામે દિયાનતનો વાંક કહાડવા લાગી કે) "કાં, દિયાનત, તને આટલું કહ્યું હતું કે વર્ષાદના દહાડા છે, લાકડાં સુકાં જોઇને લાવવાં, તે છતાં આખર તેમજ ભિણા પાણી ઉઠાવી લાવી?"

**દિયાનત**—બિબી, લાકડાં તો એવાં સુકાંછે કે તેને વર્ષાદની હવા વટીક લાગી નથી. થડાની વચમાથી મારી આંખ આગળ કહડાવીને લાવીછું. બે દિવસ થયા એમાંનાજ લાકડાંથી ખાનું પકેછે; તે એવાં ધગ ધગ બળેછે કે વિંજટવાં પણ પડતાં નથી."

એકતો હોસનઆરાને પેહલ વહેલોજ ચૂલો સળગાવવાનો જોગ મળ્યો અને તેમાં રમુજ એ હતી કે બે ઘડી સુધી તે અફડાઇ ઝિંકાઇ ગઈ પણ બળતું લાગ્યું નહિ, જેથી ખસિયાણી પડી બળી જળીને બેઠી હતી.

પણ દાસી દિયાનતે જ્યારે તેની વિરૂધ તકરાર કીધી ત્યારે તે ઓરખી આગનો ભભુકો થઇને બોલી "અરે જૂઠી, નામુરાદ, મુએલી, જરા ફૂટેલા ડોળાથી, આવીને જોતો સહી કે લીલાં છે કે નહિ. કેટલો વખત થયો હું માથું

દુખવી રહીશું, ને હજી તેને સુઘડ છોડી કહેછે. આ જગાએ જો તું મારા ઘરની દાસી હતે તો આજ લાકડાંની ચીરથી મારતાં મારતાં તને મુડદું કરી મૂકતે."

દિયાનત દાસી હોસનઆરાનું આવું અઘટિત બોલવું સાંભળીને ગુસ્સાથી ધ્રુજી ઉઠી, ને ધારછયું કે દાંતો ભાંજનારો જવાબ દીએ, પણ તેટલાં ઉસ્તાનીજીએ તેને ઇશારત કરીને અટકાવી. છોડીઓને પણ હોસનઆરાની આ વાત ઉપર ક્રોધ ઉપજ્યો અને નજદીક હતું કે સઘળીઓ ભજિયાં છોડી છાંડીને જુદાં જઈ બેસે. મેહમુદા ઉસ્તાનીજીની ઇશારતની મતલબ સમજી ગઈ હતી તેથી તેણે છોડીઓને બેઠમાં પાછી વાળી, અને પોતે ચૂલા આગળ જઇને કહેવા લાગી, "જરા હું બીતો જોઉં, કેવાં લાકડાં છે?" તેણે જોયું તો છેક અંદર સુધી હોસનઆરાએ લાકડાં થસોથસ સિંચેલાંછે, રાખના ઢગલાથી ચૂલો ભરાઈ ગયલોછે. મેહમુદાએ સઘળાં લાકડાં બાહેર કહાડીને પહેલાંતો રાખ કાઢી નાખી; પછી લાકડાંની ચાર ચારને ઉપર તળે આડી મૂકી જરા વિંજણો નાખ્યો કે ભડકું લાગી ઉઠયું, તે જોઈ હોસનઆરા બોલી, "વાહ, તમે તો અવલી કરી નાખી!" મેહમુદાએ હસીને જવાબ દીધો કે, "બળતું કરવામાં પણ કમબખ્ત અવલી તે શું છે? એટલાજ માટે મેં કહ્યું હતું કે કોઇ કામ હોય પણ તે શીખેલાં વગર આવડે નહિ. લાકડાં શું કરે? પહેલાંતો મોહોડાં સુધી રાખ ભરેલી હતી, વળી તે ઉપર તમે એટલાં તો લાકડાં સિંચી મૂકયાં હતાં કે હવાનો માર્ગ નહિ રહ્યો, ત્યારે સળગે તે કયાંથી? જાણીતું છે કે ઇંધણ જેટલાં થોડાં હોય તેટલાં જલદી સળગે.

**હોસનઆરા**—મને એ કળા માલમ ન હતી.

## મોટે ઘેરની દિકરી વાંક પોતાનો ને ગળે પડી બીજાંને.

**મેહમુદા**—ખરૂં છે કે જે કામ કદી શીખેલું નહિ તેમાં આદમી ઘણું કરી નિષ્ફળ થાયછે; પણ તમે એક વાત ઘણી ખોટી કીધી.

**હોસનઆરા**—તે શું? મેં મારૂં કોઇ કપડું તો નથી બાળ્યું?

એમ કહી હોસનઆરા પોતાનાં કપડાં તપાસવા લાગી.

**મેહમુદા**—ભલું છે કે તમે પોતાનું કપડું નથી બાળ્યું, પણ બીજાનું દિલ તો બાળ્યું છે.

**હોસનઆરા**—દાસીને મેં જરા ઘૂરકી તે માટે તમે કહેતાં હશો?

**મેહમુદા**—બેઅદબી માફ, પહેલાં તો એ કહો કે તમારૂં ગુસ્સે થવું ખોટું હતું કે નહિ? જો કે ભૂલ તો તમારી હતી; ચૂલો સળગાવતાં તમને આવડયો નહિ, ને બિચારી દાસીને વિના કારણે ફજેત કીધી.

**હોસનઆરા**—અલબતાં એટલો વાંક તો મારો ખરો પણ દાસીને વચમાં બોલી ઉઠવાની જરૂર શું હતી?

**મેહમુદા**—દાસી પોતેજ નથી બોલી, મેં પૂછયું તેનો તેણે માત્ર જવાબ દીધો.

**હોસનઆરા**—તોપણ મારી વાતને તોડવાની તેને સતા નહિ હતી.

**મેહમુદા**—તે આ વાતથી તદન અજાણી હતી કે તમે ગમે તે બોટું કરો તોપણ તેણે તમારી તરફદારી કરવીજ જોઇએ!

**હોસનઆરા**—કાં શું તે જાણતી નથી કે હું એક અમીરઝાદી છું?

**મેહમુદા**—કદાચ જાણતી તો હશે.

**હોસનઆરા**—કદાચ,?—હું તેને સારીપેઠે ઓળખુંછું. દર વરસના રમજાનમાં હમારે ત્યાંના સદાવરતમાંથી ખાવાનું લઇ જયા કરતી હતી. હમણા ચાર દહાડા થયા તમારે ત્યાં ચાકરીએ છે તેટલામાં એનું મગજ ચડી ગયું છે. શું તે દહાડો વિસરી ગઈ?

## મોટાએ ગરીબને હિણવાનું પાપ—ગરીબ પણ મોટા હોયછે.

હોસનઆરાનું ભજિયાં તળવાનું કામ તો જ્યાંનું ત્યાંજ રહી ગયું; અને તે અમીરઝાદી આદું કાપતાં આંગળું કાપી નાખી તથા ચૂલો સળગાવવા જતાં ધૂમાધાર કરી મેળી સામી પેલી ભલી દાસી દિયાનતનો વાંક કહાડવા તથા તેની સાથે કજીઓ કરવા બેઠી. આ માટે ઘરની છોડીની એ બોડ સુધારવાને નાની મેહમુદાને આ સારી તક મળી, અને તે તકનો તેણીએ કેટલોક લાભ લીધો, પણ પોતાની દોલતનો ગર્વ અને પોતા વિષે હજી એ અમીરઝાદીની અભિમાની ગમ ન હતી માટે મેહમુદાએ તેનો પિછો છોડયો નહિ અને તેણીને સેહજમાં ઠેકાણે લાવી મુકી. હોસનઆરા સમજતી હતી કે દાસી ગરીબ છે એટલે નીચ પણ હોવી જોઇએ. હોસનઆરાના માબાપ વરસો વરસ સદાવરત અથવા ધર્મ કરેછે, તે ઉપર આ અમીરઝાદીને મગરૂરી બતાવતી જોઇ મેહમુદાએ વાત આગળ ચલાવી.

**મેહમુદા**—વારૂં તમારે ત્યાંથી સદાવરત શા માટે વહેંચાયછે?

**હોસનઆરા**—ખોદાના નામ ઉપર વહેંચ્યામાં આવેછે.

**મેહમુદા**—શું ખોદાના નામ ઉપર આપવું તે એનું નામ? કે જે કોઇ તેમાંથી ભોજન લીએ, તે ઉમર સઘી તમારૂં ગોલામ બની રહે, ને જેમ બીજાં પગારદાર નોકરો તમારો અદબ કરેછે અને તમને માન આપેછે તેમ તે પણ કર્યા કરે? એવાં સદાવરતાંથી ધર્મ શું ધૂળ લાગવાનો?

**હોસનઆરા**—અમારી સખાવત છતાં અમને માન નહિ આપે, ત્યારે શું અમને ખાસડાં માર્યા કરે?

**મેહમુદા**—તોબાહ! તોબાહ? અહીંઆં ખાસડાંની વાતજ કયાં છે?

**હોસનઆરા**—બેન, એવાં હલકાં લોકોએ બેઅદબાથી બોલી ઉઠવું, એ ખાસડાં મારવા સરખુંજ છે.

**મેહમુદા**—જ્યારે એક ધર્મનું કામ ખોદાનાં નામ ઉપરજ કીધું ત્યારે તેના ઉપર તમારો આભાર કશો રહ્યો નહિ. ધર્મ એક કરો, ને તેના બદલામાં બે તો મળી શકવાના નથી. પેલી દુનિયાનો સવાબજી લ્યો, ને આ દુનિયાંમાં માનપાનની ઇચ્છાબી રાખો એ બે કેમ બને? ધર્મ કરીને એવી ઉમેદ રાખો કે એ હમારી તાબેદારી કરે તો તે ધારવું અઘટિત છે. જો તેમ ન ધારો ત્યારે તો સૌ આદમી સરખાં છે, જેવાં તમે તેવી હું અને તેવીજ દિયાનત દાસી.

**હોસનઆરા**—તમે પોતે પોતાને દાસીની બરાબર ગણો તો મુખત્યાર છો, પણ હું તો ખોદાની મેહેરબાનીથી ખાલિસ અમીરઝાદી છું, અને હમણા પણ દસ વીસ તો હમારે ઘર નોકર હશે.

**મેહમુદા**—આ તો જુલમની વાત છે કે તમે અમીર છો માટે દુનિયાંમાં જેઓ છે તે સઘળાંઓએ તમારો અદબ કરવો! અને આ તો બહુ અધર્મીપણું છે કે તમે અમીર છો તેટલા સારૂં જેને મરજીમાં આવે તેને ગાળો દેયા કરો!

**હોસનઆરા**—મેં ગાળતો કાંઇ દીધી નથી.

**મેહમુદા**—ગાળના માથાંમાં શું શિંગડાં હોયછે? તમે તેને જૂઠી કહી, નામુરાદ કહી, મુર્ખ કહી, ડોળા ફૂટી કહી અને વળી એમ પણ કહ્યું કે લાકડાંની ચારના મારથી મુડદું કરી મુકતે!

**હોસનઆરા**—ગાળો જો એવીજ થતી હોયતો ખોદા પનાહ! ત્યારે મારે શું તેને "જનાબ" કહેવું હતું? અથવા "ખુદાવંદ" કરી બોલવું હતું?

**મેહમુદા**—એટલી જરૂર શું કે કહીએ તો જનાબ અને ખુદાવંદ કહીએ, અથવા એકદમ જૂઠી, નામુરાદ ને ડોળા ફૂટી બનાવીયે. તમે માઠું ન લાવશો, પણ એજ બોલો જો કોઇ તમને કહે તો કેવા માઠા લાગે?

**હોસનઆરા**—મને તો માઠા લાગવાજ જોઇએ, પણ એ લોક એટલી હલકી અવસ્થાના છે કે તેમને નઠારૂં માનવાનું કાંઇ કારણ નથી.

**મેહમુદા**—બસ તમારી એજ ભૂલ છે. આ દાસી તેવી સ્થિતીની નથી. ગરીબ તો છે પણ આબરૂદાર છે.

**હોસનઆરા**—જરા તમેજ કહોની કે ગરીબ હોય તે વળી આબરૂદાર કેમ હોય?

**મેહમુદા**—બેશક તમારી આંખમાંતો **દોલત** એજ આબરૂ છે; પણ મારી નજરમાં, બલકે ખોદા, પેગમ્બર અને દુનિયાંના અક્કલમંદોની નજદીક તો **નેકી** મોટી ઇજત છે.

**હોસનઆરા**—વારૂં ત્યારે હું પણ દિયાનત બેગમની કાંઇ **નેકી** તો સાંભળું! એ ક્યાં સદાવરતાં વહેંચેછે? કોઇ ધર્મશાળા મુસાફરો માટે બંધાવી

આપીછે? કયા કુવા તરસિયાંઓને માટે જંગલમાં ખોદાવ્યાછે? કઇ વિધવાઓના દરમાયા અને કઈ મસજીદનાં મુસાફરોને માટે ખાવાનું મુકરર કરી રાખેલું છે?

**મેહમુદા**—બસ એજ શું નેકીઓ છે! એ નેકીઓ તો દોલતમંદોના ભાગમાંની છે. લ્યો હવે હું દિયાનતની નેકીઓ ગણાઉં છું, તે સાંભળો. તે એટલી તો ગરીબ છે કે દાસીપણું કરેછે પણ એવી તો ઇમાનદાર છે કે લાખને ખાક સમજેછે. છ રોટી સવારના, ને છ સાંઝના એને અહીંઆંથી મળેછે તેમાંથી ચારેક પોતે ખાય છે ને બેએક જરૂર કરી ખોદાના નામપર મસજીદમાં આપી આવેછે. તેની આ એક રોટી તમારાં સદાવરતખાના કરતાં એક લેખે વધુ છે. વળી જુઓ એની ઉમર એટલી બરાઇ ગઇ છે કે સોયનું નાકું વટીક દિસતું નથી, તે છતાં હમણાં એ સિવવાના કરંડીઆને ઉઘાડી બેઠીછે, તે તમે જોશો કે પાડોસણના બચ્ચાંઓના કપડાંને ડિગડાં મારી આપશે, છ સાત ઘરનો સોદો સામાન કાંઇ પણ ફાયદા વગર બંધો વખત લાવી આપ્યા કરેછે. પાડોસીઓમાં કોઇ આજારી હોયછે તો આજારીઓનું મુતર ઇત્યાદિ ખોદા વાસ્તે પોતે વૈદને ત્યાં લઇ જાય છે અને ગાંધીની દુકાનેથી દવાનો નુસ્કો બંધાવી લાવી, કુટી, ચાલીને આજારીને પાએ છે, અને દહાડામાં દસ વખત જઇને તેની ખબર અંતર લીએ છે. જૂઠું કદી બોલતી નથી, કોઇની ચાડી ચૂંગલી કરતી નથી. કોઇની પાછળ બદગોઇ કરતી નથી; કોઇના કામમાં આનાકાની કરતી નથી; સૌને સારી સલાહ ને સારી શિખામણ આપેછે. તમે તેને વગર આબરૂની સમજોછો પણ તમારા કાકા મોટા હકીમજી સાહેબ જ્યારે પધાર્યા હતા અને અહીંઆં મળવા આવતા હતા ત્યારે હંમેશ દિયાનતને પૂછતા અને ઘણી મેહેરબાનીથી તેની સાથ ઘણો વાર સુધી વાતો કરતા હતા.

**હોસનઆરા**—ઓહો! ત્યારે તો દિયાનત મોટું માણસ છે.

**મેહમુદા**—બેશક, ફરેશ્તા સરખું આદમી છે. ઉસ્તાનીજી એનો એટલો તો અદબ કરેછે કે કોઈ પોતાની માનો પણ ન કરતી હશે.

**હોસનઆરા**—શું ખરેખર દિયાનતને મારી વાતથી માઠું લાગ્યું હશે?

**મેહમુદા**—વાત તો માઠું લાગવા જેવીજ હતી, પણ કદાચ તેણે પોતાના સારા સ્વભાવને લીધે મન ઉપર લીધું ન હશે.

**હોસનઆરા**—વારૂં ત્યારે હવે શું થશે?

**મેહમુદા**—થવાનું શું હતું? તે બિચારીની પાસે શું કાંઈ લશ્કર છે કે તમારી પાસેથી બદલો લીએ?

**હોસનઆરા**—સારૂં, ત્યારે બીજું શું કરશે? ઘણું કરશે તો માજી આગળ રાવ કરશે, તો તેથી હું કાંઇ બિહિવાની નથી.

**મેહમુદા**—એ વાતની તો તમે ખાતરી રાખો કે તમારાં માજી આગળ તો શું પણ બીજાં કોઈ પણ આગળ એ વાતનો એક બોલ વટીક બોલનાર નથી. એ દિયાનત ઘણીજ ખમનારી છે.

**હોસનઆરા**—ત્યારે હવે ધાસ્તી શેની? જે બોલાઈ ગયું તે બોલાઈ ગયું.

**મેહમુદા**—અરે! એ તો એક જુલમની વાત છે. તેનું જે દિલ દુખાયું છે તેથી એવું ન થાય કે કદાચ ખોદાની નજરમાં ભુરૂં લાગ્યું હોય. ખોદાનો માર બલાનો માર છે. તેની લાકડીમાં અવાજ નથી, બોલ બોલતામાં જે ચાહે તે કરી નાખે. સારાં સાજાંને આંધળું કે કોહોડિયલ કરી નાખે અને પાદશાહ સરખાને ભીખ માગતો બનાવે.

**હોસનઆરા**—ભલાં, ત્યારે તો ખોદાને ખાતર દિયાનત પાસે મારો વાંક માફ કરાવી આપો.

**મેહમુદા**—જ્યારે હું ગુનાહમાં શામેલ નથી, ત્યારે હવે માફીમાં પણ હું શામેલ નથી થવાની. તમે તેને ઠોકટમાં નઠારા શબ્દો કહ્યાછે તો તમેજ તેની પાસે તમારો વાંક માફ કરાવો.

**હોસનઆરા**—ઠીક, ત્યારે દિયાનત જરા એકાંત થશે ને હું તેને કહીશ.

**મેહમુદા**—એકાંત થવાની શી જરૂર છે?

**હોસનઆરા**—શું હું એક અમીરઝાદી થઈને સૌના દેખતાં એક ચાકરડી આગળ હાથ જોડું?

**મેહમુદા**—ખરૂં તો એજ છે કે સૌના દેખતાં તમે તેને હલકી પાડી તો સૌની સામેજ તેને ખુશી પણ કરવી જોઈએ. તમારાં બેજાંમાં અમીરી કાંઈ એવી ઠસી રહીછે કે નહિ જણાતું કે તમે પોતાને માટે શું સમજોછો. જ્યારે તમારે મોહોડેથી મગરૂરીની વાત હું સાંભળુંછું ત્યારે મને ધ્રુજરાં ભરાઈ આવેછે, કે ખોદા ખેર કરે.

આ સાંભળીને હોસનઆરા દોડતી જઈ દિયાનતને વળગી પડી અને રડવા લાગી. તે જોઈ દિયાનતની આંખોમાં પણ આંસુ ભરાઇ આવ્યાં અને તરત તેણે હોસનઆરાને ઉંચકી ગલે લગાડી હજારો દુઆ દીધી. હોસનઆરા પોતાની ભૂલ માફ કરાવીને પાછી મેહમુદા આગળ આવીને બોલી, "લ્યોજી, મેં દિયાનતને રાજી કરી નાખી."

**મેહમુદા**—બેગમ સાહેબ, સાચું કહેજો કે હવે તમને દિલમાં કેવું લાગેછે?

**હોસનઆરા**—મને લાગેછે કે પોતાની ભૂલ કબૂલ કરવી એમાં કાંઇ બેઆબરૂં જેવું નથી. હું નહિ જતે તો દિયાનતની આગળ સદા આંખ ચોરાવવી પડતે. તમારા કહેવાથી મને ગભરાટ થઈ આવ્યો હતો, પણ હમણા તો દિલમાં એક અજબ તરેહની ખુશી ઉપજેલી જોવુંછું.

**મેહમુદા**—બેશક તમે ઘણી ડાપણ અને ઘણી બુઝર્ગીની વાત કીધી. જે સાંભળશે તે ખુશી થઇને તારીફ કરશે. વળી ખોદાની હજૂરમાં તો તેનો બદલો એટલો મોટો છે કે દુનિયાંની કોઇ ચીજ એની બરાબર નથી થઇ શકવાની. જેટલી ચોપડીઓ આજ સુધી મેં વાંચીછે તે સૌમાં એમજ લખેલું છે કે દિલ દુખવવાના કરતાં વધુ કોઇ ગુનાહ દુનિયાંમાં નથી, તેમજ ખાતરદારી અને દિલાસો કરવા કરતાં ચઢતું કોઇ ધર્મનું કામ નથી.

## ખરી સખાવતનો એક દાખલો.

મેહમુદા અને હોસનઆરા વચ્ચે ઉપલી વાતો ચાલતી હતી ને કામ પણ થતું હતું. એકગમ એ વાતચિત પૂરી થઇ અને બીજીગમ ભજિયાં તૈયાર થઇ ઉતર્યાં. તેમાંથી થોડાંએક લઇ એક ટોકરી ભરી ખોદાના નામ ઉપર મસજીદમાં મોકલ્યાં અને જે બાકી રહ્યાં તે ઉસ્તાનીજી આગળ લઇ જઇ મૂકયાં, પણ તે દહાડે ઉસ્તાનીજીને રોજા હતા તેથી છોકરીઓને કહ્યું કે, "તમે સઘળીઓ ખુશીથી ખાઓ." ટૂંકામાં સઘળીઓએ સાથે મળીને સારીપેઠે ખાધાં.

સૌના જેટલો ભજિયાંનો એક ભાગ દિયાનતને પણ મળ્યો હતો. દિયાનત તેને સોડમાં લઇ છૂપે પગલે બાહિર નિકળી. તેને જતાં મેહમુદાએ જોઇ અને હરસે હોસનઆરાને કહ્યું "બેગમ સાહિબ,! બેગમ સાહિબ,! લ્યો. આવો હું તમને મારા કહેવાની ખાતરી કરી આપું." પછી હોસનઆરાનો હાથ પકડી બારીની ઓથમાં લઇ જઇ ઉભી કીધી, એટલામાં દિયાનત પણ પાડોસણને ઘર જઇ પહોંચી, અને તેના બચ્ચાંઓનું નામ લઇ લઇને પ્યારથી બોલાવી પોતાની પાસે બેસાડયાં અને પેલું પકવાન જે તેને મળ્યું હતું તે તેઓને પોતાને હાથે ખવાડી દીધું. જ્યારે ખાઇ ચૂકયાં ત્યારે સૌના હાથ મોહોડાં ધોવાડીને પોતે ત્યાંથી પાછી ફરતાં સૌને તાકીદ કરતી આવી કે, "ખબરદાર, ચિકણા ખોરાક ઉપર પાણી પીતાં ના, ખાંસી થઇ આવશે."

દિયાનત ઘર આવી તો મેહમુદાએ પૂછ્યું, "કેમ, બાઇ દિયાનત, પકવાન કેવું થયું હતું?" દિયાનત બોલી, "ખોદા રાખે ઘણું મઝાનું, મને તો ઘણુંજ ભાવ્યું." એ સાંભળી મેહમુદાએ હોસનઆરાને કહ્યું, "જોયું તમે! આ ઓરત કેટલે દરજ્જેની નેક છે. ગમે તેવુંબી ખાધાનું કાંઇ હોય અને તેમાં વળી ભજિયાં જેવી નવી ચીજ હોય તો જીવ લલચાયા વિના રહે નહિ. વળી અકસર કરી બુઢાંઓને તો ખાધાનો હાવરો વધુ હોયછે. પણ જુઓ દિયાનતે પોતાના પિત્તાને કેવો માર્યોછે ને આવી ગરીબી પર સંતોષ રાખી પકવાન ચાખ્યું વઠીક નથી."

**હોસનઆરા**—શું દિયાનત અને પાડોસણ વચ્ચે કાંઇ સગાઇ નાતુંછે?

**મેહમુદા**—નહિ, કાંઇજ નહિ. એ બંધોનો પંથ જૂદોજ છે. આ પાડોસણ તો પાનીપટ તરફની રહેનારીછે. અહીઆં એનું સગું વહાલું કોઇ નથી; સગાં વહાલાં સાથે સલૂક તો સૌ કરેછે. ભલી દિયાનતની ઉલટજ છે કે ન જાણુ કે ન પિછાણુ, પણ દિલોજાન કુરબાન. વારૂં જરા એની ખેરખાહી તો જુઓ કે, "ખબરદાર કોઇએ ચિકણા ઉપર પાણી નહિ પીવું" વળી એના મોટા દિલ ઉપર તો નજર કરો કે, કેવે છૂપે પગલે ગઇ, ને જ્યારે મેં પૂછ્યું ત્યારે પકવાનની એવી તો તારીફ કીધી કે ગોયા પોતેજ ખાધું હોય. બેન, સાચા ખેરાત તો એનેજ કહેછે; નહિ કે આપે તો ખોદાના નામ ઉપર, ને ઇચ્છે પોતાનું નામ કહાડવા. વારૂં સદાવરત વેહેંચવું ને ઢોલ વગાડીને આપવાની જરૂર શું? આપવું તો તેજ ખરૂં છે કે એક કાનની બીજાને ખબર ન પડે.

## જેણે ગણતાં ન આવડે તેનાથી હિસાબ શું થાય?

એટલામાં દિયાનતે આવી મેહમુદાને કહ્યું, "બાઇ સાહેબ, હવે તો ભજિયાં તળાઇ ચૂકયાં. પેલો રૂપિયો જે તમે મને આપ્યો હતો તેમાંના કાંઇ પૈસા બચેલા મારે છેડે બાંધેલાછે, ને કેથે છૂટી પડશે માટે તેનો હિસાબ કરી લ્યો તો ઠીક."

**મેહમુદા**—તમને યાદ છે, શું શું ચીજ લાવ્યાં હતાં?

**દિયાનત**—છ આનાનું ઘી, બે પૈસાનું તેલ, દોઢ આનાનો ચણાનો આટો, ત્રણ આનાની ખાંડ, એક આનાનું દહી, બે આનાનો મેદો. બસ એટલી ચીજ તો તે રૂપિયામાંથી આવીછે.

**મેહમુદા**—બાપ્રા ફાતમાં, જુઓ તો દિયાનતને છેડે આઠ પૈસા બાંધેલા હશે તે છોડી લાવો.

પૈસા છોડી લાવી ફાતમાએ મેહમુદાના હાથમાં આપ્યા. હોસનઆરા ઝડપથી ઉઠી આવીને બોલી, "જોઉં, જોઉં, કેટલા પૈસા છે?" ગણી જોયા તો આઠ નિકળ્યા. ત્યારે તો અજબ થઇને મેહમુદાને પુછવા લાગી, "ભલાંજી, વગર ગણ્વે તમે કેમ જાણ્યું કે આઠજ પૈસા છે?"

**મેહમુદા**—હિસાબ કરી જોયાથી.

**હોસનઆરા**—હિસાબ તે શું?

**મેહમુદા**—હિસાબ તે એ કે રૂપિયાના સોળ આના, ને આનાના ચાર પૈસા. જેટલો ખરચ દિયાનતે બતાવ્યો તેનો મેં સરવાળો કીધો તો ચૌદ આના થયા, ને બે આના બાકી રહ્યા જેના આઠ પૈસા થયા.

**હોસનઆરા**—એ તો ઘણુંજ અજબ જેવુંછે. મેં મારે ઘેરે તો એવી વાત કદી સાંભળી હતી નહિ.

**મેહમુદા**—હા એ અજબ જેવી અને ઘણી કામની ચીજ છે. દુનિયાં ભરનું લેણદેણ ને વેહેવાર સૌ હિસાબપર રહેલું છે. તમારે ઘર હિસાબ તો ખચિત થતો હશે, કાં કે તમારૂં તો મોટું અમીરી ઘર છે. ગરીબમાં ગરીબ ઘરમાં પણ થોડા ઘણો હિસાબ તો જરૂર હોય છે.

**હોસનઆરા**—શું એમાં પણ કાંઈ શિખવાનું છે?

**મેહમુદા**—દુનિયાંમાં કેટલીએક ચીજ એવી પણ હોય છે કે જે શિખવી ન પડે, પણ નાના મોટા હિસાબ તો લોક મોહોડે પણ શિખી લીએ છે, ને બજારમાં તો વાણીઆ, વહીઆત, હલવાઇ વિગેરે સૌ જરૂરજોગો હિસાબ જાણે છે.

**હોસનઆરા**—ત્યારે શું નિશાળની આ છોકરીઓ પણ હિસાબ જાણે છે?

**મેહમુદા**—હા, કેટલીએક તો ઘણું જાણે છે, કઠણમાં કઠણ ગણત્રી કરી શકે છે. જેને વગર શિખેલીઓ મહિનાઓ સુધી વિચાર્યા ને ગણ્યાથી પણ કરી શકતાં નથી અને કેટલીએક જેઓ શિખાઉ છે તેઓ પણ બજારવાળાંઓ કરતાં કાંઇએક વધુ જાણે છે. અગર કહો તો હું તમારી સામે એઓને હિસાબના કાંઇ સવાલો કરૂં, તમે જોશો કે કેવા તરતર જવાબ દે છે.

**હોસનઆરા**—હા, ઘણું સારૂં પૂછો.

## હિસાબો વિષેના દિલપસંદ સવાલો.

**મેહમુદા**—કેમ કુલસુમ, ત્રણ, સાત અને નવ મળીને કેટલા થાય?

**કુલસુમ**—ઓગણીસ.

**મેહમુદા**—વારૂં, આઠ, છ અને બે મળી?

**કુલસુમ**—સોળ.

**મેહમુદા**—પચીશ રૂપિયામાંથી આઠ રૂપિયા ખર્ચ થાય તો કેટલા રૂપિયા બચે?

**કુલસુમ**—સત્તર.

**મેહમુદા**—ભલાં કહો તો ખરાં કે સવાસો તે કેટલા રૂપિયા થાય?

**કુલસુમ**—સો અને પચીસ.

**મેહમુદા**—વારૂં પોણીચારસો તે કેટલા થાયછે?

**કુલસુમ**—ત્રણસો પંચોતેર, અથવા ચારસોમાં પચીશ કમ.

**મેહમુદા**—બેન શાબાશી તો ત્યારેજ ઘટે કે આટલું કહો ત્યારે, કે બળવાના વખતમાં અમીના સાત વરસની હતી અને બળવાને હમણાં છ વરસ થયાંછે ત્યારે અમીનાની ઉમર હમણાં કેટલાં વરસની થવી જોઇએ?

**કુલસુમ**—તેર વરસની.

**મેહમુદા**—એક વાત વધુ કહો કે અમીનાનો ભાઈ તેના કરતાં ચાર વરસ વડો છે તો તે બબલવાની કેટલાં વરસ અગાઉ જન્મયો હતો?

**કુલસુમ**—(વિચારીને) અગિયાર વરસ.

**મેહમુદા**—બેન ઝોબીદા, તમે તો કુલસુમ કરતાં વધારે શિખેલાંછો, બતાવો તો ખરાં કે, જો દોઢ સેર માવો છ છોડીઓ સરખે ભાગે વહેંચી લીએ તો દરેક છોડીને કેટલો કેટલો મળશે?

**ઝોબીદા**—પા પા સેર.

**મેહમુદા**—બસો કેરીઓ દશ છોડીઓને વહેંચી આપવી હોય તો દરેકને કેટલી?

**ઝોબીદા**—એ તો ઘણુંજ સેહલુંછે—વીસ વીસ.

**મેહમુદા**—આ આગણામાં ગોલાબનું ઝાડ છે તે ઉપરથી દરરોજ ૧૫ ફૂલ ઉતરેછે તો તે મહિના દિનમાં કેટલાં થશે?

**ઝોબીદા**—સાડી ચારસો, અથવા ચારસોને પચાસ.

**મેહમુદા**—સાત આને ગજને હિસાબે એક ફ્રોકને માટે સાત ગજ છીંટની શું કિમત થઈ?

**ઝોબીદા**—(વિચારીને) ત્રણ રૂપિયા એક આનો.

**મેહમુદા**—દોરિયાનું ૮ ગજનું એક થાન ત્રણ રૂપિયે પડ્યું તો એક ગજનું શું પડ્યું?

**ઝોબીદા**—(થોડા વખત વિચારીને) છ આને ગજ.

**મેહમુદા**—વારૂં દોઢ આનાનું છ ટાંક ઘી તો અરધો સેર કેટલાનું થયું?

**ઝોબીદા**—(હથેલી પર આંગળીથી કાંઈ લખીને) બાર આનાનું.

**મેહમુદા**—ભલી રાબા, તમે તો તસ્દી લ્યો. તમે તો મોટાં હિસાબી છો, બતાવો તો, નવ તસુ પોહોળાઈનું એક લુગડું ફ્રોકમાં નવ ગજ લાગેછે તો, પૂરા એક ગજ પનેનું કપડું હોય તો કેટલું લાગે?

**રાબા**—(સ્લેટ પર ગણીને) પાંચ ગજને એક તસુ.

**મેહમુદા**—વારૂં કહો કે આ બડકી જેમાં આપણે બેઠલાં છીયે, તે છ ગજ લાંબી અને અઢી ગજ પોહોળી છે તેને ચંદનની કરવાને કેટલું કંતાન જોઈએ?

**રાબા**—પણ કંતાનનો પનો શું?

**મેહમુદા**—સાધારણ એક ગજ.

**રાબા**—તો પૂરા પંદર ગજ જોઈએ.

**મેહમુદા**—આ એક સવાલનો જવાબ આપો તો તમને બહુ શાબાશી ઘટે—પેલા મોટી મસજીદનો હોજ સમચોરસ છ ગજનો છે, ને ઉંડાણ બે

ગજ છે. હવે તેના એક ગજ સમચોરસમાં ત્રણ પખાલ પાણી માએછે, અને એક પખાલમાં પચીસ કળસિયા; અને એક કળસિયામાં ૧૫ ગલાસ અને એક ગલાસમાં નવટાંક પાણી સમાય છે તો એ હિસાબે આખા હોજમાંનું પાણી કેટલું?

**રાબા**—(પા કલાક ગણીને) બસો ત્રેપન મણ ને પાંચ સેર.

**હોસનઆરા**—ઓહો! આ કમબખ્તોને કેવી કેવી વાતો આવડી ગઈછે. છોડીઓછે કે બલા!

**મેહસુદા**—એ કરતાં પણ અજબ અજબ વાતો એમને ખબર છે. મે તમને સમજ પડવા માટે સેહેલી સેહેલી વાતો એમને પૂછીછે. કેમ બાઈ હાજરા? જામે મસજીદના મિનારાને વગર ગજે, વગર દોરીએ અને વગર ઉપર ચઢવે તમે માપી શકશો?

**હાજરા**—હા, વગર અડચણે. પડછાએ માપવાનો હિસાબ મને આવડેછે. બે એક મહિનાની વાત ઉપર મારાં કુટુંબ સાથે હું "પલવલ" ખાતે ઉજાણી ગઈ હતી; રસ્તામાં કુતબ મિનારાની પાસે નાસ્તો કરવા હમે ઉતર્યા, મને તો એ વિદ્યાનો ઘણો અભ્યાસ હતો તેથી તરત મેં એક સોરટિયું લીધું ને મિનારાનો પડછાયો માપીને ત્યાંજ જમીન ઉપર હિસાબ માંડયો. સાથેવાળાં મારી મશ્કરી કરવા લાગ્યાં. મેં તો મિનારાની ઉંચાઈ માપી લીધી ને મારે હિસાબે જેટલો થયો તે યાદ રાખ્યો ને જ્યારે ઘર આવ્યાં ત્યારે ચોપડીમાં તપાસી જોયું તો મારી ગણત્રી બરાબર હતી, માત્ર એક ગજને શુમારેનો ફરક હતો.

**રાબા**—ભલાં બેન હાજરા, પડછાયાનો હિસાબ કેમ ગણવો તે મને પણ સમજાવશો?

**હાજરા**—હા, એ તો ઘણું સેહેલું છે. એક સોરટિયું લઈ તેને માપવું, પછી તેને તડકામાં સિધું ઉભું રાખી તેના ઓળાને માપી જોવો, પછી મિનારાના ઓળાને ભરી જોવો, તો ત્રિરાશીના કાયદાથી મિનારાનું ઉંચાણ જણાઇ આવશે, તે એવી રીતે કે આટલાં લાંબા સોરટિયાંનો ઓળો આટલો લાંબો તો, મિનારાનો પડછાયો જે આટલો થયો તે હિસાબે મિનારો કેટલો ઉંચો હશે?

રાબા તો આટલો ખુલાસો સમજીને ખુશીને માર્યે કૂદવા લાગી, પણ હોસનઆરા તો ગણિત વિદ્યા તદન જાણતી ન હતી તેથી તે આ ભેદ કાંઈ સમજી નહિ, ને હાજરાની તરફ જોઈ બોલી, "વાંત્રણી જાડી, વાંત્રણી લબાડણ, પોતે હજી તો પૂરા ચાર હાથની થઈ નથી, ને હજારો કોસનો ઉંચો મિનારો માપવા નિકળીછે! શું તમે બોલ્યાં ને મેં માન્યું કે? બોદાને જોયો નથી પણ અક્કલથી તો પિછાણ્યોછે. બોલતા તો દિવાના, શું સુનતાબી દિવાના."

# વાતે વાત કસમ ખાવાની બુરાઈ.

મેહમુદાએ જોયું કે બાનુ સાહેબને પોતાને જે ચીજ આવડતી નથી તે ઉપર વળી ફીકર બીજાને ગાળ દેછે, એટલે મેહમુદાએ તરત તેને તોકી.

**મેહમુદા**—હેં ! હેં ! બેગમ સાહેબ, તમારી એ તે શું રીત કે વાતે વાતમાં તમે નકામાં મિજાઝ ખોઈ દોછો ?

**હોસનઆરા**—પાક ખોદાના કસમ, મેં તો મિજાઝ જરા પણ નથી ખોયો, કે નથી હું કાંઈ બોલી.

**મેહમુદા**—ભર દહાને કસમ ખાવો એ તો વળી વધારે દુખભર્યું છે.

**હોસનઆરા**—એમ વાતે વાતમાં તોડયા કરો ત્યારે તો બોલવુંજ દુખભર્યું છે.

**મેહમુદા**—જો જરા ફનિસાફથી મારી વાત સાંભળો તો હું કાંઈ કહું; અને જો તે ખોટી હોય તો હું મારી હાર કબૂલ કરૂં.

**હોસનઆરા**—હા, કહોની ?

**મેહમુદા**—પહેલાં આતો કહો કે તમે ખોદાના કસમ કાં ખાધા ?

**હોસનઆરા**—એટલા માટે કે તમને મારા કહેવા ઉપર ભરોસો આવે.

**મેહમુદા**—એ તો તમારી સમજનો ફેર છે. જેની વાત ઉપર ભરોસો નહિ, તો તેના કસમ ઉપર તો લાખ દરજ્જે એતબાર નહિ.

**હોસનઆરા**—વારૂં એમ કસમ ખાધા તો તેમાં ખોટું શું કીધું ?

**મેહમુદા**—હા, ખોટું કીધુંજ તો. ખોદાને તમે છોકડીઓનાં ઢીંગલાં સરખો અથવા બચ્ચાંની રમત જેવો સમજીયાંછો. તમને બંધે જગતના તે ખાવિંદ અને બાદશાહનું નામ, આવી બેઅદબીથી લેતાં ધાસ્તી લાગતી નથી ? દુનિયાંની આ બેઈમાની તો જુઓ કે આદમી આદમીનો અદબ કરેછે, ને વાતો વચ્ચે તેમનાં નામ નથી લેતાં. મા બાપ કે વડાં ભાઈ બેન અથવા કોઈ બુઝોર્ગનું નામ ન લેતાં વાતે વાતમાં ખોદાનું પવિત્ર નામ લેયા કરેછે. જ્યારે હું કોઈને ખોદાનાં કસમ ખાતાં સાંભળુંછું ત્યારે મારાં રૂએરૂઆં ઉભાં થાયછે અને અજબ થઈને મોહોડું ટીકયા કરૂંછું કે કેમ કરી આવો બોલ બેધડક તેનાં મોહોડાંમાંથી નિકળેછે ?

**હોસનઆરા**—જો ખોદાનું નામ લેવાની મનાઈજ હોય તો નિમાજ અને બંદગીમાં તેનું નામ કાં લીએછે ?

**મેહમુદા**—બંદગીમાં નામ લેવું એ જૂદીજ વાત છે. પણ એક વાતને ખોદાનાં નામથી ટેકો આપવો અને જગેજગ તેનાં નામથી બોલી ઉઠવું એ બિલકુલ બેઅદબી છે.

**હોસનઆરા**—લોકો તો વાતે વાતમાં "વેલ્લા બેલ્લા" કહ્યા કરેછે તે કેમ ?

**મેહમુદા**—એક વાત ખોટી હોય ને દુનિયાંના લોકો તે કરતાં હોય તેથી કાંઇ તે સારી થઈ શકતી નથી. જો દુનિયાંના લોકોનો દાખલો લઇએ તો સારા દિનદાર અને નેક બંદા ઘણાજ થોડા મળશે. તમે જરા આટલી વાતપર વિચાર કરો કે ખોદાની બુઝોર્ગી અને તેની મોટાઈ અગર આપણાં દિલમાં છે તો લાયક નથી કે તેનાં પાક નામની સાથ આપણે એવી બેઅદબી અને તોછડાઇ કરીએ. માણસ જાત બાલેબાલ ગુનેહગાર છે. તેણે પોતાની પદવી પ્રમાણે તે મોટા મરતબાના સાહેબની શકિત અને તેની પાકીપર નજર કરવી.

**હોસનઆરા**—હા ખરૂં, કસમ ખાવા તો ઘણીજ નઠારી વાત દેખું. તોબા, તોબા, હવે પછી મારે મોહોડેથી કસમ નિકળે તો જરૂર કરી મારાં મોહોડાંપર તમાચા મારજો.

**મેહમુદા**—એમ તો કેમ બને? તમેજ હવેથી ખુબ ધ્યાન રાખજો. પણ જો તમારાં ધ્યાનમાંથી એ વાત જતી રહેશે તો હું યાદ દેવાડીશ. બસ એ તો થઈ ચુકયું, પણ હવે હું પૂછુંછું કે તમે બિચારી હાજરાનું દિલ કાં દુખવ્યું?

**હોસનઆરા**—બેન, મેં તો હાજરાને કાંઇ પણ કહ્યું નથી. તમે નકામી તે બિચારીને મારી સાથ અથડાવોછો.

**મેહમુદા**—જૂઠી, લબાડણ કહ્યું ને વળી કોહોછો કે કાંઇ પણ નહિ કહ્યું! એ તો વળી દિયાનત દાસીના જેવી વાત પાછી થઇ. તમે નથી જાણતાં કે જૂઠું બોલવું એ ભારી એબની વાત છે, ને ભલાં માણસોની વહુ દિકરીઓ જૂઠું બોલતી નથી. કોઇને જૂઠી કહી દેવું તે કોઈ ઉપર ચોરી ચઢાવવા સરખુંજ છે.

**હોસનઆરા**—બાઇ, મેં તો હસવામાં કહ્યું હતું. પોતપોતા વચ્ચેના ઘરોબાને લીધે એવી વાત વગર ધારણાથી મોહોડેથી નિકળી જાયછે. અગર રાત દહાડાના સાથે બેસનાર ઉઠનાર સાથે એટલી સંભાળ રાખવી પડે ત્યારે તો જીવવુંજ કઠણ થઇ પડે.

**મેહમુદા**—એ કાંઇ હસવાની અથવા ઘરોબાની વાત નથી, બલકે લડાઈ અને બિગાડાની વાત છે. અગર સાથે બેસનારાં ઉઠનારાંઓમાં એવી વાતનો આંકોસ નહિ રહેશે તો પછી એવીજ ટેવ પડી જશે.

## મોટે ઘરની છોડીનું હસવા સરખું અજ્ઞાનપણું.

### હજારો કોસનો મિનારો.

પોતાનો વાંક જોઇને હોસનઆરાએ વાત ઉલટાવી નાખી. તે પોતાના વાંક સાથ પોતાની સહીનો વાંક કાઢવા બેઠી.

**હોસનઆરા**—વારૂં, એમાં મારોજ વાંક હતો કે હાજરાનો પણ હતો. કાંકે તે તો જમીન અને આસમાનને જોડવા ચાલી હતી!

**મેહમુદા**—બિચારી હાજરાનો તો કાંઈ પણ વાંક ન હતો. તેણે તો એક ખરી વાત કહી હતી.

**હોસનઆરા**—ખરી વાત! જો એવુંજ ખરૂં હોય તો એવાં ખરાંને સલામ છે.

**મેહમુદા**—તમે હજી કશું શિખ્યાં નથી, ત્યારે તમને દુનિયાં જહાનની ખબર તે ક્યાંથી હોય. તમારી નજરમાં તો હાજરાની વાત ખોટીજ લાગવી જોઇએ. પણ જ્યારે હાજરાને તમે ઝૂડી, લબાડણ કહી ત્યારે ખોદા માલમ મને શું બેતાબ મળે તે બિહિકને લીધે હું કાંઇ બોલી શકતી નથી.

**હોસનઆરા**—ખોદા વાસ્તે જે કાંઇ મનમાં હોય તે કહી દો; હું કાંઇ મનમાં માઠું લાવીશ નહિ.

**મેહમુદા**—બેગમ સાહેબ, અમીરઝાદી થવું એક વાત છે, અને વિદ્યા અક્કલ બીજી વાત છે. તમે એટલું વઠીક નથી જાણતાં કે "કોસ" શેને કહેછે.

**હોસનઆરા**—કાં! હું તો કોસને સારી પેઠે સમજાુછું. બતાઉં? "કદમે શરીફ" નું મુકામ એક કોસ, હોમાયુનની કબર ત્રણ કોસ, કુતબ-મિનાર સાત કોસ અને—તમે તો ગયાં પણ ન હશો—મીરત પચીશ કોસ, પાનીપટ ચાર મંજલ. હું તો ઘણે ઘણે દૂર જઈ આવેલીછું.

**મેહમુદા**—ત્યારે તમે કુતબમિનારને હજારો કોસનો ઉંચો કેમ બતાવ્યો?

**હોસનઆરા**—કાં? તેની હજારો કોસની ઉંચાઇ નથી? તમે કદી નિચાં ઉભાં રહીને તે મિનારો જોયોછે? ઉંચે જોતાં લક્કા કબુતરની પેઠે આદમી ઉલટાઇને નિચે તૂટી પડેછે. કદી કોઇને ઉપર જવાનો જોગ બન્યોછે તો ભલા ભલા મરદોની છાતીએ દમ ચઢી આવેછે.

**મેહમુદા**—અગર ઉપર ચઢતાં ભલા ભલા મરદોને દમ ચઢી આવેછે, એ ઉપરથીજ મિનારો હજારો કોસનો ઉંચો છે એમ કાંઈ ઠરતું નથી.

**હોસનઆરા**—હું તો આટલા ઉપરથીજ ધારૂંછું કે ખચિત હજારો કોસની ઉંચાઈ હશે. મેં સાંભળ્યુંછે કે કેટલાયક મરદો પંદર પંદર વીસ વીસ કોસ ચાલી જવું કશી બિસાતમાં ગણતા નથી, ને એ મિનારા ઉપર ચઢતાં જ્યારે હાંફેછે, ને દમ ભરાઈ આવેછે ત્યારે ખચિત કરી મિનારો ઘણોજ ઉંચો અને હજારો કોસ લાંબો હોવો જોઇએ.

## મોટે ઘરની છોડીના વિદ્યાના પહેલા પાઠ.

### ધરતીનું આકર્ષણ.

**મેહમુદા**—એનું કારણ હું તમને સમજાઉંછું. આ દુનિયાંમાં જેટલી ચીજો છે તેને જમીન પોતાની તરફ ખેંચેછે. જે ચીજ ઉંચે ફેંકીએ તે કેટલેએક સુધી તો ફેંકનારના જોર અને કૌવતના પ્રમાણ મુજબ ઉંચે જાયછે,

પણ પછી જમીનનું આકર્ષણ તેને નિચે ખેંચી લાવેછે. પથ્થરને ઉપર ફેંક્યા પછી જોયા કરશો તો એવું જણાશે કે જેમ જેમ તે ઉપર જાયછે તેમ તેમ તેની ચાલ ધીમી પડતી જાયછે, અને પછી પાછો ફરેછે ત્યારે તીરની પેઠે જમીનની તરફ દોડયો આવેછે. આથી એટલું સાબિત થયુંછે કે દરેક ચીજ જમીનના ખેંચાણને લીધે ઉંચે જવા પામતી નથી, ને જેટલી જાયછે તે પણ ઘણી શક્તિથી જાયછે. એજ પ્રમાણે જ્યારે આદમી ઉંચા મિનારાની ઉપર જવા માંડે ત્યારે તેના બદનનો બોજો તેને રોકેછે અને ચઢનાર પોતાના અંગનો બોજો જોરથી ઉંચકી ઉંચકીને ઉપર ચઢવા માંડેછે, તેથી ઉપર જવામાં ઘણું જોર વાપરવું પડેછે, ને આદમી જલદી થાકી જાયછે, અને જ્યારે ઉપરથી નિચે ઉતરવા માંડેછે ત્યારે ધમ ધમ કરતું જલદી નિચે ઉતરી આવેછે. તેનું કારણ એક તો તેનું પોતાનું જાતી જોર અને બીજું તો તેના અંગના ભારનો ઝોંકો, જેથી તેને બેવડું બળ થઈ પડેછે. એક દાખલો લ્યો કે આપણા ઘરનો માળ જો કે ઘણો ઉંચો તો નથી, ફક્ત અઢાર સીડીનો છે, તે છતાં પણ જેમને ટેવ નથી તેને ચઢવું બહુ કઠણ લાગેછે. માજીને કોઈવાર જરૂરની વેળા ઉપર જવું પડેછે તો માળ ઉપર પહોંચતાજ દમ લેવાને બેસી જાયછે, અને કહ્યા કરેછે કે, "ઓહો! માળ છે કે જાણે આફત છે. ટાંટિયા તૂટી જાયછે." પણ ઉતરવામાં જરાએ એવી કષ્ટિ પડતી નથી. હવે એ ઉપરથી તમને સમજાશે કે મિનારાની ઉપર જવાથી દમ ચઢી આવેછે એ કાંઈ તેની ઉંચાઈનું કારણ ગણાય નહિ.

**હોસનઆરા**—વાહ! વાહ! આ તો આજે મેં તદન એક નવીજ વાત સાંભળી કે જમીન ચીજોને પોતાની તરફ ખેંચેછે! પણ જરા આતો કહો કે છોકરાઓ જે પતંગો ઉરાડેછે તે પોતાની મેળે જમીન ઉપરથી ઉંચે કેમ જાય છે? વળી એક વાર મારા ભાઈ અર્જમંદે કાગજના ડબ્બાને એટલો તો ઉંચો ચઢાવ્યો હતો કે આસમાન સાથ તેને મેળવી નાખ્યો.

**મેહમુદા**—પતંગ હોય કે ડબ્બો હોય પણ તે સૌ ઉપર જમીનનું ખેંચાણ અસર કરેછે. જો પતંગને ચઢાવીને રાખી મૂક્યું હોય તો હવાના આધારને લીધે જલદી નહિ તો ઘણે વખતે પણ નિચે પડવાનું ખરૂં.

## ખાસ વજન.

એમાં ભેદ એ છે કે કોઈ ચીજ હલકી હોય ને કોઈ ભારી હોય. જેટલી ચીજો હલકી છે તે પોતાની મેળે ઉપર જાયછે, જેમકે ગલાસમાં પહેલાં તેલ નાખીએ અને તેની ઉપર પાણી નાખીએ, તો તેલ પાણી કરતાં હલકું હોવાથી પોતાની મેળે ઉપર આવી જશે. અથવા એક વાટકામાં ઘાસના તણખાં નાખીને પછી તેમાં પાણી ભરીએ તો તણખાં જે નિચે છે તે પોતાની મેળે

ઉપર આવી જશે, અને એજ કાયદે દરિયામાં હોડી અને વાહાણો ચાલેછે, કાંકે લાકડું પાણી કરતાં હલકું હોયછે તેથી તે પાણીની નિચે બેસી શકતું નથી. અગર તે ઉપર થોડો બોજો બી મૂકયો હોય તોપણ તે તેને ઉંચકી રાખેછે.

**હોસનઆરા**—હોડીઓ પણ ડુબી તો જાયછે.

**મેહમુદા**—તે તો જ્યારે હદબાર બોજો ભરેછે ત્યારે ડુબેછે. પણ પતંગ ઉંચે જાયછે તેનું કારણ એ કે પતંગ ઘણાંજ પાતળાં કાગજનું બનાવેલું હોયછે, કે જો તેટલાંની ગોળી બનાવી તોલી હોય તો કદાચ ત્રણ ચાર વાલથી વધુ થાય નહિં, ને તે કાગજને જ્યારે ખુલ્લું કરી મૂકયું હોય તો તે ગજ જેટલી જગા ઘેરશે, અને એટલી જગામાં જે હવા ભરેલીછે તેને અગર વજનમાં સેર એક ધારો તો તેની સાથ પતંગનાં કાગજનાં વજનને સરખાવો તો તેનું વજન રાઈના દાણા જેટલું થશે. પણ પતંગના આખાં કાગજની ગોળી બનાવો તો તે કાગજનું આખું વજન એક નાના ભાગમાં એકઠું થઈ જશે ને તેટલી જગામાં હવા ઘણીજ થોડી રહેશે. એજ કારણથી પતંગ ઉપર જાયછે અને તેટલાજ વજનની ગોળી નિચે તૂટી પડેછે. વિદ્વાનોને જમીનના ખેંચાણ ઉપર ઘણીએક શોધ કરતાં જણાયું કે હરેક ચીજનું ખેંચવું તેના અંતર અને જડ પદાર્થ ઉપર આધાર રાખેછે, એટલે જે ચીજ વધુ જડ હશે તેની ઉપર જમીનનું ખેંચાણ વધુ થશે તેમજ જેટલી તે જમીનની નજદીક હશે તેટલી ખેંચાણની અસર પણ વધારે હશે. જો એક પથ્થર માળા ઉપરથી નિચે નાખ્યો હોય તો જેમ તે જમીનની પાસે આવતો જશે તેમ તેનું ઉતરવું વધુ ઝડપથી થશે. એજ પ્રમાણે એક પૈસો તથા પૈસા ભાર વજનના કાગજનો એક દડો બનાવીને એ બંન્નેને ઉંચેથી સાથે એકજ વખતે નાખ્યાં હોય તો—જો કે પૈસા કરતાં કાગજનો દડો દેખાવમાં અને કદમાં મોટો હશે તે છતાં—પૈસો પહેલો નિચે આવશે, કાંકે પૈસો જાતે જડ છે, અને કાગજનો દડો સુરાખદારછે. વળી ધુંઓ પણ સદા ઉપર જાયછે તેનું કારણ પણ એજ છે કે તે હવાથી ઘણો હલકો છે.

**હોસનઆરા**—કેવી મઝાની વાત તમે મને સમજાવી. પણ તમારી વાતોથી એવું સમજાયછે કે જાણે હવામાં પણ ભાર છે એવું તમે સમજોછો.

**મેહમુદા**—હા, ખચિત કરી હવામાં પણ ભાર છે.

## હવાનું દબાણ.

**હોસનઆરા**—બિચારી હવા તો બિલકુલ હલકી ફૂલ છે, તેમાં ભાર કયાંથી આવ્યો?

**મેહમુદા**—તેનો તો એટલો ભાર છે કે તમે સાંભળોતો અચરત થઈ જાઓ. એક રૂપિયા જેટલા જગામાં પાંચ સેરથી પણ વધારે.હવાનો

ભાર પડેછે, અને એ હિસાબથી તમારાં આખાં બદન ઉપર હવાનો કેટલાએક હજાર મણ ભાર હશે.

**હોસનઆરા**—ઓવારી નાખું, ખોદા ન કરે કે એટલો ભાર હોય. મારો તો દબાઇને ચૂરોજ થઇ જાયતો.

**મેહમુદા**—મેં કહ્યું તે કાંઇ ખોટું નથી. વિદ્વાનોએ હવાને તોલીને ખાતરી કાધેલીછે.

**હોસનઆરા**—જે વાત તમે કહોછો તે એવી કહોછો કે કોઇની અક્કલમાંજ સમાઇ શકે નહિ.

**મેહમુદા**—ખરૂં છે કે અભણ લોકોની અક્કલમાં તો એવી વાતો ઉતરે નહિ, કાંકે તેમાં તેઓની અક્કલની ખામી છે.

**હોસનઆરા**—વળી હવા પણ કાંઇ તોલી શકાતી હશે !

**મેહમુદા**—હા, તોલાઈ શકાયછે, અને તે તોલવાની તદબિર સાંભળો. એક ખાલી બાટલી લીધી અને તેને તોલી જોઇ; તે બાટલી દિસતી તો ખાલી છે, તોપણ તેમાં હવા ભરાયલી છે. હવે એ તોલવાથી જે વજન થયું તેમાં ઘણો ભાગ બાટલીનો અને થોડો ભાગ હવાનો છે. પછી બાટલીમાંથી હવાને કહાડી નાખી તોલી જોઇ તો તેનો વજન ઓછો થઈ ગયો; કહો ત્યારે તેનું કારણ શું ?

**હોસનઆરા**—બાટલીમાંથી હવાને શી રીતે કહાડી શકાએ ?

**મેહમુદા**—તે કહાડવાને એક સાંચો હોયછે. પણ સાધારણ રીતે જો મોંહોડાંથી અંદરની હવા ચુસી લઇએ તો તેથી પણ હવા નિકળી આવેછે. વળી એને તપાસવાની એક બીજી કળા એ છે કે છોકરાંઓને રમવાનો રબરનો ફુક્કો આવેછે તે લઈ પહેલાં તો તેને દાબી ચાંપીને તોલી લેવો, એટલે તેમાં હવા રહેશે નહિં. પછી તેને ફૂંકીને હવા ભરી લેવી. જ્યારે સારી પેઠ ભરાઇને ઉપસાઇ આવે કે તરત તેનું મોહોડું બાંધી લઇ પાછો તોલવો. એટલે જો સારો કાંટો હશે તો ખચિત તોલમાં ફેર પડવાનો. જ્યારે ગમે ત્યારે તમે પણ અજમાવી જોજો.

**હોસનઆરા**—પણ જેટલો ભાર તમે બતાવોછો તે તો અક્કલથી બિલકુલ દૂર છે.

**મેહમુદા**—હવાનો ભાર જે આપણને જણાતો નથી તેનું પણ કારણ છે અને તે એ કે દરેક જગાએ અને દરેક ચીજમાં હવા છે. અંદરની હવાને બાહેરની હવા રોકેછે. જો બાહેર હવા ન હતે તો અંદરની હવાથી આપણું શરીર ફાટી જતે. કેટલીએક વેળા બલૂનમાં કેટલાએકો ઘણાં ઉંચે ચઢેલાછે, તેમને સારીપેઠ એની અજમાયશ થયલીછે, કાંકે જમીનની આસપાસ જે હવા

છે તે ઘણી ભારી છે, અને જેમ જેમ ઉંચે ચઢીઆમાં આવે તેમ તેમ હવા હલકી મળતી જાયછે. એ વાતના પુરાવામાં એક સેહલો દાખલો હું તમને સમજાવું છઉં—જો રૂનો એક મોટો ઢગલો કીધામાં આવે તો ઉપરનો રૂ ખચિત કરી ઊફસાયલો રેહેશે ને નિચેનો રૂ દબાઇને ઠસ થઈ જશે; તેજ હાલ હવાનો પણ છે. આપણે જમીન ઉપર રહીએ છીયે ને જેવી ઘટ હવા આપણી ઉપર તથા આપણી આસપાસ છે, તેવીજ આપણાં શરીરમાં પણ ભરેલી છે, તેથી બાહેરની હવાનું દબાણ ને અંદરની હવાનું જોર બરાબર છે. પણ જ્યારે ઘણે ઉંચે જઈએ ત્યારે અંદર તો પેલી ઘટજ હવા છે ને બાહેરની હવા હલકી છે, જેનું દબાણ અંદરની હવા સાથ સરખાવતાં ઓછું છે તે કારણથી શરીર ફાટવા માંડેછે. તમને વધારે સમજ પાડવા માટે હું બીજા બે દાખલા આપું છઉં. તમે આ તો માનોછો કેની કે પાણી ભારી ચીજ છે, કે તેમાં પણ કાંઈ શક છે ?

**હોસનઆરા**—પાણીના ભાર વિષે કોણને શક હોય ? મારેથી તો નાની સરખી ડોલ પણ ઉંચકાય નહિં.

**મેહરુદા**—તમે કોઈ વાર હોજમાં નાહાયાં છો ?

**હોસનઆરા**—સેંકડો વખત; હમારે ઘર ખુદ ઝનાનખાનામાં લાંબું ચોરસ લાંબું ચોરં હોજ છે તેમાં લોહાંની જાલી છે. રંગ રંગની માછલીઓ પળેછે.

**મેહરુદા**—ત્યારે પાણીની અંદર ગયા પછી પાણીનો કાંઈ ભાર શરીર ઉપર જણાયછે ?

**હોસનઆરા**—નહિં, કાંઈ નહિ.

**મેહરુદા**—તેનું કારણ શું ?

**હોસનઆરા**—કાંઈ સમજવામાં આવતું નથી.

**મેહરુદા**—કારણ એજ કે ઉપરનું પાણી દાબેછે, ને નિચેનું પાણી ઉંચકી નાખેછે, કાંકે આદમીનું શરીર પાણી કરતાં હલકું છે. તેથી ઉપરનું દબાણ ને નિચેનો ઉછાલો એકસરખો હોવાથી ભાર કાંઇ જણાતો નથી. એજ પ્રમાણે હવાનું પણ સમજો. બીજો દાખલો એ છે કે, આરસીનો કાચ તો ઘણો નાજુક ચીજ છે. તમે ઉસ્તાનીજીનાં સણગાર બાક્ષમાંની આરસી જોઇછે ?

**હોસનઆરા**—પેલીજ કેની જેની વચ્ચોવચ્ચ તડ પડીછે તે ?

**મેહરુદા**—હા, તે તડ મારેથી પડીછે. એક દહાડે હું માથું હોરતી હતી, બાળની લટમાં જટ ભરાઈ ગઈ તેથી મેં તેને ઝટક મારી તે સમેત હાથમાની કાંસકી છટકીને ફર દઇને આરસીમાં જઈ લાગી. જોયું તો આરસીમાં ચીરો પડી ગયો હતો. એ તો ખેર ગુજરી કે કાંસકી ઓઢણીમાં ભેરવા-

યાથી અટકી ગઈ હતી નહિતો કાચ ભાંગીને ભૂકો થઈ જતે, આટલી જરા જેટલી ડેસ્કમાં તડ પડી ત્યારે જો તે આરસી ઉપર તમે પોતે ઉભાં રહો ને કાંઈ નહિ થાય તો?

**હોસનઆરા**—અજબ જેવું.

મેહમુદા કબટ ઉઘાડી આરસી કહાડી લાવી અને એક સરખી જગામાં બરાબર મૂકી હોસનઆરાને કહ્યું, "લ્યો બિસ્મીલ્લા કરી એ ઉપર બંધે પગે ઉભાં રહો."

**હોસનઆરા**—ના બેન, કદાચ ભાંગી જાય તો આરસીને આરસી ધૂળ મળે ને પગમાં કરચ લાગી જાય તો વળી આપડા.

**મેહમુદા**—જોખમ તો છે પણ આ બાબત વિદ્યાને લગતા એક અખતરાનો ખુલાસો થાયછે. લાવો હું જ "શિંગડાં કપાવીને વાછરડામાં મળી જાઉં."

એટલું કહીને મેહમુદા વગર ધાસ્તીએ આરસી ઉપર ચઢીને ઉભી, ને આરસીને કશી અલવલ આવી નહીં. હોસનઆરા તો એ જોઈ અજબ થઈ ગઈ, ને વારેવાર આરસીને હાથમાં લઈ લઈને તપાસીને જોયા કીધી.

**મેહમુદા**—સારી પેઠે જોઈ લ્યો. ભાગે તો શું, તરડો વઠીક ન પડે. જેવો ઉપરથી મારો ભાર તેવો નિચેથી જમીનનો ટેકો હતો એટલે આરસીને ભાગવાની ધાસ્તી શાની? એ ઉપરથી સાબિત થાયછે કે જ્યાં એક સરખું દબાણ હોય ત્યાં વજન લાગતો નથી.

## આકર્ષણ.

**હોસનઆરા**—હવે તો મને ખરૂં જણાયછે કે ધરતી દરેક ચીજને પોતા તરફ ખેંચેછે.

**મેહમુદા**—એકલી ધરતીજ નહિં પણ સર્વે ચીજો એક બીજાને ખેંચેછે.

**હોસનઆરા**—જમીનનું ખેંચવું તો સમજાયું કે જે ચીજ ફેંકીએ તે જમીન ઉપર પડેછે, પણ બધી ચીજો એક બીજીને ખેંચેછે તે કેમ જાણ્યું?

**મેહમુદા**—એની સમજ ઘણાંએક કારણોથી પડેછે. પહેલું તો એ કે પાણીમાં આંગળી બોળીએ તો પાણીનું ટીપું આંગળીનાં ટીચકાંને લટકી રહેછે. જો આંગળીનું ખેંચાણ ન હતે તો ટીપું તુરત પડી જતે. વળી માળા ઉપર ચઢીને સુતરનો એક ઝીણો દોરો નિચે લટકાવીને ખેંચી પકડયો હોય, અને તેને ઘણો પણ સિધો રાખવા ઇચ્છીએ પણ દિવાલનાં ખેંચાણથી તે ખચિત કરી વચમાથી લચકાયલો જણાશે. મતલબ કે ખોદાતાલાએ આકર્ષણ શક્તિ દરેક ચીજમાં પેદા કીધેલીછે અને એ આકર્ષણની ખાસિયત ઉપર શોધ કરતાં યુરોપિયન વિદ્વાનોએ હજારો એવી અજાયબ વાતો શોધી કહાડી કે જે શિખ્યાથી અક્કલનો વધારો અને દિલને ખુશી ઉપજેછે.

**હોસનઆરા**—વારૂં જ્યારે સઘળી ચીજો એક બીજીને ખેંચાખેંચ કરેછે ત્યારે સઘળીઓ એક બીજી સાથ મળી જઈને એક ઢગલો કેમ થઈ જતો નથી?

**મેહમુદા**—દરેક વસ્તુ એક બીજીને ખેંચેછે ખરી, પણ તે ખેંચાણ કાંઈ લોહચુંબકમાં હોયછે તેટલા જોરનું હોતું નથી.

## લોહચુંબક.

**હોસનઆરા**—લોહચુંબક તે શું?

**મેહમુદા**—શું તમે લોહચુંબક નથી જાણતાં? લોહચુંબક એક જાતનું લોઢું હોયછે. કેટલાકો ભૂલથી તેને પથ્થર જાણેછે અને ચુંમક પથર કરી કહેછે. ખોદાતાલાએ એ લોઢાંમાં એક ખાસિયત એવી મૂકીછે કે તે બીજાં લોઢાંને પોતાની તરફ ખેંચેછે. એ ઉપરાંત તેમાં એક ઉમદા અને ગુણકારી ખાસિયત એ છે કે, જો લોહચુંબકની સોય બનાવી હોય તો તે સોયનો એક છેડો સદા ઉત્તર તરફ અને બીજો દક્ષિણ તરફ રહેશે.

**હોસનઆરા**—એ સર્વે વાતો તમે સાંભળેલી કહોછો કે આંખે જોયલી.

**મેહમુદા**—પોતાની આંખે જોયલી ને પોતાને હાથે અજમાવેલી. બાઈ આમીના, પેલી તમારી લોઢાંની માછલી કયાં છે, જે પાણીમાં તરેછે, ને બરચ્યાંને લેવા દોડેછે?

**આમીના**—છે, મારાં જુઝદાનમાં છે, તે લઈ આવું.

આમીના દોડતી જઈને તે માછલી અને તેનું બરચું કહાડી લાવી. મેહમુદાએ તે હોસનઆરાના હાથમાં મૂકી કહ્યું કે, "તમે એને સારી પેરે જોઇ લ્યો કે નથી એમાં કશો સંચો, કે નથી કોઈ તાર." હોસનઆરાએ માછલીને ઉપર તળેથી સારીપેરે જોઈ; પછી આમીનાએ કહ્યું, "હવે માછલીને દૂર જૂદી મૂકીને પછી એનાં બરચ્યાંને લઇ તપાસી જુઓ."

**હોસનઆરા**—ભલી, માછલીને દૂર કાં મૂકું?

**આમીના**—બાઈ, બરચું માને જોશે તો પ્યારને લીધે માને વળગી પડશે, અને છોડાવવા જશો તો રડવા માડશે.

**મેહમુદા**—વારૂં, આમીના, એમને એના તરવાની ગમતતો દેખાડો.

આમીના ચીનીનાં એક પ્યાલાંમાં પાણી ભરી લાવી અને માછલીને પાણીમાં મૂકી દીધી તો તે મઝાથી તરવા લાગી. જ્યારે તેને પેલું બરચું દેખાડતી ત્યારે તે તેની તરફ દોડતી હતી. આ જોઇ હોસનઆરા તો ડંગ થઇ ગઇ કે આ તે શું બનાવછે, અને વારેવાર પૂછતી કે "ભલી, પણ એમાં છે શું?"

**મેહમુદા**—એમાં કાંઇ પણ નથી. માછલી લોહાંની છે, ને બચ્ચું લોહચું-બકનું છે, તેથી જ્યારે બચ્ચાંને પાસે લાવેછે ત્યારે તે દોડતી આવેછે. હમણા બંધેને મેળવી દ્યો તો એક બીજાંને વળગી જશે.

**હોસનઆરા**—આ તો ભારી અચંબાની ચીજ છે !

**મેહમુદા**—હવે બીજો અચંબો જુઓ. બાઇ હાજરા, સામે પેલી ખુંટી ઉપર ફરતાનીજીની હારડી લટકાવેલીછે તે તમારા હાથ લાંબા છે માટે જરા ઉતારી લાવો.

હાજરા હારડી ઉતારી લાવી. તે હારડીની નિચે અત્તરદાનની એક નાની દાબડી લટકાવેલી હતી અને તે દાબડીમાં એક હોકાયંત્ર જોડેલું હતું. મેહમુદાએ દાબડી ઉઘાડી હોસનઆરાને દેખાડી કહ્યું, "જુઓ, આ લાલ મરઘો જે દિસેછે તેની ખાસિયત એ છે કે પશ્ચિમ તરફ મોહું, પૂર્વ તરફ પુછડી, ઉત્તર તરફ જમણી પાંખ અને દક્ષિણ તરફ ડાબી પાંખ રાખી ઉભો રહેછે, પણ તમે કાંઇ કરી એની ઉભો રહેવાની દિશા ફેરવી નાખો." હોસનઆરાએ ડાબડીને ઘણી પણ ફેરવી ઉલટી કીધી, સિધી કીધી, પણ "અસીલ મરઘાની એકજ ટાંગ," તેમ જરા દાબડી સિધી થઇ એટલે તરતજ મરઘો જેમનો તેમ પશ્ચિમ તરફ મોહું કરી ઉભો રહી ગયો.

**હોસનઆરા**—ઓહો ! કમબખ્ત મરઘો કેવો એંટાલ છે ! કોઇ રીતે માનતોજ નથી. મુવાનાં ગળાં ઉપર છરી ફેરવી નાખો. બેન મેહમુદા બેગમ, શું એ સઘળાં રમકડાંજ છે ?

**મેહમુદા**—આ માછલી તો રમકડું છે, પણ હોકાયંત્ર રમકડું નથી, તે તો ઘણી કામની ચીજ છે. જંગલ હોય, અજાણી જગ્યા હોય, રાત હોય, વર્ષાદ હોય, ગમે તે હોય તોપણ તેની મદદથી દિશા જણાઇ આવેછે. દરિયામાં વાહાણ ચાલેછે ત્યારે ચારો તરફ પાણીજ પાણી નજર આવેછે. ત્યાં નથી સડક કે નથી રસ્તો, નથી કોઇ ઝાડ, નથી પાહાડ, તેથી જણાતું નથી કે વાહાણ કયાં છે અને કયાં જાયછે. તેથી આગળા જમાનામાં દરિયામાં વાહાણ કઇ દિશાએ જાયછે તેની પિછાણ નાખોદા તારાઓની ઇંધાણીથી કરતા હતા. પણ કોઇવાર જ્યારે રાતનાં વાદળ થઇ આવતું, ને તારાઓ દેખાતા નહિ ત્યારે ભારે મુશ્કેલી પડતી હતી. વાહાણ કયાંનું કયાં સેંકડો કોસ નિકળી જતું, ને શેવટે ભાંગી જતું હતું, પણ જ્યારથી લોહચુંબકની ખાસિયત જણાઇછે ત્યારથી પૂરતો ભરોસો આવી ગયોછે. છેતો નાની જેવી સોએ પણ લાખો રૂપિયાનું કામ કરી આપેછે. ઇંગ્રેજોનો વિલાયતથી કરોડો રૂપિયાનો વેપારનો માલ જે દરિયાને માર્ગે આવ જાવ થાયછે તે આ સોયની દોલતથી ડુબતો બચેછે, તેમજ લાખો માણસો વગર ધાસ્તીએ દરિયા ઉપર સફર કરેછે. હવે ચીજો ઉપર જમીનનું ખેંચાણ અથવા ચીજોનું પોત પોતામાં એક બીજાનું ખેંચાણ એવા જોરથી નથી થતું, જેવું કે લોહાંને લોહચુંબક ખેંચેછે.

# ધરતી ગોળ છે, ને સૂર્યની આસપાસ ફરે છે.

પણ શું ખોદાની ખુદરત છે કે એવાં ખેંચાણને લીધે જમીન દડાની માફક ઢલતી ઢલતી સૂર્યની આસપાસ ચક્કર ખાયા કરેછે.

**હોસનઆરા**—શું જમીન દડાની માફક ઢલતી ઢલતી સૂર્યની આસપાસ ચક્કર ખાયા કરેછે!

**મેહમુદા**—હાજી એમજ છે.

**હોસનઆરા**—બેન, તમે તો "ગજખાને ઔર દુનિયાં જહાનકો અંધા બનાને" લાગ્યાંછો.

**મેહમુદા**—કાં વારૂં હું શું ખોટું કહુંછું?

**હોસનઆરા**—હમણાં બોલાશ તો વળી માઠું લાવશો. જીભનું એક લબતરૂં ખોદાએ આપી દીધુંછે તેથી ચાહો તો જમીનને દડો બનાવો, ઢલાવો, ઘુમાવો, જે ચાહો તે કરો, પણ જો ખરેખર જમીન દડો બનીને ઘુમવા માડેતો એકજ પલમાં બિબી સાહેબનું ખરૂં ખોટું સર્વે નિકળી જાય.

**મેહમુદા**—વારૂં જો જમીનનું ગોળ હોવું ને ઢલવું, તથા સૂર્યની આસપાસ ઘુમવું સાબિત થઈ જાય ત્યારે તો માનશો કેની?

**હોસનઆરા**—હું કાંઇ ઘેલી તો નથી થઈ. એક વાર આખી દુનિયાં કબૂલ કાં ન કરે તોપણ બંદી તો માનનાર નથી, ને મારેથી આંખ પર ઠિંગરૂં તો મૂકાવાનું નથી. સાફ જોઉંછું કે સારી પેઠ જમીન ચોહોળી પોહોળી નજરે આવેછે ત્યારે નકામી તેને ગોળ કાં સમજું?

**મેહમુદા**—બસ, આંખે ચોહોળી પોહોળી નજરે આવેછે તેટલા ઉપરથીજ તમે જમીનને ગોળ નથી સમજતાં?

**હોસનઆરા**—દુનિયાંમાં આંખે જોયલી વાતનો સૌથી વધારે ભરોસો છે, પણ તમે તો તેમાં પણ વેહેમ નાખોછો! તમે જે મને બે ચાર વાતમાં હરાવી તેથી શું મને એવી બેવકુફ ધારી કે આવી સાદી વાત પણ હું નહિ સમજી શકીશ.

**મેહમુદા**—વારૂં કદાચ આંખ ઠગાતી હોય તો?

**હોસનઆરા**—મારી એકલીની કે સૌની?

**મેહમુદા**—સૌની.

**હોસનઆરા**—ત્યારે તો મને તે સુરમાનો નુસ્કો માલમ નથી કે જે લગાડતાંજ જમીન ગોળ દિસેછે!

**મેહમુદા**—તે નુસ્કો હું તમને બતાવુંછું. બેન ઝોબીદા, જરા પેલું સુક્ષ્મદર્શક યંત્ર ઉસ્તાનીજી પાસેથી મારે નામે માગી લાવો, પણ સંભાળીને લાવજો.

## સુક્ષ્મદર્શક યંત્ર.

ઓબાદા તે યંત્ર લઇ આવી. મેહમુદાએ હોસનઆરાને કહ્યું, "જરા આ કાચમાં તો જુઓ."

**હોસનઆરા**—જમીન ગોળ દેખાયછે તે શું એજ યંત્રમાંથી કે?

**મેહમુદા**—નહિ, એ જમીનને ગોળ તો નથી દેખાડતું પણ બીજા ઘણા તમાશા એમાંથી નજરે આવેછે.

હોસનઆરાએ તેમાં જોયું તો ગભરાઇને બોલી, "ઓહો! આ માથાંના બાલ તો જાણે કે મોટી નેતર! ભલાં જરા જુઓ તો ખરાં, એવું દિસેછે કે બાલ વચમાંથી જાણે વાંસની પેઠે પોલો છે!

**મેહમુદા**—હા, મેં જોયલોછે, અંદરથી બાલ પોકલ હોયછે.

**હોસનઆરા**—અરે! આ તમાશો જુઓ! બદન ઉપર રૂંવે રૂંવે છેદ છે! આ માખને જુઓ, હજારો લાખો આંખો, ને પાંખમાં કેટલી જાતના રંગ! અરે ઓહો, હવામાં આટલી રજ, ને પાણીમાં આએ બલાના કીડા! આ કાચતો કાંઇ અજબ તલિસમાતી છે!

**મેહમુદા**—એવા કાચથી તો આંખની નબળાઇ અને ટૂંક દૃષ્ટિ સાબિત થાયછે.

**હોસનઆરા**—આંખની નબળાઇ એથી શું સાબિત થાયછે! ઓહો જાણે એમાં શું બલા ભરેલી છે. એ તો કાંઇ જાદુઇ કાચ જણાયછે. એક સફેદ કાચનો ત્રણ પાસાનો કકડો મારી સોડે પણ છે. તેમાં કાંઇ જુદોજ ગુણ છે. જો તેનેથી એક સફેદ ચીજને જોઇએ તો તે ચીજ બલુ, પિળી, લાલ ધારની નજરે આવેછે.

## રંગ.

**મેહમુદા**—તે તમારો ત્રણ પાસાનો કાચ પણ ખરો છે. એક ચોપડીમાં એ રંગો વિષે મેં થોડુંએક વાંચ્યુંછે. તેમાં લખ્યુંછે કે દુનિયાંમાં રંગ ઘણી જાતના હોયછે, પણ મુખ્ય રંગ ત્રણછે. પિળો, કાળો ને રાતો અને બાકીના સઘળા રંગ એ ત્રણે રંગોથી બનેછે. લોકો તો સમજેછે કે જેમાં કોઇ રંગ દિસે નહિ તેને સફેદ જાણવો. પણ વિદ્વાનોએ જ્યારે પૃથક્કરણ કરી જોયું ત્યારે જણાયું કે સઘળા રંગો મળીને સફેદ રંગ થાયછે. જોકે એ વાતના ઘણા દાખલા છે પણ ત્રણ પાસાના કાચથીજ તમારી તો ખાતરી થઇ હશે. વર્ષાદના દહાડામાં આસમાન ઉપર જે રંગીન કમાન નિકળેછે તેનું મુખ્ય કારણ પણ એજ છે, કે હવામાં પાણીની નાની નાની બુંદો જે રહી જાયછે તેની સામે જ્યારે સૂરજ આવેછે ત્યારે તેનો પ્રકાશ તે ટીપાંઓ ઉપર પડવાને લીધે તેમાંથી તરેહવાર રંગો નજરે પડેછે. એક વાર હું માથું ધોઇને ઉઠીને

બાલો ભિનેલા હતા તેને મારા હાથોથી ઝટકયા તેથી કરી જે ઝીણી છાંટીઓ ઉડતી તેમાંથી તરેહવાર રંગો દેખાવા લાગ્યા. હું એ રમુજથી એટલી તો છક થઇ ગઇ કે જ્યાંસુધી બાલોમાં ભિનાસ રહ્યો ત્યાંસુધી હું બાલોને ઝટકતીજ રહી. તેથી ઉસ્તાનીજીની નજર એ ઉપર પડી ગઇ તો બોલ્યાં, "અરે મેહમુદા, આજે શું છે કે એકદમ આ કંગાળ બાલોને પટકી નાખોછો. મઝાના સુલ્લા બાલ છે તેની નોકો તૂટી જશેની." ત્યારે મેં ઉસ્તાનીજી આગળ ખોલાસો કીધો કે, "હું એક નવો તમાશો જોઉંછું, કે જેનું કારણ મારી સમજમાં કાંઇ આવતું નથી." ઉસ્તાનીજીએ કબાટમાંથી એક ચોપડી કાઢી તેમાંથી રંગોનું બયાન મને વાંચવા આપ્યું.

**હોસનઆરા**—શું કહું, અહીંઆં આવતાં મારી તો શુધ બુધ કાંઇ જતી જેવી રહીછે. જે વાત સાંભળુંછું તેનો અચંબો ઉપજેછે, ને પોતાના જીવમાંને જીવમાંજ કહુંછું કે મેં દુનિયાંમાં આવીને શું જોયું, ને શું શિખ્યા? વારૂં હવે પેલું જમીનનું ગોળ હોવું તો સાબેત કરો, તે વાત તો રહીજ જાયછે.

**મેહમુદા**—જુઓ સુક્ષ્મદર્શક યંત્રથી આપણને આપણી નજરની નબળાઇ જણાઇ આવેછે. હું તમને એક બે વાત વધારે કહુંછું. એક તો એ કે તમે તો પોતાને મોટાં જહાન ફરેલાં ને જહાન જોઇ વલેલાં જાણોછો. તમે કહોછો કે હું સુલતાનજી, કુતુબ મિનાર, મીરથ, પાણીપટ ઇત્યાદિ નહિ ગણાઇ શકે એટલી જગ્યાએ ગઇછું.

**હોસનઆરા**—હા બોલા રાબે જહાન ફરેલી ને જહાન જોઇ વળેલી તો છું. મેં કાંઇ થોડા દેશો જોયાછે? બહાર મેદાનમાંથી ખુલ્લું દિસતું હતું કે થોડી આગળ વધીને છેક જમીન આસમાનના કિનારા સાથે મળી ગઇછે. મનેજ શું પણ સૌને એવુંજ દેખાયું કે આસમાન ગુંબજરોકા ઢાંકણની પેરે જમીન ઉપર ઢંકાયલું છે. હું તો જાણું છું કે કોઇ શેહેર મારા જોવાથી છુપ્યું નથી.

**મેહમુદા**—ખોટું કાં બોલોછો? વારૂં તમારે સાસરે જહજહર ગયાંછો?

હોસનઆરાએ જહજહરનું નામ સાંભળીને આંખો નિચે કરી નાખી અને બોલી કે, "બળ્યું એ ગામ, જ્યાં નહિ થંડી, નહિ તડકો, નહિ ગરમી કે છાંયડો, તેવાંનું નામ લેવાની શું જરૂર? એવી ધિક્કારની જગ્યાએ શું કરવા જાઉં!

**મેહમુદા**—વારૂં તમે પાણીપટ, મીરથ કઇ સ્વારીથી ગયાં હતાં?

**હોસનઆરા**—પાલખી ને ગાડીનો ડાક મુકેલો હતો.

**મેહમુદા**—રસ્તામાં તમે અહીંઆં ત્યાંતો જરૂર જોયું હશે.

**હોસનઆરા**—જોતે તો ખરી, પણ એકવાર જરા પીક થુકવા મોહોડું બાહેર કાઢયું તો જોઉં શું કે જમીન સરસરાટ પગની તળેથી નિકળી ચાલી જતી હતી. એ જોવાથી મને ફેર જેવી આવવા લાગી તેથી ઝટ મોહોડું અંદર ખેંચી લીધું.

## ચાલતી ચીજોથી આંખોને ભૂલવવી.

**મેહમુદા**—યાદ રાખો કે એ આંખની બીજી ભૂલ છે. ચાલેછે તો ગાડી, ને દેખાય તો એમ કે જાણે જમીન ચાલેછે. વારૂં બીજી વાત એ પૂછુંછું કે કોઈ વાર તમે ચાંદને ફાટેલાં વાદળાંમાં નાસતો જોયોછે?

**હોસનઆરા**—સેંકડો વખત. હમે તો હમેશાં ચાંદરની રાતમાં ચન્દની અંધારી રમીએ છીયે.

**મેહમુદા**—તમે શું એમ સમજોછો કે ચાંદ એટલો જલદીથી નાસેછે?

**હોસનઆરા**—હા, બીજું તે શું?

**મેહમુદા**—વારૂં, જ્યારે વાદળ હોતું નથી ત્યારે ચાંદ એવી રીતે નાસતો નજરે કેમ નથી આવતો? અગર બરેબર ચાંદ ચાલતો હતે તો, ખોલ્લી રાતે તેનું ચાલવું ઉલટું સાફ દેખાઈ જતે.

**હોસનઆરા**—એનું કારણ કાંઇ સમજ પડતું નથી.

**મેહમુદા**—તે હું સમજાઉંછું, કે એ પણ આંખની એક ઠગાઇ છે. વાદળાંને પવન ઉડાવી લઇ જાયછે, તેથી વાદળાં ચાલેછે ને આપણને એવું દિસેછે કે જાણે ચાંદ નાસેછે.

## જમીન ગોળ હોવાની દલીલ.

**હોસનઆરા**—ત્યારે શું આ વાતોથી જમીનનું ગોળ હોવું સાબેત થઇ ગયું?

**મેહમુદા**—હજી નહિ, જરા ધીરજ ધરો, ને એક વાતનો જવાબ આપો કે જ્યારે તમે કુતબમિનાર ગયાં હતાં, ત્યારે તમને મિનારો કેટલે દૂરથી દેખાવા માડયો હતો?

**હોસનઆરા**—અરેજી, જુની દિલ્લીની બાહિર નિકળો કે મિનારો નજરે પડવા માડેછે, અને જો વચમાં ઝાડો ને ઘરોની આડ ન હતે તો ખોદા રાખે મિનારો એટલો ઉંચો છે કે કદાચ તેનું મથાળું અહીંઆંથી પણ દેખાઇ આવે તેમાં અચરતી નથી.

**મેહમુદા**—ફકત મથાળુંજ કાં દેખાએ?

**હોસનઆરા**—વળી બીજું તે શું, તમે તો ઇચ્છો કે અહીંઆં ઘર બેઠાંજ આખો મિનારો જોઇ લઉં.

**મેહમુદા**—તે જોઇ નહિ લેવાનો સબબ શું?

**હોસનઆરા**—સબબ તો એજ કે લંબાણ છેટું, વળી બીજું તે શું?

**મેહમુદા**—દૂરને લીધે મિનારો નાનો દેખાય તો ભલા લેતો પણ આખો તો દેખાવો જોઇએ? એનો સબબ શું કે પહેલાં ફકત મથાળું દેખાયછે, ને તેની નિચેનું ધડ કયાં ગેબ થઇ જાયછે.

**હોસનઆરા**—કોઇ ચીજ કે ઝાડનો ઓથો પડતો હશે.

**મેહમુદા**—ઓથો તો પડેછે, પણ ઝાડનો ઓથો હતે તો ઝાડ તો દેખાતે? હું પણ છ સાત વખતથી ઓછી કુતબમિનાર ગઈ નથી. હોમાયુનની કબર મૂકયા પછી ઘણુંજ ખુલ્લું ને હથેલી જેવું સાફ મેદાન પડેલુંછે, ને નાખની સનમુખ સિધી સડક છેક મિનારાના થડમાં લાગેલીછે. વળી મિનારા ઉપરજ શું મદાર છે? સડક પરથી દૂરનાં ઘણાએક ઝાડો ઓલ્લાં સામે નજરે પડેછે, જેમની વચે કસી આડ નથી, તોપણ પહેલાં ઝાડનું મથાળુંજ નજરે આવેછે, અને જેમ પાસે જતાં જઇએ છીયે તેમ તેમ આંખ્યો છેક નિચે તક પોહોંચતી જાયછે, તે અહીંઆં સુધી કે આખું ઝાડ મથાળાંથી તે થડ સુધી દિસવા માડેછે.

હોસનઆરા મેહમુદાનો આ ગુંચવાડો સાંભળીને માથું નિચું કરવા લાગી.

**મેહમુદા**—એનો સબબ હું કહું?

**હોસનઆરા**—ફરમાવો.

**મેહમુદા**—એ જમીનની ગોળાઇનો ઓથાને લીધેછે.

એમ કહીને મેહમુદાએ હોસનઆરાને પાણીનાં માટલાં આગળ લઇ જઇને ગોળાઇથી ઓથો થવો અને લોકોનું જમીનની આસપાસ ભટકવું સમજાવી દીધું; અને કહ્યું કે "જમીન ગોળ હોવા વિષેની બીજી ઘણીએક દલીલો છે પણ હાલમાં તમને તેનું સમજવું કઠણ છે. જ્યારે તમારૂં જ્ઞાન વધશે ત્યારે હું તમને જમીન ગોળ હોવાની સર્વે દલીલો બચિત કરી સમજાવીશ.

**હોસનઆરા**—વારૂં જ્યારે જમીન ગોળ છે ત્યારે આપણ લોકો તે ઉપરથી ગબડી પડતાં કેમ નથી?

**મેહમુદા**—ગોળ તો ખરેખર છે, પણ જરા તે પણ સમજી લ્યો કે એક ગોળ ચીજ જેટલી નાની તે મુજબ તેમાં ગોળાઇ વધારે હોય, જેમકે રાઇનો દાણો, વટાણાનો દાણો, ચણાનો દાણો, પેરૂ, દડું, કળસિયો, માટલું, ગુમબજ એ સર્વે ગોળ તો છે, પણ નાની ચીજની ગોળાઇ જલદીથી દેખાઇ આવેછે. ચણામાંથી નખ જેટલું છલનું લેશો તે પણ ગોળ હશે, પણ મોટાં માટલાંમાંથી એક બિલ્લસ જેટલું ઠિકરૂં ભાંગી લીધું તો તે સપાટ જેવું દિસશે. વારૂં એક સારો ગોળ ચણો દડાં ઉપર મૂકવા માગો તો ઘણી પણ હિકમત કરશો તોપણ તે ગબડી પડવાનો, પણ માટલાં ઉપર તો જે જગોએ દરિશો તે જગોએ તેના પાંચ દસ દાણા મૂકી શકશો. જ્યારે માટલાં ઉપર આટલા રહી શકે ત્યારે ગુમબજપર તો તેથી વધારે રહી શકે. હવે જમીન તો આ માટલાં અને ગુમબજ કરતાં ખોદા જાણે કેટલે લખો કરોડો દરજ્જે મોટી છે, ને જ્યારે જમીનનું ખેંચાણ આપણને પકડી રેહલુ છે ત્યારે આપણે ગબડી પડીયે તો જઇએ કયાં? જમીનની મોટાઇની અટકલ સમજાવવી કાંઇ

સેહેલું નથી, પણ એમ સમજો કે આ હમારા ઘરનું આંગણું તમે જુઓછો કે કેટલું લાંબુ પોહોળું છે.

**હોસનઆરા**—આંગણું છે કે સેહેતાનનું આંતરડું! કમબખ્ત આ નાકેથી પેલે નાકે સુધી જઇએ તો ટાંગણ તૂટી પડે. વારૂં એટલું મેદાન છોડી કાં રાખેલું હશે? એ મેદાન શું પણ જંગલ જણાયછે.

**મેહમુદા**—વચમાં ફૂલવાડી કરવાનીછે તેની જગા મૂકેલી છે. વારૂં આ ઓરડાથી દેવડી કેટલી દૂર હશે?

**હોસનઆરા**—તે તો હું કહી શકતી નથી.

**મેહમુદા**—અટકલે તો કહો!

**હોસનઆરા**—કોઈ વીસ, અને વીસ ને વીસ, ઓહો, ખોદા જાણે કેટલા વીસ ગજ હશે!

**મેહમુદા**—એ માત્ર પચાસ ગજ છે.

**હોસનઆરા**—પચાસ તે કેટલા થતા હશે!

**મેહમુદા**—વીસ, વીસ અને દસ.

**હોસનઆરા**—બાપરે! ઘણું લાંબું મેદાન છે!

**મેહમુદા**—વારૂં, આ મેદાનને આ છેડેથી તે પેલે છેડે સુધી તમે કેટલા ફેરા ખાઈ શકો?

**હોસનઆરા**—કેટલા ફેરા? અરેજી, એકબી થઈ જાય તો ઘણો થયો.

**મેહમુદા**—બસ તમારા પગોમાં એટલુંજ જોર છે!

**હોસનઆરા**—હા બા, મારી ટંગડીમાં એટલાંજ બાટાં છે. ખોદા ન કરે—હું કાંઈ ભોઇઅંણ નથી, હું તો ખાસ્સી અમીરઝાદી છું, અને અમીરઝાદીઓ પોતાના પગોથી બસ એટલુંજ ચાલેછે, ફરેછે. મારે ઘરથી અહીઆં આવતાં જો ઉસ્તાનીજી બરાબર સામેજ બેઠેલાં હોયછે તો શરમને મારે દાસીની કેડ ઉપરથી ચબુતરા આગળ ઉતરી પડુંછું, પણ દેવડી સુધી આવતાં આવતાં દમ ચઢી આવેછે. જો ઉસ્તાનીજી સામે ન હોય અથવા નિચી આંખે કોઇને શિખવતાં હોયછે ત્યારે તો હું દાસીને છેક ખડકીમાં લાવીને તેની કેડથી ઉતરૂંછું.

**મેહમુદા**—બેન જો પાંગળાં થવું એ પણ અમીરીનો હુનર હોય તો શાબાશ તમે ઘણું સારૂં કામ કરોછો પણ હું તો—ઇન સાલ્લા—એક દમ રાખી સો ફેરા તો ફરૂં ને નહિ દમ ચહડે કે નહી ટંગડી દુખે.

**હોસનઆરા**—સો ફેરા મોઢાંથી કે ટંગડીથી?

**મેહમુદા**—અરેજી, આએજ ટંગડીથી. જો તમને ભરોસો નહિ આવતો હોય તો ચાલો ઉસ્તાનીજીને માટે સાબેત કરી આપું.

## કસરત અને તેના ફાયદા.

**મેહમુદા**—ઉસ્તાનીજીનો તો હંમેશનો એવો કાયદોજ છે કે ચાર ઘડી રાત રહે એટલે ઉઠી, પાછળી રાતની નિમાજ પઢીને પછીથી આ ચોગાનમાં ફર્યા કરેછે, ને ફેરા ગણતાં જાયછે, તે છેક પોહોર ફાટવા સુધી ફરેછે. એક રાતના પોતાની મેળે મારી આંખો ઉઘડી ગઈ. મેં જોયું તો ઉસ્તાનીજી ફર્યા કરેછે. જ્યારે હું જાગીછું એમ તેમને જણાયું ત્યારે બોલ્યાં, "મેહમુદા, હજી સવારૂં છે પણ સુતાં ના, તબિયત ખરાબ થશે. આવો જરા જુઓ, પાછળી રાત ચાંદનીમાં કેવી મઝાની લાગેછે! તારાઓ એવા તો તમતમી રહ્યાછે કે ગોયા સારી રાતના જાગેલાછે, ને હમણાં સવાર થતાં ઝુંકવા લાગ્યાછે. જુઓ કેવી થંડી થંડી લેહેરી ફૂંકેછે કે જીવ ખુશ ખુશ થઈ જાયછે. ફૂલો જે ખિલ્યાંછે તેની તરેહવાર લપટ આવેછે. પંખીઓ મધુર અવાજે ઇશ્વરની સ્તુતિ ગાયછે. આ સવાર નૂરની ઘડી અને બરકતનો વખત છે. પૂર્વ તરફ આંખ ઉંચકીને જુઓ કે પરોઢિયાંનું ઝઝકલું દિલને કેવું આનંદ કરેછે!" હું ઝટ ઉઠીને ઉભી થઇ અને હાથ મોહોડું ધોઈ ઉસ્તાનીજીની સાથે ફરવા લાગી. મેં તે દહાડે ખુબ ધ્યાનથી ગણ્યા તો કોઈ હેંસી—અથવા તમારી સમજ પ્રમાણે ચાર વખત વીસ—ફેરા આંગણાંમાં હું ફરી હતી. મેં ઉસ્તાનીજીને પૂછ્યું કે, "તમે એટલાં સવારે ઉઠીને ફર્યા કાં કરોછો?" તેનો જવાબ એ દીધો કે, "રાત દિવસમાં એથી વધારે ખુશીનો કોઈ વખત નથી અને ફરવાની મારી મુખ્ય મતલબ એ છે કે દરેક માણસે પોતાની તંદરોસ્તીને માટે થોડી ઘણી શરીરની મેહેનત અને કસરત કરવી જોઇએ. તમે જુઓ છો કે ખોદાની મેહેરબાનીથી હું થોડીજ માંદી પડુંછું; તેનું દેખાઇતું કારણ તો હું એજ સમજુંછું કે દરરોજ સવારના હું એટલું ફરી લઉંછું કે સારી પેઠે શરીરમાં પસીનો પડી આવેછે, અને એ ફરવાની ટેવથી એકવાર મને અચ્છો ફાયદો પણ મળી ચૂકોછે."

## ફરવાના ફાયદા ઊપર બળવાના વખતની એક વાર્તા.

આમ કહી ઉસ્તાનીજીએ ૧૮૫૭ ના બળવાના વખતના પોતાના અનુભવની એક રમુજી વાત કહી સંભળાવી. તેઓ બોલ્યાં કે, "બળવાની વેળાએ જ્યારે આખાં દિલ્હી શેહેરમાં નાસભાગ થઈ રહી હતી તે વેળા હમે સઘળાં કુટુંબ સાથે શેહેરમાંજ પડી રહ્યાં હતાં કાંકે મારા બાવાજી જે સરદારના નોકર છે તે સરદાર ઇંગ્રેજ સરકારના મોટા ખેરખાહ હતા, ને પોતે પોતાના દિકરાઓ સઘાં સરકારી ફોજ સાથે લડાઈ ઉપર ગયા હતા. સરદારની મારફતે બાવાજીએ સરકાર પાસ એવી કબુલાત મેળવી હતી કે જ્યારે દિલ્હી ફતેહ થાય ત્યારે

સરકારી ફોજનું કોઈ પણ આદમી અમને સતાવે નહિ. મોહલા વાળાઓએ શેહેર છોડતી વખતે અમને ઘણુંએ કહ્યું કે શેહેરમાં રહી ફોકટમાં જાન કાં ખુઓછો, પણ હમે લોકો તો પેલા ભરોસા ઉપર વિશ્વાસ રાખી ઘરમાંથી નિકળયાં નહિ. લોકો આગળ તો ડરને માર્યાં એ કારણ જણાવ્યું નહિ, પણ જીવમાં ને જીવમાં દુવા માગ્યાં કરતાં હતાં કે કયારે દિલ્હી ફતેહ થાય ને હમે લોકો નચિંતાઈએ બેસીએ. ખોદાનું કરવું કે જે દહાડે દિલ્હી ઉપર પહેલો ધસારો થયો—ઓહો! ખોદા દુશમનને પણ એવો દહાડો નહિ દેખાડે—તે એક કયામત ઉઠી હતી. આખો દહાડો ગોળીઓનો વર્ષાદ વરસતો રહ્યો ને—ખોદાની પનાહ— કાન બેહેરા થઈ જતા હતા, ને જમીન થરથર કાંપતી હતી. સાંજ થવા આવી ત્યારે નદીની પેલી પાર સુધી ઇંગ્રેજો આવી પોહોંચ્યા હતા, ને છેક હમારી દિવાલની નિચે ગલીના નાકા ઉપર મુવા તેલંગાઓએ તોપો લાવી ગોઠવી હતી. કોણને ઉમેદ હતી કે સવાર જોવા પામીશું. હમે તો જીવથી હાથ ધોઈને ભોંયરાંમાં છૂપાઈ બેસી ખોદા ખોદા કરતાં હતાં. નહિ ખાવાનું કે નહિ પીવાનું, એક એકનુ મોટું જોયા કરતાં. પોહોર રાત ગયા પછી કોઈ આદમીનો સાદ આવ્યો. તે બાવાજીનું નામ લઈ લઈને પોકારતો હતો, પણ ડરને મારે કોઈ જવાબ દેતું ન હતું. આખર મેં બાઈજીને કહ્યું, "વાસ્તે ખોદાને જરા બાહેર નિકળીને ખબર તો લ્યો; કેટલો વખત થયો એ આદમી બૂમ પાડયા કરેછે, કદાચ સરકારી ફોજનો કોઈ આદમી હોય ને આપણી સંભાળને માટે આવ્યો હોય." એ ઉપરથી બાઈજી બાહેર નિકળયા ને માળાપર ચઢીને જે તરફથી સાદ આવતો હતો ત્યાં જોયું. આ વખતે લડાઈ પણ બંધ હતી, ને પેલો આદમી સડક ઉપર ઉભેલો હતો. બાઈજીએ તેને બારીની નિચે બોલાવીને પૂછ્યું તો તેણે કહ્યું કે, "મને કપતાન સાહેબે મોકલ્યોછે, ને કેહેવડાવ્યુંછે કે હમે ઘણું પણ ઇચ્છયું કે તમારા ઘરની સંભાળ થાય, પણ કોઈ તદબિર બની આવતી નથી. બળવાખોરોએ શેહેર ખાલી કીધું નથી; નેહેરની આ પાર તે લોકો છે ને નેહેર સુધી હમારો અમલ છે. રાતના બે વાગે હમે લોકો બળવાખોરો ઉપર હુમલો કરીશું અને તમારૂં ઘર છેક તોપોના મારા તળે આવેલું છે, વાસ્તે હુમલો થાય તેની અગાઉ તમે લોકો જીવ લઈને નિકળી જાઓ. જયારે હકુમત સ્થાપીશું ત્યારે તમને જોઈ લઈશું."

આ ખબર સાંભળતાંજ સૌના હોસ કોસ ઉડી ગયા. કોઈ બોલ્યું, "જયાં પડયાંછો ત્યાંજ પડી રહો, આખર એમબી મરવું ને તેમબી મરવું, નકામાં ઓરતોને લઇ લઇને ભટકવામાં ફાયદો શું?" એક અરધો હેમક તો એમ પણ કહેવા લાગ્યો કે, "ચાલો ઓરતો ઉપર આપણેજ હાથ સાફ કરીએ, પછી જે બને તે ખરૂં." એ પ્રમાણે જેટલાં મોઢાં તેટલી વાતો થતી હતી. બાઈજીએ જોયું કે વખત તો ચાલ્યો ગયોછે, ને લડાઈ શરૂ થવાને હવે

વખત બાકી રહ્યો નથી ત્યારે તો તેઓ જરા આકળા થઇને બોલ્યા કે, "એ સર્વે કહેવાની વાત છે, ને ખાલી નામર્દાઇના ખ્યાલો છે. જીવ બચાવવાની ફરજ છે, જ્યાં સુધી બની શકે ત્યાં સુધી નાસવું જોઇએ, એમ છતાં મોત હશે તેનો કાંઈ ઇલાજ નથી." એમ કહી મને કહ્યું, "ઉઠ, છોકડી, તું તો ઉઠ. એ લોકો છે ને એમનું કામ છે." હું તો પહેલાંથીજ નાસીએ નાસીએ કહ્યા કરતી હતી, તેથી ચાલવાનું નામ સાંભળતાંજ મેં તો મારું તમામ ઝવેર પોતાને હાથે કાઢી પડતું નાખીને ઓરડાની ચંદરનીમાંથી બે પાટ ફાડી ડોપટ્ટો બનાવી લીધો ને બોલી કે, "લ્યો, સાહેબ હું તો આ ચાલી." મારું ચાલવું થયું કે આખો કબીલો પાછળ ચાલ્યો. તે રાતના તમે હતે તો એ કમબખ્ત બઇરાંઓનો તમાશો જોતે. એક બાઈ તો સર્વ ધનદોલત ઘરમાં નાખી ને પાન ખાવાની પટારી લઈ ચાલી; કોઇના જોડા પગમાંથી નિકળી નિકળી પડતા હતા; કોઇનું નાડું પગોમાં ભેરવાઈ જતું. એ વખતે જેમના મસ મોટા પાયજાઓ હતા તેમને તો ચાલવાની ઘણીજ કઠણાઈ પડતી હતી. ભાઇજી તે વખતે પણ ચિઢવતા હતા કે "કમબખ્તો હજી નેનસુખ લઈ વધારે મોટા પાયજામાં બનાવો; લાહોરના રેશમી નાડાંઓમાં હજી બીજાં ફુમતાં મૂકાવીને લાંબા કરાવો." એક હસવું ને બીજું દુઃખ. એ બિચારીઓને બજારોમાં ચાલવાનો કદી જોગ આવેલો નહિ. જોકે રાત હતી તોપણ તેમનાથી રસ્તામાં ચલાતું ન હતું. મણ મણ ભારનાં પગો ભારી થયા હતા. બે પગલાં ચાલતાં કે ઠોકર ખાતાં. ખોદા ખોદા કરતાં સવાર પડતામાં કાગજી મોહોલા સુધી પહોંચ્યાં. અહીંઆં ઠરવાનું તે ક્યાંથી બને. ઇંગ્રેજ કહે જો કિલ્લો લઇએ તો આજેજ લઇએ. જ્યારે પવનચક્કીઓની નજદીક આવ્યાં ત્યારે જોયું કે સેંકડો હજારો ગોરા અને સીખ હારબંધ ચાલ્યા આવેછે. તે જોતાંજ હમારો દમ તો નિકળી ગયો, ને ત્યાંથી મોકાઈના પૂલ તરફ નાઠાં. આ વેળાએ બિચારાં બઇરાંઓનાં ઘણા ખરાબ હાલ થયા. એક બાઈ તો સડક ઉપર ફસડાઈ પડ્યાં ને બોલ્યાં કે, "મારેથી તો આગળ ચલાતું નથી, ખોદા વાસ્તે મને અહીંઆંજ રહેવા દો." થોડેએક સુધી તો મેં તેમને ઉચક્યાં, એટલામાં બે ત્રણ બીજાં ફસડાઈ પડ્યાં. હવે તેમને કોણ ખાંધે લીએ? સૌને પોત પોતાનોજ જીવ ભારી હતો. ભાઇજીએ કહ્યું કે, "તમે લોકો ખોદાને ખાતર દિલને મજબૂત કરીને જરા કુતબમંડઈ સુધી તો ચાલો, ત્યાંથી બની શકશે તો કાંઈ સ્વારીનો બંદોબસ્ત કરી લઇશું."

હજારો અડચણો ખમ્યા પછી કોઈ પોહોર દહાડો ચઢતાં કુતુબમંડઈ પહોચ્યાં. અંહીંઆં સ્વારી શું કાંઈ રાખી મૂકેલી હતી કે મળે? પણ બાહેરથી ઘધેડાં ઉપર અનાજ આવેલો હતો, ઘધેડાંવાળો પોતાના ઘધેડાં લઈ બાહેર જવા કરતો હતો. ભાઇજીએ તેને પૂછ્યું, "એ ઘધેડાં ક્યાંનાં છે?" તે બોલ્યો,

"સુલતાનજીના." ભાઈજીએ તેને ઘણું કરગરીને કહ્યું, "ભાઈમિયાં, જરા શેહેરના દરવાજા લગી આ ઓરતોને બેસાડી લ્યો તો જે કહેશો તે આપીશ." ઘવેડાંવાળો બોલ્યો, "અજી મિયાંજી, ભાડું શું ને વાત શી? તમે જોતા નહિ કે ઇંગ્રેજ કિલ્લામાં આવી પહોંચ્યોછે, ને હું કમબખ્તીનો માર્યો રાતનો અહીંઆંથી નિકળી શકયો નથી. હવે હું પોતેજ બચવાના ફાંફાં મારૂંછું. આ ઘવેડાં લ્યો ને જે ગમે તે એમની ઉપર લાદીને હાંકી લાવી મને દરવાજાની બાહેર હવાલે કરજો." ટૂંકામાં કહુંછું કે ભાઈજીએ ચાર ઘવેડાં રોકી લીધાં, ને બોલ્યા કે, "લેઓજી, જેઓ થાકી ગયાં હોય તેઓ એઓ ઉપર બેસી લ્યો, હવે ઢીલ કરવી આફત છે." પહેલાં તો ઘવેડાં ઉપર બેસવાનું નામ સાંભળીને સઘળાંઓએ આનાકાની કીધી, પણ હવે કરે તે શું? નાચારીએ ઘવેડે ચઢવું પડ્યું. મને પણ ભાઈજીએ કહ્યું, "છોડી, તું ઘણી થાકી ગઈછે. બેસી જા, આફતની વેળાએ બેસવામાં શરમ નથી." મેં કહ્યું, "હું જરા પણ થાકી નથી, હજી તો એવી એવી દસ ઘણું ચાલી શકીશ." ભાઈજી બોલ્યા, "પછી પણ તો ઘવેડે ચઢવું પડશેજ, તમે જાણતાં હશો કે કદાચ શેહેરમાં જઈને ઠરીશું પણ તેમ જરા પણ થવાનું નથી, ને અરબની સરાની આ તરફ કોઈ ઠેકાણું લાગવાનું નથી." મેં કહ્યું, "ખોદા કરશે તો હું તે સરા લગી સારી પેઠે ચાલીશ" ટૂકામાં ખોદાએ મને તો ઘવેડે બેસવાની ફજેતીમાંથી બચાવી લીધી ને બીજાં બઈરાં તો ઘવેડે ચઢ્યાં તે ચઢ્યાંજ! આજ લગી તેમની હસી થાયછે; અને હું ખોદાની મેહેરબાનીથી કરી એ ચાલવાની ટેવની દોલતથી બરાબર ચાલી ગઈ. નહિ થાકી કે માંદી થઈ."

**હોસનઆરા**—અરે, બળવો પણ એક અચમ્બો આફત હતી તે વિતી ગઈ. ખોદા ન કરે, પણ શું કાંઈ દરરોજ બળવો થયા કરેછે કે કમબખ્ત બઈરાંઓ તેને માટે દોડવાની ટેવ ને ચાલવાનો માહવેરો રાખે?

**મેહસુદા**—એ તો વાતમાંને વાતમાં મેં વર્ણન કીધું. મારી કાંઈ એવી મતલબ નથી કે ઓરતોએ ઘરમાં ઘોડદોડ કર્યા કરવી, પણ એટલી આળસાઈ પણ ઠીક નહિ કે દેવડી તક જાય તો હાંફવા માડે ને માળા પર ચઢતે દમ ભરાઈ આવે. ઉઠવા બેસવા, ને ચાલવા ફરવાની ટેવ તો રાખવી જોઈએ.

## જમીનની મોટાઈ તથા ગોળાઈ અને તેના ભાગો.

આ મોટે ઘરની દિકરીની જ્યારે ખાતરી થઈ કે ગરીબો ચાલવાની કસરતથી કેવાં સુખી થાયછે, ત્યારે તવંગરોની નબળાઈ ઉપર તેને ઘણી શરમ ઉપજી. પણ શરમ કોણ કબૂલ કરે? હોસનઆરા પોતાના ધારા પ્રમાણે વાત ઉડાવી નાખી બોલી, "ખેર હવે પેલું જમીનનું ગોળ હોવું સાબેત તો કરો, શું તમે તે વાતને ઉડાવા માગોછો કે?"

**મેહમુદા**—નહિ હું મોટી ખુશીથી સમજાવુંછું. આ આંગણું પચાસ ગજ લાંબું છે, તેમાં આ નાકેથી પેલે છેડે સુધી પાંત્રીસ એટલે બે વીસમાં પાંચ કમ ફેરા ફરો ત્યારે એક માઇલ થાય અને બે માઇલનો એક કોસ હોયછે.

**હોસનઆરા**—બાપરે! એટલો મોટો માઇલ! ને એટલો મોટો કોસ હોયછે!

**મેહમુદા**—હવે કુટબમિનારા વિષે કહો કે તે કેટલા હજાર કોસ ઉંચો છે?

**હોસનઆરા**—હું તો જાણું છું કે એ હિસાબે તો પૂરા એક માઇલ જેટલો પણ ઉંચો ન હશે.

**મેહમુદા**—હા, માઇલ તો શું પણ માઇલનો દસમો હિસ્સો પણ ન હશે. હવે માઇલોના હિસાબથી તમને બતાવુંછું કે જમીન કેટલી મોટી છે. ચોવીસ હજાર માઇલનો તેનો ઘેરાવોછે. મરદોમાં બાર કોસની મંજલ મુકરર કીધેલીછે, એટલે મરદો જે મુસાફરી કરેછે તો દિવસના બાર કોસ ચાલેછે. એ હિસાબથી જો કોઈ આદમી સિધોને સિધો ચાલવું શરૂ કરે તો જ્યાંથી નિકળ્યો હતો ત્યાં પાછો આવી ઉભો રહેતાં તેને પાંચ વરસ લાગે, અને એટલી મુદતમાં માત્ર જમીનની આસપાસ એકજ ફેરો ફરી શકે.

**હોસનઆરા**—ઓ બાપ! હવે જ્યારે હું વિચાર કરૂંછું ત્યારે જમીન ઘણીજ મોટી જણાયછે. વારૂં તમે કેમ જાણ્યું કે જમીનનો ઘેરાવો ચોવીસ હજાર માઇલનો છે?

**મેહમુદા**—ચોપડીઓમાં વાંચ્યાંથી જાણ્યું. હિમતવાન લોકોએ સફરીઓ ઉઠાવીને વરસો સુધી મુસાફરીઓ કરીને તમામ ઘેરાવો માપી લીધો. ખુશકીને માર્ગે તો પાધરૂં ચાલી જવું કઠણ છે. કેથે તો મોટા મોટા બબે ત્રણ ત્રણ કોસના ઉંચા અને મહિનાઓ ભરની કઠણ ચઢાઇના પાહાડો છે. કેથે સેંકડો કોસના જંગલો છે, જેમાં નથી કેથે ઠરવાનું ઠેકાણું કે નહિ પાણીનો આસરો, કે નહિ રસ્તા કે સડક, પણ દરિયામાં વાહાણો મારફતે લોકોએ મુસાફરી કીધીછે અને હોકાયંત્રની મદદથી સિધાને સિધા ચાલ્યા ગયા ને શેવટે જ્યાંથી નિકળ્યા હતા ત્યાંજ આવી ઉભા. શું હવે પણ જમીનની ગોળાઇ બાબે તમને શક છે?

**હોસનઆરા**—જ્યારે બબે ત્રણ ત્રણ કોસની ઉંચાઇના અને મહિનાઓ ભરની ચઢાઇના પાહાડો છે ત્યારે હવે જમીનની ગોળાઇ ક્યાં રહી!"

**મેહમુદા**—હા, જમીન કાંઇ ઓતેલી ગોળીના સરખી ગોળ નથી, પણ તે નારંગીની પેઠની ચપટી ગોળ છે. ઉત્તર અને દક્ષિણ દિશાના છેડાઓ જરા ચપટા છે અને જેમ નારંગીની છાલ ઉપર ખાડા ટેકડાનો ખભરાટ હોયછે તે પ્રમાણે જમીન ઉપર એ પાહાડો જાણવા. જે શખ્સ પાહાડોને જોઇને જમીન ગોળ હોવા બાબે શક રાખે તેને જમીનની મોટાઇનો ખ્યાલ નથી. એક મોટાં માટલાં ઉપર એક રાઇનો દાણો મુકો તો તેથી માટલાંની ગોળાઇમાં શું ફરક આવવાનો?

**હોસનઆરા**—જમીનને તો હું પણ પહેલાંથી મોટી તો જાણતી હતી પણ મને તેના કદનો ખ્યાલ ન હતો.

**મેહમુદા**—તમે—ખાક પણ મોટી નહિ જાણતાં હતાં. એક મીરત અને પાણીપટ તમે ગયાં તેટલામાં તો સમજ્યાં કે આખી દુનિયાંની મુસાફરી કરી લીધી.

**હોસનઆરા**—જ્યારે જમીન એટલી મોટી છે તો તે ઉપર હજારો લાખો શેહેરો વસેલાં હશે?

**મેહમુદા**—હાજ તો, પણ એથી એમ ન સમજવું કે આખી દુનિયાં ઉપર આબાદી છે. ત્રણ ભાગ તો પાણી છે, ને એક ભાગ જે સુકો છે તેમાં કુલે નેવું કરોડ માણસ જૂદે જૂદે ઠેકાણે વસેછે, ને તેમાંજ જંગલ ને પાહાડ પણ છે.

## છૂટાં છૂટાં રહેવાનાં કારણ.

**હોસનઆરા**—સઘળાં લોકો એકજ જગ્યાએ સાથે મળીને કાં નથી રહેતાં? એક મોટું શેહેર વસાવે ને સૌ તેમાં રહે તો ઘણી મઝા પડે.

**મેહમુદા**—શું ધૂળ મઝા પડે? સઘળાં ભૂખે મરવા તો લાગે.

**હોસનઆરા**—કાં વારૂં?

**મેહમુદા**—ખાધાનો અનાજ ખેતરોમાં પાકેછે, તે કારણથી લોકો દુનિયાંમાં છૂટાં છૂટાં વસેછે. દરેક વસતીની આસપાસ કેટલાંએક મેદાનો ઝાડપાન અને અનાજ પાકવવાને માટે રાખેલાંછે. જો સર્વે લોકો એકજ જગાએ રહે તો હજારો કોસનું લાંબું પોહોળું શેહેર થઈ જાય, ત્યારે ખેડવા ને રોપણી કરવા ક્યાં જાય? જીંદગીની જરૂરની ચીજો આદમી એકલું પોતેજ મેળવી શકતું નથી; એટલા માટે હમેશાં થોડે થોડે છેટે ઘણા ઘણા આદમીઓ સાથે રહેછે. જ્યાં થોડાં માણસો વસેછે તે ગામડું કહેવાએછે, તેથી ચઢતો કસ્બો, અને તેથી વધારે શેહેર અને તેથી ચઢતો દેશ કહેવાએછે. ઘણા ગામડાં તો ફકત ચાર ચાર પાંચ પાંચ ઘરનાં પણ હોયછે અને મોટાં શેહેરોમાં તો લાખો માણસો હોયછે.

**હોસનઆરા**—જ્યાં ફકત ચાર ચાર, પાંચ પાંચ ઘર હશે ત્યાં તે લોકો ગુજારો શી રીતે કરતાં હશે?

**મેહમુદા**—આપણ સૌ કરતાં તો સારી રીતે ગુજારો કરેછે.

**હોસનઆરા**—શું ધૂળ ગુજારો કરતાં હશે? જ્યાં નહિ હલવાઈ, નહિ અત્તાર, નહિ ગાંધી, નહિ મનીહાર, નહિ કાપડિયો, કે નહિ કોઈ.

**મેહમુદા**—એ ચીજો તો અમીરી જીંદગીને માટેની છે; ને એ વડાઈ, પતરાજી, દેખાવ, અને ભપકાના બેઅકલીપણાનો સામાન છે; તેને જીંદગીની જરૂરિયાતમાં કોણ ગણે? પેટ ભરવાને દાળ ભાત જેવી કોઈ ચીજ જોઈએ અને આંગ ઢાંકવાને જાડું પાતળું કપડું, બસ એટલું તો જરૂર છે અને તે ઉપરાંત

બીજું સર્વે તો આદમીની ઉકમાઈ, આઈઆસી, અને મોજ મેળવવાના પછાડા છે. માટે જે ચીજો ખરેખરી જરૂરની છે તે ગામવાળાં પોતાને હાથે ઉપજાવી લીએછે. ખાવાનો દાણો, મેવો, તરકારી, રૂ, તમાકુ, ગળી એ સર્વે કાંઈ તો ખેતીમાં થાયછે, બલકે ખાવા પીવાની ચીજો જેવી સાફ અને સરસ ગાંમડાંવાળાંઓને મળેછે તેવી તો આપણ શેહેરવાળાં સ્વપ્નામાં પણ નથી જોતાં.

**હોસનઆરા**—વારૂં જો, ગામડામાં આદમી માદું પડે તો દવા કયાંથી લીએ? અને ઇલાજ કોણ પાસે કરાવે?

**મેહમુદા**—ખોદાની મેહેરબાનીથી ગામડાંવાળાંઓને દવા અને ઇલાજની જરૂર રહેતી નથી.

**હોસનઆરા**—તેનું કારણ?

**મેહમુદા**—કારણ એજ કે સફાઈ અને નિર્મળ આબોહવાની અસર અને દરરોજની મેહેનત.

## ગાંમડાંની જીંદગી વિષે મોટે ઘરની છોડીનો ધિક્કાર.

**હોસનઆરા**—બેન મેહમુદા, હવા પાણી તો આખી દુનિયાંમાં એકજ હશે?

આ ઉપરથી આ મોટે ઘરની સાહેબઝાદીના ખોટા ખ્યાલો સુધારવાને મેહમુદાને સારી તક મળી. તે બોલી કે, "હા, હવા પાણી એક તો ખરાં, પણ જ્યાં માણસો મોટી સંખ્યામાં રહેછે, ત્યાં ગલીચી ઘણી એકઠી થાયછે, તથા ગંધકીના કારણથી હવા પાણી બિગડી જાયછે, જેથી આવતે દહાડે મરકી ઉત્પન્ન થયા કરેછે, અને જો મરકી નથી થતી તોપણ શેહેરનાં લોકો ઘણું કરી માંદાં રહ્યા કરેછે.

**હોસનઆરા**—જ્યારે ગામડાંવાળાં માંદાં પડતાં નથી ત્યારે મરેછે કેમ?

**મેહમુદા**—મરવું એ તો જૂદીજ વાત છે. ગામડાંવાળાં જીંદગીનું સુખ તો પામેછે; કાંઇ શેહેરવાળાંની પેઠે રોજનાં પિલાયાં કરતાં નથી. પણ ગામડાં-વાળાંઓને કોઇ કદાચ દુખ દર્દ થાયછે તો કાંઇ સેહેજ ઇલાજ કરી પતાવી નાખેછે. જરા સરખી જંગલની જડી બુટ્ટી અથવા ઝાડોની છાલ કે પાદડાં રગડીને પી ગયાં એટલે સારાં થઈ ગયાં. એમ તો નહિ કે અઠવાડિયાં સુધી કાવો પીયા કરે ને મહિનાઓ સુધી પનીર ખાઈ પરહેજી કરી અરડાયા કરે. લાખ દવાઈની એક દવા તો તાજી હવા છે, જે શેહેરવાળાંઓને નસીબે આખી ઉમરમાં નથી મળતી, ને ગામડાંવાળાંને તો જ્યારે ઇચ્છે ત્યારે હાજર છે.

**હોસનઆરા**—સૌ કાંઇ તો હશે પણ ગામડાંમાં જીવ કેટલો ગભરાતો હશે? નહિ મોહોલા કે નહિ પાડોસી! ત્યારે કોણ સાથ વાત કરીએ ને કોણ આગળ જઇએ?

**મેહમુદા**—શેહેરમાં તે વળી રોજને રોજ કોણની પાસે જઈએ કહીયે? જેમ શેહેરવાળાં ઘરના કામકાજમાં લાગેલાં રહેછે, તેમ ગામડાંવાળાંને ખેતીવાડી કરવી અને ઢોર ઢાંખરની જતન કરવી એ કામ શું ઓછુંછે? એમાંથી ફરસુદ મળેછે તો તે લોકો પણ ઘરનું કામકાજ કરેછે, ને પોત પોતામાં જીવને ખુશ કરેછે.

**હોસનઆરા**—ત્યારે એ ગાંમડાંના રહેનારાં નરાં ઉખડાં, અપ્પટ અને સંસ્કાર વિનાનાં કેમ હોયછે?

જ્યાંસુધી હોસનઆરા ગામડાંની જીંદગી વિષે ધિક્કાર બતાવતી હતી ત્યાંસુધી નિશાળમાં શિખનારી બીજી ગામડાંની છોડીઓ માત્ર હસીનેજ રહી. પણ હવે તેઓથી ખમાયું નહિ. આ જોઇ મેહમુદા બોલી કે, "બેહેન એરનનેસા, જુઓ આ હોસનઆરા બેગમ તમો ગામડાંવાળાંઓને ઉખડાં ને અપ્પટ કહેછે! તમે પણ ગામડેનાં છો તો એનો જવાબ દો."

એરનનેસા તો હોસનઆરા સાથે વઢેરી લેવાને તૈયારજ હતી. તે તુચ્છકારથી બોલી, કે "ગામડાંના લોકો મોટાઓની શી દરકાર કરેછે! બેગમ સાહેબને તો ગામડિયાંઓની કશી વાત ખબર નથી. ફકત ભલતું સાંભળીને બુરૂં બોલી ઉઠયાંછે તેનો જવાબ તે શું દઉં!"

**હોસનઆરા**—એરનનેસા, તમે ક્યાંનાં રહેનારાં છો?

**એરનનેસા**—મુરાદાબાદ જીલ્લામાં શરીફપોર નામનું ગામ છે ત્યાં મારૂં ગરીબ ઘરછે.

**હોસનઆરા**—આ શેહેરમાં ક્યારથી છો?

**એરનનેસા**—દોઢેક વરસ થયું.

**હોસનઆરા**—તમારાં ઘરમાં શું કામ થાયછે!

**એરનનેસા**—ખાંડવું દળવું, રાંધવું, કાંતવું, સિવવું, ગુંથવું, ઘરની ઝાડુ, અને બચ્ચાંઓને નહવડાવવું ધોવડાવવું.

**હોસનઆરા**—મારા પૂછવાની મતલબ એ નથી. હું તો પૂછુંછું કે તમારે ઘરના માટીડાઓ શું શું કરેછે?

**એરનનેસા**—છોકરાઓ શિખેછે, જવાન પુરૂષો કમાઇ કરેછે, અને ઘરડાઓ ઘરમાંનાં છોકરા છોકરીઓને શિખવેછે, ને નિમાજ રોજામાં વખત ગુજારેછે.

**હોસનઆરા**—ઓહો! હું પૂછુંછું કે તમારે ઘર શું થાયછે?

**એરનનેસા**—વળી થાય શું? દિવસનાં દિવસ થાયછે ને રાતનાં રાત.

મોટે ઘરની છોડી હોસનઆરાનો ગામડેની આ છોડીના જવાબથી મિજાઝ જતો રહ્યો. તે એરનનેસાને કહેવા લાગી, "અરે પથ્થર પડે તમારી આવી મોટી સમજ ઉપર! એક પણ જવાબ પાધરો નથી."

બેરનનેસાને ક્યાં બોલતાં નહિ આવડે! તેણીએ તેવોજ તાણો માર્યો કે, "આગ લાગો બેગમ સાહેબ તમારી એવી ભુંડી તકરાર ઉપર, કોઇ સવાલ ઠેકાણાસરનો નથી."

**હોસનઆરા**—(ગોસ્સાથી) હટ, નગુરી, ગંવારી, કમબખ્તીની મારી, તારી કાંઇ કમબખ્તી આવીછે કે શું? મુર્ખી જબાન સંભાળીને નથી બોલતી? હમણા મારી મારીને કચ્ચડાજ કાઢી નાખીશ જો.

**બેરનનેસા**—ચલ ચલ શેહેરી, અક્કલની વેરી, અમીર બેગમ હશે તો તારે ઘેરની, બોદા ન કરે હું કાંઈ કોઇની લોંડી બાંડીછું કે? અહીંઆં એક કહેશે તો દસ સાંભળશે, ને એક મારશે તો દસ જમી જશે. જો વળી, પોતાને શેહેરની છોડી જાણી મને પણ દમ ભરાવા આવીછે તે?

હોસનઆરાએ આખી ઉમરમાં કોઇથી પાછો જવાબ સાંભળેલો નહિ તે બેરનનેસાનો જવાબ સાંભળતાંજ ઠસ થઇ ગઇ. મારવું ને કચ્ચડો કાઢવો એતો ખાલી ધમકીજ હતી, તેથી પાધરી ઉઠીને ઉસ્તાનીજી આગળ જઇ ફરિયાદ કીધી અને રડવા લાગી. તે એટલી તો રડી કે ડચકાં ખાતાં ખાતાં ઘાંટીબી ભરાઇ આવી. જ્યાંસુધી રડતી હતી ત્યાં સુધી ઉસ્તાનીજી ચૂપ બેસી રહ્યાં. જો કદાચ દિલાસાનો એક પણ બોલ તેમને મોહોડેથી નિકળ્યો હોત તો હોસનઆરા બંદી સાંઝ સુધી મુગી ન રહેત. આખરે ડચકાં ખાઈ ખાઇને પોતેજ ચૂપ થઈ ગઇ. એ દરમિયાનમાં મેહમુદા કેટલીએકવાર આવીને હોસનઆરાને દેખાવ દઇ ગઇ, પણ હોસનઆરાએ મોઢું ફેરવી ફેરવી નાખ્યું. આથી મેહમુદાને હોસનઆરા જોડે વાત કરવાની હિમત થઇ નહિ, નહિતો તે તેની દિલગીરી દૂર કરી નાખતે. હમણાં સાંઝ પડવા આવેલી હતી, તેથી ઉસ્તાનીજી બોલ્યાં, "છોડીઓ પેલી મસીહ-ઉલ-મુલ્કની વાર્તા કેટલુંએક થયું અધુરી પડી રહીછે તે આજે પૂરી કરી નાખો. આજે કોણની વારી છે?

**મેહમુદા**—બેરનનેસાની વારી છે.

**ઉસ્તાનીજી**—કેમ બાઈ હોસનઆરા, બેરનનેસા વાર્તા વાંચે તે તમે સાંભળશો?

હોસનઆરા આંખ્યો નિચી કરી મોઢું મલકાવી બોલી, "કાં, સાંભળવાને શું છે? એટલુંજ કે હું વચમાં બોલીશ નહિ."

**મેહમુદા**—કાં નહિ બોલે? જ્યારે વચ્ચે વચ્ચે વાતો ન થાય ત્યારે તો વાર્તા શું પણ તે તો ખાલી પાઠ થયો, અને તેમાં મઝા શું ધૂળ પડવાની? ખુશીથી બોલો, વાત કરો.

**હોસનઆરા**—વાહજી! તમે પણ મોટાં નામદારછો. તમને ફરીથી લડાઈ જોવાનો જીવ થતો હશે!

**મેહમુદા**—એવું કમબખ્ત કોણ હશે કે જેને બે જણાની લડાઈમાં મઝા મળતી હોય? જાનવરોને પણ લડાવવાં એ એક મોટો ગુનાહ લખેલોછે, ત્યારે આપણે તો આદમી છીયે.

**હોસનઆરા**—બાઈજી! મફર કાં કરોછો! તમેજ તો બેરનનેસાને ભેરવી આપ્યું!

**મેહમુદા**—મેં ભેરવી આપ્યું કે વાતચિતનો રસ્તો કરી આપ્યો? તમેજ પહેલાં ગામડિયાંઓની નિન્દા કરવા મંડી ગયાં, જરા ધીરજ ન પકડતાં લડી પડ્યાં.

**હોસનઆરા**—શું હું લડી?

**મેહમુદા**—તમે તો હંમેશ વાજબી બોલોછો. કહોની કે કડવા શબ્દો પહેલાં કોણે કાઢ્યા?

**હોસનઆરા**—જે જેવું હોય તેવુંજ તેને કહેવાએ. શું હું એકલીજ ગામડિયાંઓને ઉખડા, અપ્પટ ને સુકાર વગરનાં કહુંછું? આખું શેહેર કહેછે ત્યારે બેરનનેસા કોણ કોણનું મોઢું બંધ કરતી ફરશે?

**બેરનનેસા**—પોતે પોતાની વખાણ કીધાથી કોઇ ભલું નથી થઇ જતું, તેમજ કોઇનાં બુરાં કહેવાથી કોઇ બુરૂં પણ નથી થતું. શેહેરવાળાં ગામડિયાં-ઓને અપ્પટ, ઉખડા ને સુકાર વગરનાં કહેછે તો ગાંમડાંવાળાં શેહેરીઓને એદી, આળસુ, બિકણ અને ફુકરાજીખોર જાણેછે.

આ ઠેકાણે અસગરી બાનેમ વચ્ચે પડ્યાં. તેઓ બોલ્યાં કે, "તમે બંને જણીઓ જે તકરાર કરતાં હતાં તેનો અર્થ એ હતો કે શેહેરી અને ગામડિ-યાંઓની લડાઇનો ચૂકાદો કરવો, પણ બીજાંઓની લડાઇનો ચૂકાદો કરતાં તમેજ પોત પોતામાં લડી કાં પડ્યાં!"

**બેરનનેસા**—જનાબ, બેગમસાહેબે વાત નિકળતાંજ ગામડિયાંઓને ઉખડાં, અપ્પટ, સુકાર વગરના કહ્યાં, તેથી મને માઠું તો લાગ્યું, પણ હું ચૂપ થઈ રહી અને——

**ઉસ્તાનીજી**—હોસનઆરા બેગમે એ શબ્દો તમારે પોતાને માટે તો નથી કહ્યા. તેમની મતલબ તો એ હતી કે શેહેરવાળાં ગામડિયાંઓને એવી રીતનાં સમજેછે.

**બેરનનેસા**—તોપણ એવા ધિક્કારના શબ્દો બોલવા એ બેગમ સાહેબને શોભા લગાડનારા ન હતા, અને હું તો એ વાત ઉપર કાંઈ બોલી પણ નહિ.

**ઉસ્તાનીજી**—ત્યારે શું એ કરતાંએ વધુ કઠણ શબ્દો હોસનઆરા બેગમે ખાસ તમને કહ્યા હતા? એવાગુની એવી ટેવ હજી સુધી જણાઇ તો નથી.

**બેરનનેસા**—હવે તેનું લંબાણ કરી આપની હઝુરમાં કહેતાં મને શરમ આવેછે. • બેર, મારોજ વાંક હતો. એવણેજ કહ્યું કેની કે હું તો બેવકુફ,

ગંવાર છું ત્યારે અદબને સુકાર આવે કયાંથી? આ તો ખરૂં છે કે મેં પણ જવાબ તો કડણ આપ્યો પણ પાછળથી મારા દિલને ઘણો ખેદ થયો.

**ઉસ્તાનીજી**—અગર તમારો વાંક હતો તો તમે માફ કાં ન માગી?

**ખેરનનેસા**—હું સો વાર માફ માગવાને તૈયાર છું. હાથ જોડવા અને પગે પડવામાં પણ મને કાંઈ અડચણ નથી; પણ જરા બેગમ સાહેબને પણ સમજાવવું જોઇએ કે વાતે વાતમાં છોડીઓ સાથ ઉતરી ન પડે. એમના મરતબાને એ શોભતું નથી.

**હોસનઆરા**—તમે એમ ઇચ્છો કે હું સૌની બરાબરની થઈ રહું તો તેમ મારેથી થયું નથી ને થવાનું પણ નથી. તમે લોકોને પણ તો કાંઇ વિચારવું જોઇએ કે હું અમીરઝાદી છું, ને મને ખોદાએ મોટી કીધીછે.

**ઉસતાનીજી**—એ તમારૂં બોલવું ગેરવાજબી છે. નિશાળની છોડીઓ કાંઇ તમારી લોંડીઓ કે ચાકરડીઓ છે? અથવા તમે તમારી દોલત શું એમને વહેંચી આપોછો?

**હોસનઆરા**—ચાકરડીઓ તો નહિ પણ ગરીબ લોક તો છે.

**ઉસ્તાનીજી**—ગરીબ છે તો પોતાને ઘેરના. તેઓ તમારી દોલતની તો કાંઈ દરકાર કરતાં નથી.

**હોસનઆરા**—ત્યારે હું કયાં એમની દરકાર કરૂં છું?

**ઉસ્તાનીજી**—ચાલો, તમને તેમની દરકાર નહિ તો તેઓને તમારી નહિ.

**હોસનઆરા**—તેથી શું થયું? તોપણ તેમની ફરજ છે કે મારો અદબ કરવો.

**ઉસ્તાનીજી**—વગર જરૂર ને વગર મતલબે ફરજ કાં હોય? વળી નહિ કરે તો તેમાં એમને નુકસાન શું?

**હોસનઆરા**—ફરજ નહિ તો ઘટારત છે. અને નુકસાન તો એ કે પોતે દુખી થવું.

**ઉસ્તાનીજી**—ત્યારે તો એજ રીતે તમને પણ ફરજ છે.

**હોસનઆરા**—શું ફરજ છે?

**ઉસ્તાનીજી**—તમારે એમનો અદબ કરવો.

આ સાંભળી હોસનઆરા ખડખડ હસી પડી, અને તે સાથે સર્વે જણ હસ્યાં.

**ઉસ્તાનીજી**—સાંભળો, બેન હોસનઆરા, બરોબરિયાંમાં અદબ આદાબની કાંઈ વાત નથી. તમો સૌએ પોતપોતામાં સંપ અને માયા રાખવી જોઇએ, દરેક છોડીએ ખંતીથી રહેવું કે પોતાપોતામાં બિગાડનું કોઇ કારણ થાય નહિ.

**હોસનઆરા**—ત્યારે શું, ખોદા ન કરે—ખેરનનેસા સાથ મને કાંઈ બિગાડ છે? એ તો "બહેનો બહેનો આપસમેં લડે, લોકોને જાના વૈર પડે."

આમ કહીને હોસનઆરા જઇને ખેરનનેસાને ગળે વળગી.

# શેહેરી સરસ કે ગામડિયાં તે વિષે એક રસીલી વાત અને મોટાંઓની પ્રીસિયારીનું રમુજી ચિત્ર.

શેહેરી છોડીના એક ગામડિયન છોડી સાથના ઉપલા કજિયાનું સમાધાનતો થયું, પણ ઉસ્તાનીજીએ હોસનઆરાની ભૂલ ભાંજવાની આ તક હજી પણ હાથથી જવા દીધી નહિ.

**ઉસ્તાનીજી**—વારૂં તમો વચ્ચે પહેલી તકરાર કેઈ વાત ઉપર થઈ હતી?

**હોસનઆરા**—વાત તો એટલીજ હતી કે મેં ખેરનનેસાને પૂછ્યું કે, "તમારે ઘર શું થાયછે?" પણ એ બિબી સાહેબ તો લાગલાં બઇરાંઓનાં કામ ગણાવવા લાગ્યાં. મેં વળી ફેરવી પૂછી જોયું તો માટીડાઓનો કિસ્સો કાઢી બેઠાં. ત્રીજી વખત પૂછ્યું કે, "તેઓ કરેછે શું" ત્યારે તો—જરા તમે પણ જુઓ તો—શું જવાબ દીધો, "દિવસના દિવસ થાયછે ને રાતના રાત."

ઉસ્તાનીજી સાંભળીને જરા હસ્યાં ને બોલ્યાં, "સાંભળો, બાઈ, એ તો બાસ્સો ચઢ ઉતર જવાબ દીધો. તમારે એમ પૂછવું હતું કે "ગુજરાણ કેવી રીતે ચલાવેછે?" અથવા "તમારા બાપ ભાઈ શું ધંધો કરેછે?"

**ખેરનનેસા**—એમની મતલબ તો હું સમજી ગઈ હતી, પણ એવણ પોતાના બોલવા ઉપર ઘણાં મગરૂર છે, તે તોડવાને માટે હું પણ બોલને વળગી રહી હતી.

અહીંઆં હોસનઆરા નરમ પડી ગઈ અને પોતેજ વાત કાઢી બેઠી.

**હોસનઆરા**—ખેર, હવે ફરમાવો કે તમારૂં ગુજરાણ શાથી ચાલેછે?

**ખેરનનેસા**—જમીનદારી અને ખેતીથી. બળવા પછીથી હમારાં કુટુંબના ચાર માણસો ચાકરીએ પણ રહેલાંછે.

**હોસનઆરા**—વારૂં ખરૂં બોલજો, તમને શેહેરમાં રેહેવું ગમેછે કે ગામડાંમાં?

**ખેરનનેસા**—ખરૂં તો એ છે કે શેહેરમાં મારો જીવ ઠીક લાગતો નથી. જો આ નિશાળનો ટેકો ન હતે તો મારેથી શેહેરમાં એક દહાડો પણ રેહેવાતે નહિ.

**હોસનઆરા**—તમને શેહેરમાં દુખ શું છે? શું રમવા અને વાત કરવા સારૂં મોહોલામાં છોડીઓ નથી?

**ખેરનનેસા**—છોડીઓ તો એટલી છે કે જેટલી શાહતારાની ગલીમાં છે તેટલી કદાચ આખાં શેહેરમાં પણ ન હશે. સવારથી સાંઝ સુધી એક હાર લાગી રહેછે. આએ આવી ને પેલી ગઈ.

**હોસનઆરા**—ત્યારે તો ગભરાવાનું કાંઈ કારણ નથી.

**ખેરનનેસા**—એ છોડીઓ સાથ મારૂં દિલ મળતું નથી. શેહેરના લોકોમાં માત્ર દેખાડવાની ને મોઢાં ઉપરની મોહબત ઘણી છે, પણ કામ પડે ત્યારે પોપટની

પેઠે ડોળા ફેરવતાં વાર લાગતી નથી, જાણે કોઈવારની જાણ પિછાણજ ન હોયની. બાદશાહ બેગમને તો તમે સારી પેઠે પિછાણતાં હશો. હમારા ઘર સાથ એમનું ઘર લાગેલું છે, તેમની નાની દિકરી વજીર બેગમે મારી સાથે એટલી તો મોહોબત અને મીત્રાઇ વધારી હતી કે રાત દહાડામાં એક પળ પણ દૂર ન થતાં. ખાનમના બજારમાં દારૂગા મુસાહેબ સુલતાનને ઘર લગ્ન હતાં, તેનું તેડું હમો લોકોને પણ આવ્યું, ને બાદશાહ બેગમ તો દારૂગાજીની સગી ફુઈની દિકરી થાય તેથી તેમનું તો આખું ઘર અઠવાડિયું અગાઉથી પરોણો થયલું હતું. જ્યારે વજીર બેગમ જવા લાગ્યાં ત્યારે મને જબરીથી સાથે લઈ જવા માગ્યું અને પાલખીમાં બેસતાં બેસતાં પણ મારો હાથ પકડી ખેંચ્યો, કે, "મારી સાથે ચાલો," પણ ઘણી મુશ્કેલીથી મેં તેમને સમજાવ્યાં કે, "હમને દારૂગાજી સાથ દૂરનો સંબંધ છે, માટે વગર બોલાવવે આગમચથી જવું લાયક નથી." જ્યારે લગ્નને ત્રણ દહાડા રહ્યા ત્યારે હું પણ ગઈ. ત્યાં વજીર બેગમ પોતાની સહીઓને લઇને બેઠેલાં હતાં, તેઓએ મને આવતાં જોઇ, પણ જગ્યા ઉપરથી જરા હિલ્યાં પણ નહિ. હું સમજી કે રમતમાં ધ્યાન છે તેથી મારો ખ્યાલ ન હશે. ઉતરતાંજ હું ઘરવાળાંની આગળ નજીક ન ગઇ, ને પાધરી વજીર બેગમ આગળ જઈ કેટલોએક વખત ઉભી. તે ખોદાની બંદીએ આંખ ઉંચકીને મારી તરફ જોયું પણ નહિ. હું તો ચાંઇ પડી ગઇ અને વીલહે મોંઢે સામા ઓરડામાં જ્યાં હમારી સાથવાળાં બેઠાં હતાં ત્યાં જઇને ઉભી. મારી નાની બેને મને તાણો પણ માર્યો કે, "ઉતરતાંજ તીરની પેઠે ગયાં તો ખરાં, પણ તેઓએ તો મોઢું ઉંધાડીને જરા વાત પણ નહિ પૂછી!" આ સાંભળ-વાથી મને એટલી તો શરમ ઉપજી કે પસીનેગાર થઈ ગઇ, ને પોતાનાં મનમાં કહેવા લાગી કે, "આ વજીર બેગમ તો તેજ છે. આજે એમને શું થઇ ગયું?" થોડો વખત પછી મને તરસ લાગી; દિવાનખાનામાં એક નવો કુજો મૂકેલો હતો. મેં જાણ્યું કે ઘરવાળાંઓએ પરોણાઓને માટે મુકાવ્યો હશે, તેથી મેં ઉઠીને તેમાંથી પાણી પીધું, તે જોઇ વજીર બેગમ લાલ પિળાં થઇને કહેવા લાગ્યાં કે, "કેમ તેં વગર પૂછ્યે હમારા પીવાના કુજામાંથી પાણી પીધું?" પછી તે કુજો લઇ ભોંય ઉપર પટકી નાખ્યો. સર્વે મેહમાનો જોવા લાગ્યાં, ને ભર મિજલસમાં મને ફજેત કીધી.

**ઉસ્તાનીજી**—વજીર બેગમને વગર કારણે મિજાજી થઇ બેસવાનું કારણ તમે કાંઇ જાણ્યું?

**ખેરનનેસા**—મેં ઘણું વિચાર્યું પણ સમજમાં કાંઈ આવ્યું નહિ. કાંઇ વાત થઇ હોય તો સમજમાં આવે.

**મેહમુદા**—એનું કારણ હું સમજાવું છું. હું પણ વજીર બેગમના સ્વભાવથી ખુબ વાકેફ છું. તેમને મોહોલામાં પોતાની મરજીની છોડીઓ રમવા

અને વાત કરવા સારૂં મળી શકતી નથી, તેથી તમારી સાથે સહિયારૂં માડ્યું, પણ ત્યાં લગ્નમાં તેમને પોતાના સરખી અમીરઝાદીઓ મળી ગઈ ત્યારે તમો ગરીબ ગામડિયન સાથે મળવું એબભરેલું સમજ્યાં.

**બેરનનેસા**—તેમને તો ફક્ત મારી સાથે લગ્નમાં મળવું એબભરેલું લાગ્યું, પણ—ખોદા કરશે તો—હું તો આખી ઉમર સુધી તેમની સાથે મળવું એબભરેલું સમજીશ.

**ઉસ્તાનીજી**—કોઈ અજબ રીતનો મામલો છે. ઘણું કરી અમીર લોકો મગરૂર હોયછે, ને સૌને તુચ્છ ગણેછે! પૈસો પણ ઘણી નઠારી ચીજ છે. તે આદમીને શેતાન બનાવી નાખેછે.

બેત.

નશેહ દવલતકા બદ અતવાર કો જેસ્આંન ચઢા,
સેરપે શયતાન કે એક ઔરભી શયેતાન ચઢા.

**યાને**—બદ સલૂકનાઓને જ્યારે દોલતની ઘેણ ચઢેલી જુએ, ત્યારે જાણ કે શેતાનનાં માથાં ઉપર એક બીજો શેતાન ચઢ્યો.

**હોસનઆરા**—વારૂં બેર, અગર વજીર બેગમ તમારી સાથે માઠી રીતે ચાલ્યાં તો તેઓએ ઘણી નાલાયકીની વાત કીધી. મળવા ભેટવામાં અમીરી ગરીબી સાથે શું સંબંધ? પણ ત્યાંની લગ્નની મિજલસ, પરોણાગતનો સામાન, પરોણાઓનો ભપકો, ઠાઠમાઠ, પતપાનેતરનો સણગાર અને રીતભાતની ખુબી, એ વાતો તો તમે બચિત પસંદ કીધીજ હશે?

**બેરનનેસા**—આ તો ખરૂંછે કે શેહેરીઓની શાદીમાં સામેલ થવાનો મને કોઈવાર જોગ બન્યો ન હતો, અને એજ શોકને લીધે હું ત્યાં ગઈ પણ હતી. પણ શેવટે દિલ કોઈ પણ રીતે ખુશ તો ન થયું. ખોદા જૂઠું ન બોલાવે, હજારો ઓરતો ભેગી થયલી હતી; પણ બારિકીથી જોયું તો સઘળાંઓ એકજ રંગમાં હતાં. જેને જોયાં તે શેખી અને શોભણ શાભણના પુતળાં થઈને બેઠેલાં હતાં. જેટલાં મેહમાનો ઘરમાં ભરાયલાં હતાં તે સઘળાં કાંઈ અમીર તો ન હતાં. જેમની પોતાની શકિત નહિ હતી તેઓ પણ ભાડેનાં કપડાં, માગે ટાંગેનું ઝવેર અને ઉભાં કીધેલાં નોકરોને સાથે લાવી ઈતરાતાં હતાં. એક બિબી રેશમી મોજાં દેખાડવાની મતલબથી ઘુંટી સુધી પાયજા ઉંચકીને ચાલતી; બીજી ગરમીને બાહાને ગળું ઉંઘાડી ઉંઘાડીને પોતાનું ઘરેણું દેખાડતી; ત્રીજી બેધડક માથું ઉંઘાડું મુકીને બેઠી હતી કે ચોટલાની ગુઠણ ને ઝુલફાના કાપ ઉપર લોકોની નજર પડે. એક બાઇએ ઝાંઝરનો આવાજ સંભળાવવાની મતલબથી—ખોદા જાઠું ન બોલાવે—ઘડીભર માં કોઈ પચાસ બેઠકો બદલી હશે. એ અહેવાલ તો તે બાઈઓનો હતો કે જેમની પાસ કોઈ ચીજ પોતાની અથવા

માગે ટાંગેલી હતી, ને જાણી જોઇને તે દેખાડતી હતી. પણ કેટલીએક તો ખાલી-પીલી ઈતરાતી હતી. એક જણી બુટ્ટી ભરેલી ઝીણી મલમલનો ડુપટ્ટો ઓઢી બેઠી હતી, તે આપોઆપ કોઈના પૂછ્યા કે પરછ્યા વિના કહેતી કે, "જુઓ, બેન, બનારસની કાળી ભરતના ડુપટ્ટાનો પણ રંગ ઓગળતો દેખું, લ્યો, મેં જરાએક ખાંધ ઉપર નાખ્યો હતો, તો તમામ કપડાંઓમાં ધાબાં પડી ગયાં. તેથી મેં જલદીથી ઉતારી તે ફેંકી દીધો." એક બાઈ ઘરેણામાં ગંઠાઈ બેઠેલી હતી અને એક બિચારી ગરીબ બાઈ તેમની સાથે વાત કર્યા કરતી હતી. તે બાઈ કે જેને હું બિચારી ગરીબ સમજતી હતી તે બોલતી કે, "જુઓ, મારા કાનનાં ચાપકાં ખોદાએ એવાં બનાવ્યાંછે કે ઘરેણાંનો ભાર તદન ઝીલી શકતાં નથી. જડાવબાલી, બુટ્ટા, મગરમોરકીઓ મેં જરા ઓરવ્યાં કે ચાપકાં દુખવા લાગ્યાં જાણે એમ થાય કે હમણાં કતરાઈ પડશે, તેથી નાચારીએ સાદી બાલીઓ પેહેરી, તેથી પણ અકસાટ થઈ આવ્યો. મેં કહ્યું કે 'ભટ પડે વો સોના, જેસસે તૂટે કાન,' પછી તે પણ ઉતારી મૂકી."

ટૂંકામાં કહું છું કે જેમને જોયાં તે ઇતરાટ ને શેખીના મરજમાં ઘેરાયલાં હતાં. બિબીઓ પોતપોતામાં જે વાતો ચલાવતી હતી તેમાં કોઈની ગીબત, કોઈની નિન્દા સિવાય બીજી વાત ન હતી. જેટલી સ્ત્રીઓ હતી તે સઘળી કપડાંનાં રંગ, ફાશીન, અને ભપકામાંજ ગુંતેલી હતી. લગ્નની ખબર સાંભળીને બિચારાં ગરીબ ગુરબાં માગવાને ચાલ્યાં આવ્યાં હતાં. ત્યાં એટલો તો ખાધા પીધાનો સામાન હતો કે ઢગોનો ઢગ મારેલો હતો, તોપણ એક દાણો વટીક ખોદાનાં નામથી કોઈ ગરીબને મળ્યો નહિ. ખાંડીબંધ ખાનું બિગડ્યું, ચોરાયું, પડ્યું પડ્યું કોહ્યું, પણ જરા પણ કોઈ બિચારાં ગરીબને મળ્યું નહિ. આપવાને બદલે ગરીબોને ધક્કા ને ગાળ આપવામાં આવતી હતી. એક બિચારી ઘરડી ડોસી ભીખ માગવા કોણ જાણે કેવી રીતે અંદર ચાલી આવી. તેનું નિચેનું ધડ રહી ગયલું હતું—અરે ખોદા—બિચારી કેવી મુસિબતથી ઘસડાતી ફસડાતી આવી હશે. કલાકો સુધી આંગણામાં ઉભી રહી ટવાળ્યા કરતી હતી. કોઈએ પૂછ્યું પણ નહિ, સૌ પોત પોતાના ખાધામાં લાગી રહ્યાં, પણ બલ્કે મારો જીવ કે ડોસીનો સાદ કાને પડતો કે બૂક ગળે ઉતરતો નહિ. પહેલાં તો હું ધારતી કે હજી પણ ઘરવાળાં કોઈ આ ડોસીની ખબર લેશે, પણ જ્યારે ઘણો વખત થઈ ગયો, ને કોઈએ દાદ ન લીધી ત્યારે એક રોટીમાં મુઠ્ઠીભર ચાવલ મુકી મારા નાના ભાઈ અહેમદને આપી કે, "જાઓ પેલી ડોસી આંગણાંમાં ઉભીછે તેને આપી આવો." જેવો અહેમદ રોટી લઇને ઉઠ્યો તેવીજ જે બાઇઓ હમને ખાનું ખવાડતી હતી તેમની નજર તેના ઉપર પડી. ખોદા જાણે તે કોણ બિબીઓ હતી, પણ ઘરવાળાંની કોઈ સગીઓ હશે. તેમને દોડી જઇને અહેમદના હાથને ઝપાટો મારી રોટી છિનવી લીધી ને બોલ્યાં,—"લેકો, જરા

ખોદાનો પણ ડર છે? સુફ્રા ઉપર દેખતાં દેખત આ ગજબ!" હું બોલી," ખોદાનોજ ડર કરીને મેં આ રોટી તે ફકીરડીને આપવા મોકલી હતી." ત્યારે તે બિબી શું બોલ્યાં, "મીઠાઈવાળાની દુકાનને દાદાનો ફાતીઓ. ઘીતાલ બિબી, એવોજ ખોદાનો ડર છે તો ઘર જઈને સદાવરત કરવું." મને જે આવા કડણ શબ્દો કહ્યા તેથી મને તો કાંઈ માઠું લાગ્યું નહિ પણ મારે લીધે પેલી ગરીબ બુઢિયાની જે કમબખ્તી આવી તેનો મને હમણાં સુધી ખખરો લાગ્યા કરેછે. પેલી બિબીએ જ્યારે તે બિચારી ફકીરડીને જોઈ ત્યારે લોંડીઓ ઉપર એટલી તો ગોસ્સે થઈ કે ખોદાની પનાહ. તે ચિરડાઈ જઈને બોલી, "કાઢો કાઢો એ રાંડ બુઢિયાને, કોણે એને અહીંઆં આવવા દીધી?" લોંડીઓએ તરતજ તે બિચારી બુઢિયાને ઘસડી પકડીને દરવાજા બાહેર લઈ જઈ નાખી. મારા જીવમાં તો એમ થતું હતું કે તે બિબીને પાણી ઉતાર કરી નાખું, પણ નાચાર. સુફ્રા ઉપરથી તો હું તે વખતે ઉઠી ઉભી થઈ. શરબત પાનારીને આપવા માટે એક અધ્યાની મારી પાસે હતી તે મેં અહેમદને હાથે તેણીને આપવા મોકલી, અને તેને મારા ઘરનું ઠેકાણું બતાવ્યું. પછી તરત ડોલી મંગાવીને હું તો મારે ઘેર ચાલી આવી.

**ઉસ્તાનીજી**—શું આટલાં બધાં મેહમાનોમાં કોઈ પણ એવી ન હતી કે તેને પેલી ડોસીની હાલત ઉપર દયા આવી હોય?

**એરનનેસા**—જનાબ, દયા તો શું? જ્યારે લોંડીઓ તેને ઘસડવા લાગી ત્યારે મંચળીઓ ઠઠા કરી કરીને હસવા લાગી હતી. વળી બાધા પછી છોકરીઓએ તે ડોસાંની નકલનો એલ કીધો!

## શેહેરીઓની પત્રાજી તથા ઈતરાટ વિષે એક ગામડિયને આપેલું ચિત્ર.

એરનનેસાએ એવી તો ચાલાકીથી પૈસાવાળાંઓની ગરૂરીની ઢીંગ કાઢી આપી કે હોસનઆરાને વળી લાગી ગયું. મોટા લોકોની આ ફજેતી વિષે શરમની મારી તેણીએ ફરીથી એકવાર હિમાયતે ડોકિયું કહાડયું ને બોલી કે, "ફકીરડીઓ ઘણું કરી મક્કાર પણ હોયછે. લોકોને ઠગવાની મતલબથી આંધળી બનેછે, ને લંગડી લુલી થઈ જાયછે."

પણ ઉસ્તાનીજીએ તરત હોસનઆરાને ઠેકાણે બેસાડી કે, "અગર એવોજ શક રાખી મુકીએ તો જે ખરું દુખી છે તે પણ નાઉમેદ રહી જાય, અને ધર્મનો સિલસિલો કપાઈ જાય. વળી ભીખ માગવું એ તો મોટી શરમની વાત છે. કોઈ આદમી વિના કારણે માગતું નથી; અને જે કોઈ મક્કર કરીને માગેછે તેને પણ હાજતે નાચાર કરી નાખેલું છે."

**હોસનઆરા**—નહિજી, ઘણી વખત વગર હાજતનાં પણ માગતાં ફરેછે. જેનામાં શરમ નહિ હોય તેને કમાવાને માટે ભીખ કરતાં વધારે સેહેલી કોઈ તદબિર નથી. કેટલાએક દિવસ ઉપર હમારા મોહોલામાં એક ફકીરડી મરી ગઈ હતી, તેની કોઠડીમાંથી કેટલીએક અશરફીઓ ને કેટલાએક રૂપિયા નિકળ્યા હતા, ત્યારે તેને ભીખ માગવાની શી ગરજ હતી? ખરેખર તો લોભ હતો.

**ઉસ્તાનીજી**—વારૂં કોઈ આદમી લોભ વગરનું હોયછે?

**હોસનઆરા**—લોભ તો સૌને છે, પણ લોભીઓને મદદ કરવી કાંઈ જરૂર નથી.

**ઉસ્તાનીજી**—એવું ન હોજો કે ગબી ખોદા જે સૌને આપેછે તે આ તમારો કાયદો અમલમાં લાવે! અલબતાં હાજતમંદને માગવાનો હક છે. વાજબી તો એ છે કે જેને ખરી હાજત હોય તેને આપવું, પણ આપવાની નિષ્ટા ન હોય ત્યારે ખામખા દરેક ઉપર વગર કારણે શક પણ લાવવો નહિ. વગર ચોકસીએ આપવાથી એટલુંજ કે કોઇ કોઈ વગર હકે લઇ જાય પણ એમાં સેંકડો હકદાર પણ તો આવવાના. ઘણું કરી એવી રીતનાં બાહનાં તેઓજ કહાડયા કરેછે કે જેમને ખોદાનાં નામપર આપવાનું દિલ હોતું નથી.

**હોસનઆરા**—કેમ બેન ખેરનનેસા, જે એબ તમે શેહેરવાળાંઓમાં બતાવોછો, તેવી શું ગામડાંમાં હોતી નથી? શું ગામડાંમાં સૌ ખોદાના વાલીજ વસેછે?

**ખેરનનેસા**—નહિ, ભલાં ભુંડાં સર્વે જગ્યાએ હોયછે; ગામડાં કે શેહેર ઉપર શું મદાર છે? પણ એટલું તો કહી શકુંછું કે ગામડાંવાળાંમાં એટલી શેખી, એટલી પત્રાજી અને એટલી જાહેર દેખામણી નથી.

**હોસનઆરા**—વારૂં શેહેરવાળાંના મિજાઝ ખરાબ કબૂલ કીધા, પણ તેઓની ચાલચલણ ને રીતભાત પણ શું ભુંડી છે?

**ખેરનનેસા**—કદાચ તમારી નજરમાં શેહેરવાળાંની ચાલચલણ પસંદ હશે, પણ તેઓમાં અદબ ને મલાજો તો બિલકુલ નથી. એકવાર મારા નાના ભાઈ અહેમદે શેહેરના છોકરાઓને જોઇને માથે બાલ રાખ્યા હતા. હવે તે ઉપર બલાની સંભાળ થવા લાગી. દર બીજે દિને આમળા ચોળીને માથું ધોવું પડતું; દિવસમાં દસ દસવાર કાંસકી કરવી ને સવાર સાંઝ તેલ નાખવું પડતું. જ્યાં સુધી બાલ નાના હતા ત્યાં સુધી શલગમના પાણીથી માથું ધોવું પડતું અને કોઇવાર ચણાનો આટો લગાડવો પડતો. માજી કહેતાં હતાં કે, "જે દહાડે બાપ આવશે તે દહાડે ઉભા ઉભા માથું બોડાવી નાખશે. જેટલો હાઉ, સણગાર તારેથી બની શકે તેટલો કરી લે, શેવટે તો એ. બાલ હજામને ત્યાં જવાનાજ છે." ખોદાનું કરવું કે આગરે જતાંજ બાવાજી પણ આવી ચઢ્યા. મિયાં અહેમદે બાલો છૂપાવવા સારૂં માથા ઉપર ફેંટો બાંધી

શબ્દો હતો, પણ વાંકો સેંટો માથે સવાર થયલો તે છૂપાએ ક્યાંથી? બાવાની નજર તે ઉપર પડી ગઇ, ને ઘણાજ ગોસ્સે થઇ બોલ્યા કે, "નાપાક, શેહેર-વાળાની પેઠે તું પણ છકેલ થવાનો." હજામ કોણનો ને નાઈ કોણનો? લાગલી કલમદાનમાંથી કાતર કાઢીને પોતાને હાથે બાલો કાપી ઢગલો વાળ્યો. હમણાં તેજ મિયાં અહેમદ બોડકું માથું લઈ ફરેછે. તે પછી બાવાએ માને કહ્યું કે, "શિખવવાની લાલચથી તમે છોકરાંઓને અહીંઆં લાવ્યાંછો તો ખરાં પણ એવું ન થાય કે તેમને શેહેરી ગુંડા બનાવીને લઈ જાઓ, ખબરદાર ખેરન (ખેરનનેસા) ને શેહેરની છોડીઓમાં બેસવા દેશો ના. શેહેરના મરદોની ચાલ ચલણ તો સમજ્યા, પણ ઓરતોની ચાલચલણ તો—તોબા ખોદા—બિલકુલ ધર્મ રીતિથી ઉલટી અને સભ્યતાથી પણ ઉલટી છે."

**ઉસ્તાનીજી**—તમારા બાવાજીએ ઘણું વાજબી કહ્યું. જુઓ, બાઈ ખેરનનેસા, મને શેહેરવાળીઓ ચિઢવેછે પણ હું તેમની ચાલચલણની નકલ કરતી નથી.

**ખેરનનેસા**—જનાબ, તમે પોતાને નાહેક શેહેરવાળીઓમાં ગણોછો. નથી શેહેરવાળાં સરખો તમારો મિજાજ, કે નથી તેમના જેવી તમારી ટેવ. તમો તો ગામડિયાંઓ કરતાં પણ વધારે મલાહજાના કપડાં પેહેરોછો. તમને જોઇને તો મારાં મા મોટી બાહેનું કુરતું પેહેરવા લાગ્યાંછે.

હોસનઆરા પાસે વધારે વાત છેડી તેની પતીજ કરવા સારૂં ઉસ્તાનીજી હવે જાણે પોતાની આ માતબર નિશાળિયનની તરફ થઈ ગયાં હોય તેમ તેણીને કહેવાં લાગ્યાં, "બાઈ હોસનઆરા, આ તો ઠીક નહિ કે ગામડિયન ખેરનનેસા શેહેરવાળીઓની એબ ઉપર એબ કાઢી જાય."

**હોસનઆરા**—શું કરૂં? હું ગામડિયાંઓના હાલથી પૂરતી વાકેફ નથી, નહિ તો હમણાં એની સિત્તેર પેઢી સુધી ઉખાડી આપતે. પણ તમે જરા આ શેહરની છોડીઓને તો જુઓ! એઓ ધરથઇ વરથઇ ગઈછે તે! જરા કોઈ હુંફ પણ કાઢેછે! કેવી ધુંધસ થઇ સાંભળ્યાં કરેછે!

**મેહમુદા**—વારૂં, બેન ખેરનનેસા—

**શેહેરબાનું**—(મેહમુદાને અટકાવીને) જરા ખેરનનેસાને મારી એક વાતનો જવાબ પહેલાં આપવા દો. કેમ બેન ખેરનનેસા, શેહરવાળાંની બોલી ઠીક હોયછે કે ગામડાંવાળાંની?

**ખેરનનેસા**—તમે શેહરવાળી સઘળી એક તરફ થઇ જશો તો હું એકલીને હરાવવી શું મોટી વાત છે? પણ કોઇ મને એટલું તો સમજાવશો કે સારી માઠી બોલી એટલે શું?

**મેહમુદા**—બોલીની ખુબી એ છે કે જેમાં કઠણાઈ ન હોય. બોલનારનાં મોહોડાંમાંથી શબ્દ સેહલાઇથી નિકળે, ને સાંભળનારને ભારી લાગે નહિ.

**બેરનનેસા**—ગાંમડાંવાળાંને પોતાની બોલી જરા પણ કઠણ જણાતી નથી.

**મેહમુદા**—ક્યાંથી જણાય? શેહરની બોલીની નરમાસથી તેઓ વાકેફ નથી. તમેજ કહોની કે બંધો બોલીઓમાં તમને ક્યાંની બોલી સારી લાગેછે?

**બેરનનેસા**—સારી નઠારી તો હું કાંઇ જાણતી નથી, પણ શેહરવાળાં જે પોતાની નરમ અને નાજુક બોલીથી કામ લેછે તેજ કામ ગામવાળાં પોતાની કોહાર બોલીથી કાઠી લીએછે. તેમની કોઈ મતલબ અટકી રહેતી નથી.

**હોસનઆરા**—બસ એજ ગંવારપણું છે કે સારાં નઠારાંમાં ફરક જાણતાં નથી. મને તો ગામડાંની બોલી એવી કકોડી જણાયછે કે જાણે કોઇએ ઘુમાવીને પથર માર્યો હોય! સિધા બોલોના પણ હાકડાં પાંસડાં ભાંજીને ભૂકો કરી મૂકેછે.

**શેહરબાનુ**—એમાં તો કશો શક નથી કે ગામડિયાંઓ શબ્દોનું ખુન કરી મૂકેછે. કોઈ પણ શબ્દ બેવડા અક્ષર વિના બોલતાં નથી. નમકને નીમ્મખ, ગાડીને ગાલ્લી, કાગજને કાગ્ગડ, આગળને અગ્ગાડી, પાછળને પચ્છાડી! બેરનનેસાની બોલી શેહરમાં રહેવાથી ઘણી સુધરી ગઇછે, તો પણ ઝબાનની લહણ ગઈ નથી. શબ્દોને કોઈ અજાયબ જેવી રીતે મચલી મરડીને બોલેછે. કેમ બેન મેહમુદા, યાદ છે જ્યારે બેરનનેસા પહેલ વહેલાં આવ્યાં હતાં ત્યારે કેવી રીતે બોલતાં હતાં તે?

**મેહમુદા**—બેરનનેસા એવાં નગુણાં નથી. શેહરવાળાંના આ સલુક તો એવણ બચિત યાદ રાખશે, કે તેમની દોલતથી એમની ભાષા સુધરી ગઇછે.

**બેરનનેસા**—ભાષા સુધરવા ઉપરજ શું, પણ મારાં રૂવેરૂવાં તો શેહરવાળાંનાં ઉપકારી છે. થોડું ઘણું લખવું, વાંચવું, સિવવું, ગુઠવું, અને રાંધવું જે કાંઇ મને આવડેછે તે સર્વે શેહરનીજ દોલતથી છે, પણ હું તો કહુંછું કે શેહરવાળાંઓએ મારી બોલી ખરાબ કરી નાખી.

**હોસનઆરા**—લ્યો સાંભળો! કહેવત છે કે "ગધાને નમક આપ્યું તો તેણે કહ્યું મારી આંખો દુખેછે."

**બેરનનેસા**—એવણ તો મોટાં શેહરવાળાં છે, એવણને તો પોતાની બોલ ચાલ ઉપર મોટું ઉકમાન છે. એવણનું તો જાણ્યા કે સમજ્યા વગર બસ બોલી દેવા સાથેજ કામ છે.

**હોસનઆરા**—બોલી તો વાત છે. નથી ભરમમાં કે નથી ભેદમાં, ત્યારે સમજવાને શું છે. તમે એમજ કહ્યું કેની કે શેહરવાળાંએ મારી બોલીને બિગાડી નાખી?

**બેરનનેસા**—હા હા, બિગાડી નાખી. ખોદા કરશે ને જ્યારે હું પાછી પોતાને ઘર જઇશ ત્યારે ત્યાંનાં લોકો મારા બોલવા ઉપર હસવાનાં, અને મારા ચાળા પાડવાનાં.

**ઉસ્તાનીજી**—એરનનેસા ખરૂં કહેછે. એ ખરાબ જેવું તો છે. શેહરની બોલી બોલો તો ગામડાંવાળાં હસશે, ને ગામડાંની બોલી બોલો તો શેહરવાળાં ઠઠા કરવાનાં.

**હોસનઆરા**—દસ નકટામાં એક નાકવાળું હોય તો શું તે પણ નકટાંના ધાકથી પોતાનું નાક કપાવી નાખે! એરનનેસા તમે બેધડક એજ બોલી બોલજો.

**એરનનેસા**—નહિ બાઈ, મારે તો જેવો દેશ તેવો વેશ. શેહેરમાં આવી તો "શું શાં" અને ઘરે ગઈ તો પાછી "હું હાં."

**હોસનઆરા**—તમે ગામડાંમાં જશો તો ખરાં, પણ ત્યાં તમારો જીવ લાગવાનો નથી. ઇનિશાલ્લા, બીજેજ મહિને પાછાં પગલાં ભરશો.

**એરનનેસા**—ખોદા હમો ગામડાંવાળીઓના દોસ્તા એવા ત્વાઇ ન કરે કે ઘરોમાં જીવ ન લાગે.

## શેહરના સુખો વિષે પૈસાવાળી છોડીના ખ્યાલો.

એરનનેસા ઉપલોજ જવાબ આપીને બેઠી નહિ. પણ વળી બોલી કે "આ નિશાળ સિવાય અહીંઆં શેહરમાં બીજી એવી કઇ ચીજ છે કે તેને હું ગામ જઇને યાદ કર્યા કરીશ?"

**હોસનઆરા**—હજારો લાખો ચીજો યાદ કરવાજોગ છે, એકજ વાત હોય તો કહું. સવારનાં પોહોરમાં બિછાણાંપરથી ઉઠીએ નહિ એટલે તો, ચણા વટાણાવાળાના આવાજો આવતા સંભળાય અને—

**એરનનેસા**—અરે ધિક્કાર! ચણા પણ કાંઈ આદમીનું ખાનું છે, કે જનાવરોના દાણા! બસ શેહરવાળાઓની નાજુકાઇ જોઈ લીધી.

**હોસનઆરા**—જે વિષે તમે બોલોછો તે તો ગામડાનાં ચણા છે. શેહરના ચણા તો—સોબહાન અલ્લા—કેવા ગરમા ગરમ, ફોટલા, સહરા સહરા. ભસરા, ને નરમ એવા કે વગર અડચણે બોખાંઓ પણ ખાયછે.

**શેહરબાનું**—વળી મઝા તો એ કે કોડી, લોઢાંના ખીલા, ફાટેલાં ટાટપટિયાં અને ગોદરાને બદલે ચણા લઈ શકાએ.

**હોસનઆરા**—અને ચણાવાળો હજી તો ગલીમાંથી બાહેર નહિ નિકળ્યો કે ખુમચાવાળો આવી ઉભો. તાજો હલવો, પુરી, તાજી જલેબી, તાજી મીઠાઈ, સર્વે નિયામત મોજુદ! એક ગયો કે બીજો આવ્યો, એમ રાત પડવા સુધી એજ હાર લાગેલી રહેછે. વાસણ, કપડાં, ગોટા, કિનારી, બરફ, મેવા, ફૂલ, તરકારી, જે ચીજો જોઇએ તે ઘર બેઠાં લઈ લ્યો. એ કેટલાં મોટાં સુખની વાત છે? કવાબ એકથી એક સ્વાદદાર, મીઠાઇઓ એકથી એક તાજી ને લેઝતદાર. છ કોડીનો સોદો લ્યો તો તે પણ ડાળામાં આપશે, નહિ કે સોદો લેવા જાઓ તો બાબનું ખાલું ઘરમાંથી લઈ નિકળવું પડે. સોદો વેચનારના

આવાજો સાંભળનારાંનાં દિલને લોભાવી નાખેછે. ખરૂં તો એ છે કે દુનિયાંનું બેહેસ્ત શેહેર છે, ખોદા રાખે તો શેહરમાં, નહિ તો ગામડાંમાં જીવવા કરતાં મને તો મરવું ભલું.

**ખેરનનેસા**—અરે ખોદા! ચાવડાં મોઢાંનાં ને હાવરાં પેટનાં, એ તો ખાવા ખાધા ઉપરજ મરેછે! હમો ગામડિયાંમાં ભલાં માણસોની વહુ દિકરીઓ બજારની ચીજ જમ્યાં ઉપર પણ ન મૂકીએ. હમો લોકોમાં એ મોટી એબ ગણાયછે.

## ગરીબોની મગરૂરી—જાતી ભેદ.

**હોસનઆરા**—ઓહો! તમે તો જબરાં ભલાં માણસ! જ્યારે તમે શરીફપોરનાં રેહેનારાં છો ત્યારે તો મોટાં અશરાફ કાં ન હોવો! હમે શેહેરવાળાંતો કમીના રજલાં!

**ખેરનનેસા**—કાં? શું બહારવાળાંની અશરાફીમાં પણ કાંઈ શક છે? હમે લોક છાપ મારેલાં અશરાફ છીયે.

**હોસનઆરા**—તમારી નાત કઇ છે?

**ખેરનનેસા**—બિચારાં પતળી દાલ ખાનારાં "શેખ" ની છે.

**હોસનઆરા**—હું તો મોગલાંની છું.

**ખેરનનેસા**—બેગમ સાહેબ, તમોએ શેહરના શેખોને કોઇને ત્યાં દિકરી આપતા જોયાછે?

**હોસનઆરા**—બીજી જાત નાતમાં સગાઈનાતું કરવાની શું કાંઇ મનાઇ છે?

**ખેરનનેસા**—ધર્મની રીતે તો કાંઈ મનાઈ નથી પણ બાહેરનાં અશરાફો મનાઈ કરતાં વધારે માનેછે. હમો લોકો સઇયદો વઠીકને પણ દિકરી આપતાં નથી તો મગોલ, પઠાંણની તો શું વાત? તમારાં શેહરનો તો એવો કાયદો છે કે નાત કે જાત કાંઇ જોવી નહિ. સુરત સિકલ, ને રૂપિયા પૈસા જોવા, પછી નહિ દિકરી લેવાનો મૂજાકો કે નહિ દિકરી આપવાની અડચણ. ગામડિયાંમાં તો નાત સાથ હાડકાં મજબૂત જોઇએ, દોલત હોય કે ન હોય.

**મેહમુદા**—વારૂં બીજી નાતમાં નહિ આપવાથી ફાયદો શું? જ્યારે ખોદા અને પેગમ્બરની તરફથી મના નથી ત્યારે નાત જાત કોઇ ચીજ નથી.

**ખેરનનેસા**—ફાયદો બાયદો તો હું કાંઈ જાણતી નથી. વડવાઓથી એક વાત થતી આવીછે.

**ઉસ્તાનીજી**—દુનિયાંમાં કોઇ પણ રસમ વિના કારણે ચાલુ થઇ નથી. નાતથી પણ મોટા મોટા ફાયદા હતા અને છે. દુનિયાંમાં નાત જાત કરતાં વધુ પુરાણી રસમ બીજી કોઈ નથી. એ રસમથી કાંઇને કાંઈ ફાયદા તો છેજ, કે જેથી કરી આજ સુધી એ રસમ ચાલુ રહીછે. દુનિયાંની શરૂઆતથી કેટલા હજાર વરસો સુધી પાદશાહત જેવું કાંઇ હતું નહિ તેથી ચો તરફ લટફાંટ ચાલુ

રહેતી હતી અને હમેશાં પોત પોતામાં મારફાડ ચાલ્યા કરતી હતી. તે બખતમાં જાન માલ બંધો વગર બચાવના હતાં. એટલા માટે પહેલાં લોકો પોત પોતામાં જથ્થાઓ બની રહેતાં હતાં, અને એક બાપ બપાવાની ઓલાદ એક ટોળું થઈ જતું હતું. જે ટોળાંમાં આદમી વધુ થતાં તે ટોળું ઘણું જબરદસ્ત ગણાતું હતું. એટલા વાસ્તે દરેક ટોળાંમાં એવા કરાર થતા હતા કે પોત પોતામાંજ શાદી વેહા કરવા, કે જેથી તે ટોળાંનું કૌવત ઓછું થવા ન પામે. આવાં કારણોથી નાત જાતની રસમ દુનિયાંમાં ફેલાઇ, તે આજ સુધી ચાલી જાયછે. કેટલીએક જાતો ધંધાનાં કારણથી પણ છૂટી પડેલીછે. જેમ કે વણકર, મોચી, લુહાડ, સુથાર ઇત્યાદિ, અને એઓથી ફાયદો એ હતો કે નાતનાં લોકો પોતાને તે ધંધાના હકદાર સમજીને ઉજમથી કામ કરે, ને પારકું આદમી તે કામને હાથ લગાડે નહિ. હવે તેજ રીત હમણાંસુધી ચાલી જાયછે. જ્યારે ધીમે ધીમે પાદશાહતનો રિવાજ જમી ગયો, ત્યારે જાન માલની સંભાળને વાસ્તે કોઇ ટોળાં કે જથ્થાની જરૂર રહી નહિ. તેમજ નાત જાતનો વિચાર ઓછો થતો ગયો અને શેહરોમાંથી તો બિલકુલ નિકળી પણ ગયોછે. વળી ધંધાનાં કારણથી નાત જાતનું જે બંધારણ હતું તે પણ ઓછું થઇ ગયુંછે.

**બેરનનેસા**—ત્યારે તો જાત એ કાંઇ ઉંકમાઇની વાત નથી ?

**ઉસ્તાનીજી**—સર્વે આદમી એકસરખાં છે. અગર ઉંકમાઇની વાત જુઓ તો હુનર છે.

**બેરનનેસા**—પણ જાત અસલથી ઉતરતી આવેલીછે, ત્યારે તો જાત ઉપર ઉંકમાઇ પહેલાંથી ચાલી આવીછે.

**ઉસ્તાનીજી**—જે લોકોથી જાતો ઉત્પન્ન થઇ તેઓ મોટા કીર્તિવાન અને પોતાના ટોળાંના સરદાર હતા માટે જો ઉંકમાઇ ઘટે તો તે લોકોને ઘટે; પણ હમણા તો જાત ઉપર મોટાઇ ફોકટ કીધામાં આવેછે. જ્યારે લાયકીવાળા બુઝર્ગો કે જેઓએ નામ મેળવ્યું હતું તેઓ ગુજરી ગયા અને આજે તેમની ઓલાદમાં કોઇ નામદારી મેળવનાર ન હોય અને તેમ છતાં તે મગરૂરી કરે તો કયા ગુણને માટે કરે? આજે તો બિચારાં મુડદાંઓનાંજ હાડકાંને પડયા પડયા ચકડયા કરેછે.

**બેરનનેસા**—ગમે તે હોય પણ ઉદયોગી શેઓની (એટલે વણકરની) બરોબરી તો બીજાઓથી થઇ શકવાની નથી.

**ઉસ્તાનીજી**—એ તો હોસનઆરા બેગમની અમીરી ઉપર નાહેકની ટીકા છે. એમને તો અમીરીની મગરૂરી જરારતી પણ છાજેછે, કાંકે એમણે ખોદાએ દોલત તો આપીછે, પણ તમારી પાસે તો "શેખ" નાં નામની શેખી સિવાય બીજું શું છે? ખોદાને ત્યાં તો નાત જાતનો સવાલજ નથી. જુઓ આ

જમાનાની "સૈયદોની"*ઓ પોતાની ઓલાદ ક્યાં સુધી લાંબે ખેંચી લઇ જાયછે, અને પેગમબર સાહેબે પોતાની બેટી હઝરત ફાતમાને,—કે જેમનાથી સૈયદોની જડ બુન્યાદ પેદા થઇછે—બોલાવીને કહ્યું કે, "અએ ફાતમા! આવા ખ્યાલમાં ના રહેશો કે હું પેગમ્બરની દિકરી છું. ખરૂં તો એ કે શેવટના દાહડાનો સામાન એકઠો કરજો." જ્યારે હઝરત ફાતમા સરીખાનો એ હાલ છે ત્યારે હવે બીજાંઓ તે શી ગણત્રીમાં! એના સબંધમાં આ હિંદી દોહરો બંધબેસ્તો આવેછે :—

"જાત પાંત પૂછે નહિ કોય, હરકો ભજે સો હરકા હોય."

**હોસનઆરા**—(મલકાઇને) કેમ બેરનનેસા, હવે તો જાતનું નામ કદી લેશો નહિ?

**બેરનનેસા**—તમે તો વાતે વાતમાં અમારી નહિ જણાવશો?

**ઉસ્તાનીજી**—જાત અને અમારી ઉપર કાંઇ નથી. ગરૂરી તો કોઈ પણ વાત ઉપર કરવી ન જોઇએ.

**હોસનઆરા**—ગામડાંવાળાંઓ ચાહો એટલાં છાપ મારેલાં અશરાફ હોય, પણ કોઇ અજબ જેવા રાથોડ, બુબક અને ડરામણા હોયછે. તેઓને જોતાંજ મારેથી તો હસવું થોભાતું નથી. નાજુકાઈ જેવું તેઓમાં કાંઈ નથી. ખાસ્સી મઝાની સિકલોને બિગાડી નાખેછે.

**બેરનનેસા**—શેહરવાળાંની ચાલચલણ અને ટાપટીપનો જવાબ તો હું પહેલાંથીજ આપી ચૂકીછું. જો છકેલપણાને તમે વિવેક ગણતાં હોવો તો એવા વિવેકને સલામ છે. વારૂં જરા મને નાજુકાઇનો અર્થ તો સમજાવો.

**હોસનઆરા**—મને એવું ચતાનું ઉંધું કરતાં આવડતું નથી.

**મેહરુદા**—નાજુકાઇનો અર્થ એ કે મુડદાલ આંગ, સુકાઈ ગયલા હાથ પગ, ભુખ થોડી, અને મેહનત તથા દુખ ખમી ન શકે તે.

**બેરનનેસા**—કેમ બેગમ સાહેબ, નાજુકાઇનો અર્થ જે મેહમુદા બેગમે કહ્યો તેજ છે કે?

**હોસનઆરા**—હા, તેજ.

**બરનનેસા**—ત્યારે તો હું કબૂલ કરૂંછું કે હું હારી અને તમે જીત્યાં! ખોદા ગામડાંવાળીઓને રોગિષ્ટ અને દર્દી ન કરે. કેવી ઉંચી બુદ્ધિનાં છે કે નાતવાની ઉપર મોટાઈ અને દર્દ ઉપર ઇતરાટ કરેછે!

આ પછી સર્વે ચૂપ થઇ ગયાં, જે જોઈ બેરનનેસા બોલી, "હજી પણ ગામડેવાળીઓપર ટીકા કરવાની કોઇને પણ હિમ્મત હોય તો કહી દો."

---

* સૈયદ ઝાદીઓ જેઓ પેગમબર મોહોમદની ઓલાદથી ઊતરી આવેલી કહેવાયછે.

**હોસનઆરા**—હજી તો મારા ટીકા બાકી છે. ગામડિયણો સકાર વગરની છે, એમાં તો કાંઈ વાંધો નથી.

**બેરનનેસા**—(અજાણી થઇ) હું શેહેરવાળીઓના શબ્દો ઝાઝા સમજતી નથી, માટે પહેલાં એ તો કહો કે "સકાર" શાને કહેછે?

**હોસનઆરા**—બેસવું, ઉઠવું, વાતચિતનો કાયદો, એને સકાર કહેવામાં આવેછે.

**બેરનનેસા**—(અનકાથી) પેલું તમારૂં "વલ્લા બેલ્લા," "કેબલા કાબાબા," "મુજરા કુરનશ" અને "મિજાજે મોકદદસ"* તેજ સકાર કેની?

**હોસનઆરા**—હા એ પણ સકારમાં ગણાયછે. ગામડાંવાળીઓની પેઠે તો નહિ કે "બુબ્બુ સલામ," "બુબ્બુ સલામ."†

હોસનઆરાએ એવી રીતે ગામડાંની બોલીના ચેષ્ટા કીધા કે સર્વે છોડીઓ હસી પડી, અને બેરનનેસા પોતે પણ હસવાનું સમાવી ન શકી.

**બેરનનેસા**—એ તો પાછી પેલી બોલીનો ઉઠલો થયો. જૂઠી પતરાજ, જાહેર દેખાડવાનો બતરાજ, બનાવટની લગાવટ, મોહોડું જોઇને મોહબત, જાહેરીમાં પ્યાર એ તે શું કામનું? હમે બાહેરનાં સાદા સિધાં, મોહડાં ઉપર થોડું, દિલમાહેથી ભોળું. એવા જાહેરના દેખાવથી તો મેં વજીર બેગમને હાથે ચોક્કડ ખાધી. મીઠ્ઠી છરી ઝેરની ભરી. મોહોડેથી તો મા અને બેન, પીઠ પાછળ વેરી જીવલેણ. ચાલો મક્કરખોરીઓ જોઇએ તમારા સકારો. ઉંચી દુકાન ને ફિક્કાં પકવાન. હું તમારી નેસેનેસથી વાકેફ છું. બસ વધારે મોહોડું ના ઉંઘડાવો. હમણાં પતરાજીનું પડખીડું ઉંધાડીને ખોલ્લું કરી દઇશ.

**મેહસુદા**—(હોસનઆરાને) હવે બસ કરો, બેગમ સાહેબ. એમને વજીર બેગમની બેવફાઈ ઉપર ગુસ્સો આવી ગયોછે.

**બેરનનેસા**—મને જરા પણ ગુસ્સો નથી. વગર અડચણે એઓને ટીકા કરવા દો. હું એમને પૂરી પડીશ!

**હોસનઆરા**—હં?

**બેરનનેસા**—હં ને હં!

**હોસનઆરા**—વારૂં, ખરૂં કહેજો, ગાંમડાંવાળીઓ બેહુનર તો ખરી કે નહિ?

---

* દિલ્હી તરફના શેહેરી લોકો બોલવા ચાલવામાં ભારી ભારી અને સરફરાજી ભરેલા બોલો બોલેછે તેની મશ્કરી તરીકે આ યાદ આપેછે.

† દિલ્હીની આસપાસના ગામડાંવાળાઓ જે બોલી બોલેછે તેમાં મુખ્ય કરી શબ્દોમાં અક્ષરોને બેવડા કરી બોલેછે, જેમકે "આટા" ને "આટ્ટા," "રોટી" ને "રોટ્ટી," "બુબુ" ને "બુબ્બુ" એવા બોલવા ઉપર હોસનઆરાની આ ટીકા છે.

હોસનઆરા પોતેજ બેહુનર છતાં આવો સવાલ કીધો, તે ઉપરથી ખેરનનેસાએ ફટકો માર્યો કે, "કસૂર માફ, એ ટીકા તમારે મોહોડે સારા લાગતા નથી. કોઇ બીજી છોકરી પૂછે તો જવાબ દેઉં."

**હોસનઆરા**—(ખસિયાણી પડીને) મારીજ સાથે શું લાગે વળગેછે ? હું હમણાં સુધી તો દોલતને હુનર સમજ્યા કરતી હતી. હમણાં ખોદાની મેહરબાનીથી શિખવા લાગીછું અને હજી પણ થોડુંઘણું શિખી લઇશ. પણ આ શેહર તો હુનરમંદોથી ભરેલું છે ! સરસમાં સરસ સિવાઈ, સરસમાં સરસ ભરાઈ, સરસમાં સરસ દરેક કામ દરેક ગલી ગુંચીઓમાં ચાલેછે.

**ખેરનનેસા**—ખરૂં છે કે ગામડાંમાં એવા હુનરો નથી, પણ—

**હોસનઆરા**—વારૂં શોકર છે કે તમે એક વાત તો કબૂલ કીધી ?

**ખેરનનેસા**—જરા સાંભળી તો લ્યો ? એ હુનર નહિ જાણવાનું કારણ એ છે કે ગામડાંમાં એ ચીજોની બુજ નથી, તેમજ ગામડિયાઓને એવી ભપકાની ચીજો વાપરવાની ટેવ પણ નથી.

**હોસનઆરા**—નહિં, ગામડાંવાળીઓમાં અક્કલ પણ કાંઇ વેહવારસર હોયછે.

**મેહમુદા**—પોતાની અક્કલમાં વધારો કરવાનો જોગ ગામડાંવાળીઓને મળી આવતો નથી. જમીનમાંથી અનાજ પેદા કરવો અને ઢોરોને પાળવાં, બસ એજ બે મોટાં કામો તેમનાં છે.

**ખેરનનેસા**—ખેતી કરવી એ પણ કાંઇ સેહલું કામ નથી. જરા "દોલતે હિન્દ" ચોપડીમાં જુઓ. જમીનને દરૂસ્ત કરવા અને ઝાણસોને સારી ને સરસ બનાવવાની કેવી કેવી અચ્છી તદબિરો લખેલીછે, પણ ખરૂં તો એ છે કે કોઇ કરતું કરાવતું નથી. જમીન ખેડીને બી વાવી દીધાં એટલે થઈ ચૂક્યું !

**હોસનઆરા**—ત્યારે શું ગામડામાં બાઇડીઓ પણ ખેતી કરેછે?

**ખેરનનેસા**—ગરીબ આદમી જેઓમાં પરદા પછવાડે રેહેવાનો રિવાજ નથી તેમની વહુ દિકરીઓ મરદોની બરાબર ખેતીઓમાં કામ કરેછે. પણ હમો લોકોમાં તેમ નથી. હમારી ખેતી એટલીજ કે ઘરમાં તરકારીઓ વાવવી, પેર, દાડેમ, અંજીર, ફાલસાં, લીંબુ, નારંગી, કેરી, કરમદાં, એવી તરેહનાં મેવાદાર ઝાડો—જગા હોય તો—ઉગાડવાં, અથવા જીવ બેહેલાવવાને એક અર્ધી કયારીમાં ફૂલ ઉગાડવાં. પણ ગામડિયાઓ ખોદાની કુદરતનાં એ નમુનાઓથી એવાં નાવાકેફ નથી હોતાં કે છાણથી બનાવેલાં પેર અને મીણની બનાવટનાં ઝાડ જોઇને અચરત થાય.

**ઉસ્તાનીજી**—ખરૂં છે કે ગામડિયાંઓના હાલ ઉપર મને પણ આ વાતનો અફસોસ લાગ્યા કરેછે કે તેમને અક્કલના વધારાનો કોઇ જોગ બની આવતો નથી, જેથી બિચારીઓ તરેહવાર વેહેમોમાં ફસેલી રહેછે. તોણા, ટુટકા, ઉતાર,

ભોગ, નજર, ટોક, જીન, આસેબ, ભૂત, પ્રેત, ચૂડેલ, ફાલ, સુગણ, ઝારો, ફૂક, જાદુ, મંતર, માનતા, એવી ચીજોના વિચારો ઘણું કરીને ગામડાંવાળાંઓમાં હોયછે. શેહેરમાં પણ આગળ એવીજ ખરાબીઓ ચાલતી હતી, પણ ખોદા ખોદા કરતાં મોલવીઓએ ભાષાણ આપી આપીને હમણાં એ ફૂફરપણું તોડયુંછે. આ બેરનનેસા હાઝર છે, એમની નાની બેનને ગૌશીતલા મૂકાવતાં મને કેવી કેવી કષ્ટી પડીછે તે ખોદાજ જાણેછે.

## સ્ત્રીઓના વેહેમો વિષે એક વાર્તા.

ગામડિયાં અને શેહેરીઓ વચ્ચેના તફાવત વિષે ગામડિયન તથા શેહેરી છોડીઓ વચ્ચેની તકરાર જ્યારે પુરી થવા આવી, ત્યારે તેમાંથી એક અગતનો બોધ કહાડવા વગર નિશાળની વડી ઉસ્તાનીજીએ એ તકરારને છોડવા ઇચ્છયું નહિં. આગળી તકરારમાં શેહેરી બાયડીઓની ઠાલી ક્રિસ્યારીઓ તથા પત્રાજીઓ ઉંઘાડી પાડવાની સારી તક હતી અને તેથી નિશાળની શેહેરી છોડીઓને સારો ધડો મળ્યો. પણ ગામડાંની છોડીઓને વળી જુદાજ ધડા લેવાના છે. ગામડાંનાં બઇરાંની મુર્ખાઇ, અપદ્રાઇ તથા વેહેમો વિષે ગામડિયન છોકરીઓની ખાતરી કરવાને પણ ઉસ્તાનીજીને આ એક સારી જોગવાઇ મળી.

ઉસ્તાનીજી બોલ્યાં, "ગામડિયાંઓના દિલમાં અધર્મીપણું હોયછે, તેનો સબબ એલમની કમી અને અક્કલની કોતાઇ છે. મારાં દૂરની સગાઇમાં એક મમાઇડોસાં હતાં. ચારેક વરસ થયાં પૂરાં સો વરસનાં થઇને મુઆં છે. તેમની હાલત સાંભળશો તો ઘણાં અજબ થશો. એક તો તેઓ આગળા વખતનાં આદમી, ને બીજું તો ઘણી મૂદત સૂધી બાહેર રેહેલાં, તેથી ગામડિયાંઓની ખાસિયત તેઓમાં એટલી તો દાખલ થયલી હતી કે બસ વેહમનું પુતળું બની ગયલાં હતાં. દરેક પગલું ફૂંકી ફૂંકીને મૂકતાં તોપણ બિચારાં સદાના દુખી હતાં. ધણી, ભાઇ, જવાન જવાન દિકરા, જવાન જવાન દિકરીઓ સર્વે એક પછી એક તેમણાં દેખતાં દેખત મરી ગયાં હતાં. આવાં મોતો પછી જ્યારે તેઓ શેહેરમાં આવી રહ્યાં ત્યારે સાથે ફકત એક ભત્રીજો હતો. ભરેલાં કુટુંબમાં એક બચ્ચું માત્ર બચેલું હતું, અને તે ઉપરજ તેમનો આધાર હતો અને તેના ઉપર—ખોદા બેહેસ્ત આપે—મમાઇડોસાંની જતનનો તો પાર ન હતો. તે છોકરો એવી તો વિપતમાં ફસી રેહેલો હતો કે ગમે તેવું દુખ હોય તોપણ તે બિચારાએ દવા તો જાણીતીજ નહિ કે શેને કહેછે. બસ ટોણા, ટોચકાપર તેની જીંદગી હતી. જ્યારે મમાઇડોસાં તેને લઇને શેહેરમાં આવ્યાં ત્યારે કોઇ ચાર મહિનાની તાવ તેને લાગેલી હતી. કંગાળ છોકરો સુકાઇને કાંટા સરખો થઇ ગયલો. હાથ પગ જુઓ તો કંટાઇ ગયલા. રંગ જુઓ તો જાણે કોઇએ મોહોડાં ઉપર હળદ ચોપડેલી હોય. ગળાં ઉપર,

આંખો ઉપર, અને હાથ પગ ઉપર સોજો ચઢી વળેલો. તલ્લી એટલી વધી ગયલી કે પેટમાં મુશ્કેલીથી દમ સમાય. વળી તે સાથે ખાંસી. તે ખાંસી પણ કેવી કે દહાડો રાત દમ લેવા ન દીએ. એટલું છતાં એક અરધીની દવા નહિં ! ખોદા ન કરે, પૈસાની કાંઈ કંજુસાઈ ન હતી. તે છોકરાને માટે મમાઇને પોતાના જીવ વટીકની દરકાર ન હતી. વળી એના સિવાય તેમનું બીજું કોઇ હતું નહિં, ને પોતે તો કબરમાં પગ લટકાવી બેઠેલાં હતાં. માલ-મતા જે કાંઈ હતું તે એજ છોકરાનું હતું. જ્યારે પાલખીમાંથી આ અધ-મુઆ છોકરાને લઇને ઉતર્યાં. તો હમે સર્વે તેનો દેખાવ જોઇને ડરી ગયાં. હું બોલી, "ભલાં મમાઈ, આ છોકરાનો શું હાલ ! કયારથી એ બિમાર છે ?"

**મમાઈ**—તિજનો ચાંદ જોઇને પડયોછે તે હજી સુધી સુધરતો નથી. માઠા ગ્રહમાં અવતરેલાં બચ્ચાંઓની એજ ખરાબી છે કે વાતે વાતમાં હઠ, ને વાતે વાતમાં જીદ. એની જીદેજ એને આ હદે પહોંચાડયોછે, અને હું તો એની બિમારીમાં મુડદાં કરતાં વધારે ખરાબ થઈ રહીછું. ખાધાનો નથી હોશ, કે નથી મારાં તન બદનની મને ખબર. ધાસ્તી ધાસ્તીએ જીવ જાયછે.

**હું**—ભલાં ત્યારે તે શેહેરમાં કોઈ હકીમ કે ડાકટર ન હતો ?

**મમાઈ**—ઘણા પણ હકીમ ને ઘણા પણ ડાકટર, પણ જ્યારે એ કોઇને બસ પડે ત્યારે કે ?

**હું**—શું એ દવા નથી પીતો, ને કરી નથી કરતો ?

**મમાઈ**—નહિ, દવાતો પીએછે, અને પરેહજીને તો હમણાં પાંચમો મહિનો ચાલેછે. બાફેલી ખિચડી સિવાય બીજી ચીજ જબાં ઉપર મૂકી હોય તો હરામ.

**હું**—શું ત્યારે, દવાએ ફાયદો નહિ કીધો ?

**મમાઈ**—હકીમોનો ઇલાજ તો કીધોજ નથી.

**હું**—ભલાં, હકીમ તે શું કોઈ બીજા દિવસને માટેછે ? છોકરાના આવા હાલ તો પડી ગયાછે, ને હજી સુધી જરા પણ દવા નથી કીધી ! અહીંઆં શેહેરમાં એકથી એક ચઢતા હકીમો છે, દવા પણ સરસમાં સરસ મળેછે. ખોદાનું નામ લઇને કાલથીજ ઇલાજ શરૂ કરાવી નાખો.

**મમાઈ**—હકીમનો ઇલાજ કરાવવા માટે તો હું અહીંઆં નથી આવી, ખરૂં તો, કાંઈ માનત ઉતરાવવાની છે.

**હું**—હકીમની દવા કરવામાં ઢીલ કરવાનું કાંઇ કારણ છે ?

**મમાઈ**—એ મરજ હકીમોના કાબૂમાં નથી. એ છોકરાની માને કુખની ખલલ હતી, તે પાંચમે વરશે બચ્ચાંને લાગી, ને તે પોતે ગુજરી ગઈ. આ છોકરો દસમાં ગ્રેહમાં છે. એની સાથે કોણ જાણે કયાં કયાંની ધૂળ છાંણી, અને એ છોકરાની પાછળ મેં પોતાનુ લોહી, ને પસીનો એક કરી નાખ્યો.

એ દુખનો ધારો છે કે બાર વરસ સૂધી એનું જોર રહેછે. હવે તો માત્ર મુસિબતનાં ચારજ મહિના બાકી રહેલાછે. એટલા વિતી જાયતો દિલને ધીરજ આવે.

હું—એવી જાતનાં દુખો હું પણ લોકોથી સાંભળુંછું, પણ હું કાંઇ તે માનતી નથી. મારી સમજમાં આવતું નથી કે, દુખ હોય માને, અને બચ્ચાં ઉપર બાર બાર વરસો સૂધી તેની અસર રહે! વળી ગમે તેવું દુખ હોય તોપણ તેની દવા હોયછે. આ એવું તે કેવું વગર ઇલાજનું દુખ છે કે હકીમ તે ઉપર ફાવે નહિ, વૈદને માને નહિ, ડાકટરને ગણકાવે નહિ! ત્યારે નથી સમજાતું કે એ છે શું બલા!

**મમાઈ**—હા, આ તેરમી સદીમાં એ નહિ માનવાની નવી હિકમત ઉભી થઇછે. નહિ તો હમારા સસરા કેવા મોટા મોલવી હતા કે દુનિયાં જહાનમાં તેવણનો ફતવો ચાલતો હતો, તેવણ પોતે એ વાતો માનતા હતા. હમણાં બરકતવાળા, અને એલમવાળા લોકો ઉઠી ગયા ને લુખ્ખા મુલ્લા રહી ગયાછે, જેઓને નિમાજ વઠીક કરવા ઉપર દિલ નથી, તેવાઓએ નવા નવા ખૂટા કાઢયાછે, ને પીર પેગમ્બરના દરૂદ, ફાતિયાને હરામ બતાવ્યાછે. "શેહરા" બાંધવાની મના, શાદી વેહામાં ઢોલ નગારાં બંધ, તિર્થ તેહવાર જે પેગમ્બરોથી ચાલ્યા આવેછે તે સર્વે મોકુફ, મોહરમનું શરબત હરામ, શબે બરાતનો હલવો હરામ, ફદિની સેવ હરામ! માટીડાઓ તો બિગડેલા હતાજ, પણ તેઓએ બાયડીઓને પણ પોતાની સાથે ખરાબ કીધી. કહેવત છે કે, "હું તો ડુબ્યોછું, પણ તને પણ લઇને ડુબીશ." હમણાંની સોવાસેણો રાંડીઓથી પણ બદતર છે. નહિ રંગીન કપડાં, નહિ મોહોડામાં મિસ્સી, નહિ નાખમાં નથ, કે નહિ હાથોમાં ચૂડા.

હું—એ સર્વે તો છે, પણ એથી કાંઈ નુકસાન તો નથી થયું? બલકે વાજબી જોતાં તો એક ફાયદો થયોછે કે રસમોની બેડીમાં જે માથાકુટો હતી તેમાંથીતો છૂટાં.

**મમાઈ**—જ્યારથી રસમો નિકળી ગઈ ત્યારથી રહ્યુંછે શું? દુનિયાંથી રોનક, બરકત, મોહબત સૌ કાંઇ તો ઉઠી ગયાં. માટી બઇઅરોમાં આગળા દહાડાઓ સરખો મિલાપ નથી રહ્યો, ભાઈ બેનોમાં પહેલાના સરખી મોહબત નથી રહી. નથી પેલો સસ્તો સમો કે નથી પેલો સારો સુકાળ. હવે તો ઘરેઘર રોટીઓની રોર પડેછે.

હું—મમાઇ, હાલમાં દેખાવની અને ઠાકમાઠની ઘણીએક નવી નવી ચીજો નિકળેલીછે, એથી સર્વેનો ખર્ચ વધી ગયોછે, અને દેશમાં હરેક જગાએ શાન્તિ હોવાને લીધે એક જગાનું પેદા થયલું તમામ દેશોમાં ફેલાઈ જાયછે. આ તરફ બે વરસ સુકાં ગુજર્યાં તો કલકતા સૂધીથી દાણો ખેંચાઇ આવતો

હતો. બીજું તો આદમીઓની વસ્તી ઘણી વધી ગઇછે, ત્યારે અનાજ સસ્તો તે ક્યાંથી થાય?

**મમાઈ**—અરે ચાલ છોડી! હું એવાં પાટિયાં ઉડલાવવાં નથી સમજતી. ખુદ મારાં ઘરમાં ખેતી થાયછે. અગાઉ વિંઘાંમાં દસ મણ અનાજ થતો હતો તેનો હમણા બે મણ નથી થતો.

હું—મમાઈ મેં ખેતી નથી કીધી, પણ એ બાબતની એક બે ચોપડી વાંચીછે, તો ખરૂં છે કે આગળા જમાના સાથ સરખાવતાં હાલના જમાનાની ઉત્પન્નતી ઘટી ગઇછે, પણ તેનું કારણ છે. આગળા જમાનામાં રાજોનો બંદોબસ્ત ખરાબ હતો; લુટફાંટના ડરથી ખેતીવાડી થોડીજ થતી હતી ને ઘણી જમીન નકામી પડી રહેતી હતી. તેમ પડી રહેવાથી તેનું કૌવત વધતું હતું, અને જ્યારે વાવણી કરતા ત્યારે પુષ્કળ અનાજ નિકળી આવતો. હમણાં તો એકુ વરસ પણ જમીન પડી રહેતી નથી, ત્યારે પાક તો ઓછો થવોજ જોઇએ.

**મમાઈ**—દિકરી, તેમ નથી. પહેલાંના જેવો વર્ષાદજ નથી થતો. આટલી ઉમર થવા આવી, તેમાં એક ચોરાણુંના દુકાળ સિવાય મેં તો દુકાળનું નામ સાંભળ્યું હતું નહિ. હમણાં તો દુકાળ એક સાધારણ વાત થઇ પડીછે. ચાર વરસ થયાં "ઓરીસા" સિહા ખાક સરીઓ થઈ ગયોછે. બે વરસ સુધી હમે લોકોએ વેદના ખમી. આ વરસ અહીઆં ફસલ સારી છે ત્યારે પંજાબ બિગડયુંછે. એવી રીતે કેથે નહિ ને કેથે ખચિત કાળ પડયો રહેછે.

હું—મમાઈ, હું તો જાણું છું કે વર્ષાદ સદાથી જેવો વરસતો આવ્યોછે તેવોજ હમણાં પણ થાયછે. બલકે નેહેરો થવાને લીધે પાણીની ભારી છૂટ થઈ ગઇછે. પણ આગળા વખતમાં આપણને બીજાં શેહેરોની ખબર મળતી નહિ હતી, ને હમણાં તો એક જગાએ જરા સરખી ખરાબી થાયછે તો આખાં દેશમાં ધંધેરો પિટાઈ જાયછે.

**મમાઈ**—જુઓ, વર્ષાદની રૂત કોઈ એવી બદલાઈ ગઇછે કે નથી ગરમીના દહાડા ઉપર ગરમી રહી કે નથી થંડીમાં થંડી.

હું—તેમાં અજબ જેવું નથી. હજારો કોસનાં જંગલો કપાઇને આબાદ થઇ ગયાં, જગો જગોએ નેહેર જારી થઈ, જેથી કરી આબાદી દોઢી થઈ ગઈ, તો તેની આબો હવા ઉપર ખચિત અસર થઈ હશે.

**મમાઈ**—અસર શાની? જે દુખનાં નામ વડીક સાંભળ્યાં ન હતાં તેવાં વરસમાં બબેવાર ઉભરી આવેછે. કોઈ વરસ પણ મરકી અને શિતળાથી ખાલી નથી જતું.

હું—મમાઈ, ત્યારે શું મરકી અને શિતળા અગાઉ નહિ હતાં?

**મમાઈ**—મરકી થતી તો હતી, પણ તે દુકાળ અને બદહજમીની થતી હતી અને તે પણ કદાચજ. હમણાં તો દુનિયાં લેનાર મરકી હોયછે. "સહિયડ

તો અજબતાં પહેલાંથીજ ચાલ્યો આવેછે. જે કોઈ માણસ થઈને આ દુનિયામાં આવ્યુંછે તે સહિયડથી બચ્યું નથી. કબરની અંદર વઠીક તો તે નિકળેછે.

હું—મમાઇ, તેને માટે તો ઇંગ્રેજોએ ગૌટોંચણનો એક અકસીર ઇલાજ શોધી કાઢેલોછે, કે જે કદી રદ જતો નથી.

**મમાઈ**—ઓહો! આગ લાગે એ ટોંચણને, હું પાંચ મહિના થયા તેજ દુખ ઝિલી રહીછું. આ છોકરાને બીજું દુખ શું છે? એના બાપે મને પૂછ્યા વિના ટોંચણ કરાવી નાખ્યું, તેનાં સંકટનો આજ સુધી બચાવ નથી.

હું—દાના બરાબર ઉઠ્યા ન હશે?

**મમાઈ**—ઉઠે તો શું, આખી બાજુ મહિનાઓ સુધી પાકયા કીધી.

હું—પછી સહિયડ તો નિકળ્યા નહિ હશે.

**મમાઈ**—મોટી જાતના તો નહિ નિકળ્યા. મોટા નિકળ્યા હોત તો આજે ભલો દિવસ ન જોત!

હું—છુટા દાના હતા તો તે કાંઈ ધાસ્તીભરેલા નથી હોતા.

**મમાઈ**—ઉપરવાળાંની આડી તદબિરોએ એને બિગાડી નાખ્યો. પહેલું તો ગૌશિતળા ટોંચાવી નાખ્યા. બીજું તો તેના નિકળવામાં જે બંધી જોઈએ તે નહિ કીધી.

હું—ગૌશિતળામાં શું કાંઇ બંધી પણ હોયછે?

**મમાઈ**—કાં નહિ? ઘરમાં વઘાડ નાખવો નહિ; ધોબીને ઘરનાં ધોયલાં કપડાં ઘરમાં કોઇએ બદલવાં નહિ; બાહેરથી કોઈને આવવા દેવું નહિ, અને જો આવવાની ઘણી જરૂરજ હોય તો થોભીને અને દમ લઇને આવે; કોઈ પણ જાતની ખુશબો પાસે નહિ લવાએ. એ બિમારીમાં દવા તો કરવીજ નહિ જોઇએ. વાદળ ગર્જવાનો આવાજ બચ્ચાંનાં કાનમાં નહિ પડવો જોઇએ. એવી રીતની ઘણીએક બંધીઓ હોયછે પણ તે કરે ત્યારે કે? એના બાપ પેલા બિગડેલા મોલવીઓમાંના છે, જેમને ત્યાં નથી કોઈ રીતની બંધી કે નથી સંભાળ. બલકે એવી વાતોને તેઓ કૂફરપણું કરી કહેછે. એ છોકરાને ગૌશિતળાના દાણા નિકળ્યા ત્યારે મમત કરીને બદપરેહજી કીધી. શિતળા ઉતરતાંમાં આંખો દુખવા આવી, તો આંખવૈદનો ઇલાજ કીધો. હું વારેવાર કહેતી કે, "જુઓ એ તો શિતળાની આંખો છે, દવા નો કરો," પણ મારૂં કહેવું જરા પણ માન્યું નહિ. એવી આંખોની દવા તો એ હોયછે કે ચણાની દાળનો ઉતાર મૂકે, સાત ફૂલ ઉતારીને રાખી મૂકે ને જ્યારે આંખો સારી થાય ત્યારે નદીમાં નાખે. ખેર, તેઓએ આંખો તો સારી કરાવી પણ આંખોનું સારૂં થવું કે બોખાર આવવા લાગી. ત્યારે તો મેં કહ્યું કે, "કૂફરપણું કરીએ છીયે તો ભલા લેતું હમે કરીએ છીયે; તમે હમારી વચ્ચે ના આવો." એના બાવા તો એ કહેવા ઉપર મરાઇને બીજા ઇલાકા ઉપર

ચાલી ગયા, ત્યારથી તેવણે એટલું પણ પૂછાવ્યું નથી કે છોકરો દુસ્મન મરેછે કે જીવેછે. હું એની પાછળ દિવાની બની રહીછું. દુનિયાંભરની તદબિરો કરી ચૂકી. એવી બોખાર છે કે એક દિવસ પણ પીછો છોડતી નથી.

હું—ભલાં મમાઇ, તમે કહોછો કે હકીમનો ઇલાજ તો કીધો નથી ત્યારે પેલી દુનિયાંભરની તદબિરો કીધી કહોછો તે શું કીધી ?

મમાઈ—મહિનાઓ સુધી શરબતનાં કુલ્લાંહ ઉતારીને ચકલામાં મૂકાવ્યાં. ગાદીનું ફૂમટું તેનાં ગળાંમાં લટકાવ્યું. મેં કડોવાર પાણી અને આતશના અંગારા એના ઉપરથી ઉતાર્યા.

હું—મમાઇ, અંગારા કેવી રીતે ઉતારવામાં આવેછે ?

મમાઈ—પાણી અને સાત અંગારા માથાં તરફથી પગ સુધી ઉતારે અને ઘરની મોરી આગળ લઇ જઇને થંડા કરી નાખે, અને થંડા કરતી વખતે મોહોડેથી કહે કે. "ભુખ્યો છે તો આગ ખા, અને પ્યાશો છે તો પાણી પી."

હું—ભલાં, એ સર્વે કાંઇ તો તમે કરી ચૂકાં, ને ફાયદો તો કાંઇ નહિ થયો. દિન ઉગત છોકરાની હાલત બિગડતી જાયછે. ત્યારે હવે હકીમનો ઇલાજ પણ તો કરી જુઓ.

મમાઈ—આ સર્વે બિગાડ ઇલાજથી તો થઇ પડયોછે. હવે વળી ઇલાજ કરૂં તો છોકરાથી હાથજ ધોઇ બેસું તો !

હું—એવું જણાયછે કે શિતળાની ગરમી અંદર ભરાઇ ગઇછે તેને થંડક પહોંચી નથી.

મમાઈ—એ છોકરાની તબિયત તો માનાં પેટમાંથીજ બિગડેલીછે. આજ કાલની છોડીઓ વડાં વડેરાંઓને તમારી પેઠે મૂર્ખજ સમજેછે. એની માએ પણ મારા કહેવા ઉપર જરા પણ ધ્યાન નહિ આપ્યું ને ફોકટમાં કુખને રોગ લગાડી દીધો.

હું—શું કાંઇ ખાધા પીધાની સંભાળ નહિ રાખી !

મમાઈ—નહિ, આ રોગનો અટકાવ તેનાથી થઇ શકયો નહિ.

હું—ભલાં મમાઇ, મને તો બતાવો કે શું કીધાથી તેનો અટકાવ થાયછે ?

મમાઈ—આટો ચાળતાં આટાનો જે ઘેરો જમીન ઉપર પડી જાયછે તેને ઓળંગવાથી એ દુખ થઇ આવેછે. બંધો વખત મેળાં જાએજરૂર જવાથી, કોઇની સાથે બરાબર ઉભાં રહીને ગળે લાગવાથી, કુપદાનો પહલો જમીન ઉપર ઘસડાવાથી, દિવાબતીનો હાથ પેટને લાગવાથી, ઝાડની નિચે નાહાવાથી, દુખવાળીના નાહવાનાં પાણી ઉપર ચાલી જવાથી.

હું—ત્યારે તો જણાયછે કે એ કાંઇ આંગની બિમારી નથી.

**મમાઈ**—તોબાહ, તોબાહ ! એ તો એક જાતનો છાંયો છે, અને એ એક આદમીથી બીજા આદમીને ઉડીને વળગી જાયછે.

**હું**—પણ ત્યારે સૌથી પહેલાં જે ઓરતને થયું હશે તે તો પોતાની મેળેજ થયું હશે ?

**મમાઈ**—ખોદા પનાહ—છોકરી, તું તો બજાની મમતી છે. મેં કહ્યું કેની કે પોતાની મેળે પણ એ રોગ પેદા થઇ જાયછે.

**હું**—મમાઇ, તમે તો ગોસ્સો કરોછો. તમને નહિ પૂછું તો કોણને પૂછું ?

**મમાઈ**—અરે ચાલ મક્કાર, હું સારી પેઠે સમજુંછું, તું મને બનાવેછે તે.

**હું**—ઓહો ! મમાઈ હું વળી તમને બનાવું ?

**મમાઈ**—બધી વાતે તારા જેવી તબિયત આ છોકરાની માની હતી. તે પણ વાતે વાતમાં નાહેકની હુજતો કહાડ્યા કરતી હતી. હવે તે પોતે તો ચાલી ગઈ, ને મારા માથાં ઉપર આફત રહીછે. છોકરો જો મા બાપના અખ્ત્યારમાં રહ્યો હતે તો—તોબાહ તોબાહ—શું એ જીવતે ? એ તો જે દહાડે તે ગુજરી ને મારે માથે પડ્યો ત્યારથી હું દરેક રીતે એની સંભાળ કરતી રહીછું. દોરા, તાવીઝ, માનત, અને ચઢાવો, એ કોઇ વાતથી હું પાછી તો નથી રહી.

**હું**—મમાઇ, તમારૂં આકીન ઘણુંજ નઠારૂં છે. તોબાહ કરો તોબાહ— હવે મરવાના દિવસ નજદીક આવ્યાછે. ખોદાને શું જવાબ આપશો ? ખોદા સિવાય મરવું જીવવું પણ શું કોઇના હાથમાં છે ? એજ કૂફરપણું છે.

**મમાઈ**—ખોદા બરહક અને તેની કુદરત બરહક છે. એ વાતો પણ તેણેજ બનાવેલી છે. જરા દેખાડતો ખરી કે કયા ધર્મ પુસ્તકમાં લખ્યુંછે કે બચ્ચું પેટમાં હોય ને મોટાં મોટાં ઘરણ પડે ને બચ્ચાંવાળી આંગણામાં ફરે હરે ને કામકાજ કરે ? બતાવની, કઈ રિવાયતમાં આવેલું છે કે બચ્ચાંને ઘરમાં એકલું મૂકી રાખો અથવા ઝાડોની તળે વગર વિચારે દુધ પાયા કરો ?

**હું**—ધર્મ પુસ્તક અને રિવાયતોમાં સેંકડો જગે લખેલુંછે કે મરવું તથા જીવવુ ફક્ત ખોદાના હાથમાં છે, અને બંદો તો લાચારજ છે.

> "નહિ ઉસ્કેસેવા તઆકત કેસીમેં
> કે કામ આવે કેસીકી બેકસીમેં."

એટલે—ખોદા સિવાય કોઇનામાં તાકાત નથી કે તે કોઇને પણ લાચારી-માંથી ઉગારી શકે.

**મમાઈ**—વારૂં, આતશનું કામ બાલવાનું છે કે નહિં ?

**હું**—હા છે, ખોદાએ તે અસર આતશમાં મૂકેલી છે.

**મમાઈ**—ત્યારે બસ, નજર અને પડછાયામાં પણ ખોદાએજ એ અસર મુકીછે.

હું—તમે ભાર મૂકીને પોતાની મેળેજ આ અસર ફોકટની માની રાખીછે. બાકી એની અસલ નસલ તો કંઈ નથી.

**મમાઈ**—અરે છોડી, નજર લાગવાની અસરમાં પણ શક છે ! નજર તો જાણીતી વાત છે. તે પથરને ભાંજી નાખેછે. આદમીનીજ શું પણ જાનવરની પણ નજર લાગી જાયછે.

હું—કયાં જાનવરની ?

**મમાઈ**—કુતરાની અને ઘલોડીની.

હું—જ્યારે દરવાજા ને દેવાલની અંદરથી નજર લાગવા લાગી ત્યારે તો ગજબ છે. જમીનના કયા પરદામાં આદમી જઈને બાય !

**મમાઈ**—જમીનનાં પરદામાં નહિ જાય તો એવી બેદરકારી પણ નહિ રાખે કે જેની તેની અને જેવાં તેવાંની સામે ખાવા બેસે. તમે ઈલાજ ઈલાજ બકયા કરોછો તો જુઓ; એક નજર લાગવાનોજ લાખ ઈલાજ કરો, પણ જ્યાં સુધી તે ચીજ નજર લગાડનારાને નહિ પહોંચશે ત્યાંસુધી કોઈ પણ ઈલાજ કારગત લાગવાનો નથી.

હું—વારૂં ત્યારે નજરનો કાંઈ ઉતાર પણ છે ?

**મમાઈ**—હા, નજરવાળાંનાં પગ નિચેની ધૂળ અથવા લસણ, કાંદા, મરચાં અને નિમક ચૂલામાં બાલવાં. અથવા જે ખાના ઉપર નજર લાગી હોય તે ખાધાનું ચકલામાં મૂકાવવું, અથવા નજરવાળાંને ખવાડી દેવું અથવા જેને નજર લાગી હોય તેનો હાથ ગોસ્તને લગડાવીને તે સમડીઓને ખવાડી દેવું. કેટલાંએક લોકો તો ખાધા અગાઉ નજરનાં ઉતારનો બૂક કાઢી મૂકેછે. કાંઈ પણ કરો તે ઉતાર છે અને ઉતાર આપ્યો એટલે બલા દૂર. વળી સવાબનો સવાબ અને ઈલાજનો ઈલાજ.

હું—એ નથી સવાબ કે નથી ઈલાજ. સવાબ તો ત્યારે હોય કે ફકત ખોદા વાસ્તે આપ્યામાં આવે. બાકી આવી રીતે આપવું તો એક તરેહની ભેટ થઈ. ઈલાજ સાથ તો એને કશો સંબંધજ નથી.

**મમાઈ**—ગમે તેમ સમજો, પણ નજરના ઝેરના ઉતારનું મંત્ર જો છે તો એજ છે.

હું—મમાઈ, તમે આવી આવી જતન કરોછો પણ તેની અસર તો જરા પણ જણાતી નથી. મેં તો સદા તમને રડતાંજ જોયાંછે. તમારા કરતાં તો હજાર દરજ્જે તે લોકો આનંદ છે કે જેઓ એવી એવી વાતોની જરા પણ દરકાર કરતાં નથી.

**મમાઈ**—દિકરી, મારા રડવાનું કાંઈ પૂછો ના. જ્યારથી આંખની નિચે આ માસો થયોછે ત્યારના આંસુ થમતાં નથી.

હું—વારૂં હવે આ બિચારા છોકરાને એવી રીતે ઝૂલબ્યાજ કરશો કે કાંઈ ઉપાય પણ કરશો ?

**મમાઈ**—એને ખાંસી અને તાવ એ બે રોગ છે. ખાંસીને તો હજી બીજા ચાર દહાડા સુધી છેડવાની નથી.

**હું**—કાં?

**મમાઈ**—એની ખાંસી કાળી ખાંસી છે. તેની ઘણી સરસ દવા તો એ છે કે કાળા ઘોડાના સ્વારને પૂછવું, તે જે કહે તે કરવું. માટે અગિયાર દહાડા થયા એક શખ્સ કાળા ટટ્ટુ ઉપર બેસી જતો હતો તેને મેં પૂછ્યું તો કહ્યું કે, "પખવાડિયાંમાં ખાંસી પોતાની મેળે સારી થઈ જશે." હવે રહી માત્ર તાવ, તો તેની માનત ઉતારવાની રહેલીછે. જુઓછો કેની, ચાર ચાર ચોટલી માથાંપર વધારેલીછે, ગરદનમાં હાંસલીઓ અને માદળીયાંઓનાં ઢગલા થઈ પડયાછે. કોઈ ઠેકાણે ચાદર ચઢાવવાની તો કોઈ ઠેકાણે બકરો માનેલો છે. એટલી માનત ઉતરે એટલે તમે તાવ ઉતરેલો જાણજો. એને દુખ છે તે તો હું જાણુંછું, પણ મારી ખાતરજમા છે. હું એને ખાબમાં મુડદું જોઇ ચૂકેલી છું, અને જેનું મુડદું થયલું જોઇએ તેની જીંદગી લાંબી થાયછે.

ઉસ્તાનીજી કહેછે કે, "ટૂંકામાં કહુંછું કે મેં આ મમાઇ ડોસાં સાથે હજારો તદબિરો કીધી કે આ નિર્દોષ દુખી છોકરાનો કાંઇ ઇલાજ કરે પણ કશું વલ્યું નહિ. તોપણ હવા પાણીના ફેરફાર થવાથી પોતાની મેળે છોકરાની તબિયત ઘણીએક સુધરી ગઈ હતી. તેવામાં મેં અચઓચ સાંભળ્યું કે મમાઈ ડોસાં પોતાને ગામ પાછાં જવાની તૈયારી કરેછે, તેથી હું તેવણ પાસે ગઇ અને બોલી કે "ભલાં મમાઇ, એટલી ઉતાવળ કાં કરોછો?

**મમાઈ**—હા, બાઈ, ઘર ઠીક નથી તે શું કરૂં?

**હું**—હા, જરા અંધિયાર છે તેથી હવા કમ લાગતી હશે. રાતના માળ ઉપર સુયા કરો.

**મમાઈ**—અરે! આગ લાગો આ ઘરને અને એના માળને. એ કાંઈ આદમીને રહેવા લાયક છે કે?

**હું**—મમાઈ, એ એટલું નાનું તો નથી, ને માળ તો ઘણી સારી હવાનો છે. નિચેની બાડકી અલબતાં જરા સંકડાસની છે.

**મમાઈ**—તમે હવાનેજ રડ્યા કરોછો. આખી રાત બચ્ચું ઝપકી ઝપકી ઉઠેછે, ને કાંઇ એવું ભયંકાર છે કે મને પોતાને પણ ધાસ્તી લાગેછે. આખી રાત નઠારા નઠારા સ્વપ્ના આવેછે.

**હું**—કોઇવાર કાંઈ આંખથી પણ દેખાયુંછે?

**મમાઈ**—જૂઠું કેમ બોલું? જોયું જાયું તો કાંઇ નથી. બોદા નહિ દેખાડે. પણ નહિ, બાઇ, ઘર ખરાબજ છે.

**હું**—ભલાં, કેવી રીતે ખરાબ છે?

**મમાઈ**—આખી રાત તો કમબખ્ત બિલાડાં રૂવેછે. પછવાડે વડનું ઝાડ છે તે ઉપર ઘુવડ રહેછે. રાતના આંખ ઉંઘડી ગઈ તો ગલીમાં કુતરાંઓને રડતાં સાંભળુંછું. માળો તો સૌથી વધારે ખરાબ છે.

હું—બે વરસ સુધી એક ભાડુત બચ્ચાં છોકરાં સુદ્ધાં એજ માળ ઉપર રહ્યાં હતાં, પણ હમે તો તેઓથી કશી ફરિયાદ સાંભળી હતી નહિ.

**મમાઈ**—તેમના ગયા પછી ખરાબ થઈ ગયું હશે.

હું—વારૂં એમ પણ કાંઈ થતું હશે !

**મમાઈ**—કાં નહિ ? સારાં ઘરમાં ચાળીસ દિવસ દિવો બળે નહિ તો તેમાં ખલલ થાયછે.

હું—મમાઈ, શેહેરની હવા છોકરાને ઘણી માફક આવીછે. જુઓ પહેલાંના કરતાં—ખોદા રાખે—કેટલો ફરક છે. મહિનો સવા મહિનો વધુ રહ્યો તો એ છોકરો તદન સારો થઈ જાય.

**મમાઈ**—અરેજી—એને તો પેલી માનતાની ખોટી હતી, તે તો હું કરી ચૂકી, હવે બિહિવાનું કાંઈ કારણ નથી. બેર સાથે એટલી સાલગિરી થઈ જાય તો પછી મને કોઈ રીતની ધાસ્તી નથી. હું તો હવે પરદેશથી ગભરાઈ ગઈછું. એની સાલગિરી થઈ ચૂકશે ને હું સર્વેને સાથે લઈને આવીશ.

ઉસ્તાનીજી ઉપલી વાતચિત છોડીઓને કહી સંભળાવીને બોલ્યાં કે, "મમાઈનાં દિલમાં એવો વેહેમ બરાયો કે તેઓ નહિ તે નહિજ રહ્યાં. જુઓ એ હમારાં મમાઈના કેવા વિચાર. જેનો ધર્મ કે અક્કલ સાથે કશો સંબંધ ન હતો, અને એ સૌ ગામડામાં રહેવાની અસર હતી. ગામડાંની સૌથી મોટી એબ તો એજ છે. બીજું તો ઓરતો ઉપર કોઈ એવી રીતની સખ્તી અને બંધી છે કે તેનું બ્યાન થઈ શકેજ નહિ. આઠ આઠ, દસ દસ વરસનીને પરણાવેછે, ને ત્રણ ત્રણ ચચ્ચાર બચ્ચાંની મા થાયછે ને મોડાં ઉપર ધુંઘટોના તોબડા ચઢેછે. વાતચિતથી બેખબર, બોલવા સાંભળવાથી અજ્ઞાન, ધારા પ્રમાણેની પરદેદારી સાથે જે છૂટાપણું ઓરતોને મળવું જોઈએ તે ગામડામાં મળી શકતું નથી. ગોલામીની હાલતમાં બિચારીઓની જીંદગી ગુજરેછે.

## મોટે ઘરની છોડી વાંચવા કેમ શિખી ?

હોસનઆરા જહજહર ગામમાં અદરાયલી તે એવાં ગામડાંની વાત સાંભળીને એવી તો મુગીમંત્ર થઈ ગઈ કે ફરી કાંઈ બોલીજ નહિ.

જ્યારે સાંઝ પડવા આવી ત્યારે ઉસ્તાનીજી બોલ્યાં, "છોડીઓ, શું તમને ખોદાની બંધી છે ? મસીહ-ઉલ-મુલ્કની કાહાણી કોઈ એવી ઘડીએ બંધ રાખીછે કે ફરી તેનું નામજ નથી લીધું ? તમને કાહાણીઓમાં 'રમત

દિસેછે પણ હું પાઠ કરતાં વધુ જરૂરની એને સમજાુંછું. જાઓ ચોપડી કહાડી લઈ આવો."

ઉપલા વખ્તોની વચમાં હોસનઆરાએ પણ શિખવામાં છૂપો છૂપો એટલો વધારો કરી લીધો હતો કે એબારત વાંચી શકતી હતી. સરસરાટ વાંચી તો નહિ જતી હતી, પણ તેમ અચકાતી પણ ન હતી. કદાચ કોઇ ઠેકાણે નવી નવાઇનો અરબી કે ફારસી બોલ આવી જતો તોજ જરાએક અચકાતી હતી. કાહાણીઓનું નામ સાંભળીને હોસનઆરાના દિલમાં ગડગડયાં આવવાં લાગ્યાં તેથી મેહમુદા આગળ જઇને હલુસે કહ્યું કે, "આજે જીવ ચાહેછે કે એ કાહાણી હું વાંચું."

**મેહમુદા**—હા, બિસમલ્લાહ કરો.

**હોસનઆરા**—પણ ઉસ્તાનીજીને કહેતાં શરમ લાગેછે.

**મેહમુદા**—એમાં શરમાવાનું શું છે. હું કહું ?

**હોસનઆરા**—હું શિખુંછું તે કોઇને ખબર નથી. તેઓ એ સાંભળીને અચરત થવાનાં.

**મેહમુદા**—હા, થશે તો ખરાં.

**હોસનઆરા**—બધી જણી કાન લગાડીને સાંભળવા માડશે, તેથી એવું તો નહિ બને કે મારૂં ચિત્ત જતું રહે ને હું લઠડી પડું ?

**મેહમુદા**—એઓમાં કોઈ અજાણું આદમી નથી. વાંચતી વખતે ચોપડી સિવાય તમારે કોઈ બીજી તરફ નજર કરવી નહિ.

**હોસનઆરા**—આગળ ચાલતાં એ કાહાણીમાં કાંઈ ઘણું કઠણ તો ન હોય?

**મેહમુદા**—નહિ ટૂકી વાર્તાઓ તમે વગર અડચણે વાંચોછો તે કરતાં તો કાંઇએક સેહેલી છે.

**હોસનઆરા**—તમે મારી પાસે બેસશો ?

**મેહમુદા**—હા, બચિત.

**હોસનઆરા**—ઉસ્તાનીજી કાંઈ ગોસ્સે તો ન થાય?

**મેહમુદા**—જરા પણ નહિ. એ ખુશી થવાની વાત છે કે ગોસ્સે થવાની?

**હોસનઆરા**—ઓહો ! પણ જીવ ધ્રૂજેછે.

**મેહમુદા**—શું ઉસ્તાનીજીના ગુસ્સાથી ?

**હોસનઆરા**—નહિ, સૌની સામે વાંચવાથી.

**મેહમુદા**—અરેજી, તમે આંખો નિચી કરી વાંચ્યા કરજો એટલે થોડી વારમાં છાતી ઠરી જશે.

એટલામાં "રાબા" ચોપડી લઇને આવી લાગી અને જેવી વાંચવા જતી હતી તેવી મેહમુદા બોલી,—"ઉસ્તાનીજી, આજે હોકમ હોય તો હોસનઆરા બેગમ કાહાણી વાંચે?" આ સાંભળી સૌ અજબ થઈ ગયાં.

**ઉસ્તાતીજી**—હેં!

**મેહમુદા**—હોસનઆરા બેગમ આજ કેટલાએક મહિના થયા છૂપાં છૂપાં મારી પાસે શિખતાં હતાં, અને હમણાં એઓ ઇબારત વાંચી શકેછે.

**ઉસ્તાનીજી**—પ્રથમ એકવાર એઓએ શિખવાને માટે મને કહ્યું હતું. તે વખતે મેં એવા વિચારથી એમને રોક્યાં હતાં કે એમનો શોક સારી પેઠે તેજ થાય પછી શરૂ કરાવીશ. પણ પછી એમને કશી વાત કાહી નહિ, તેથી હું સમજી કે હમણાં વિચાર નહિ હશે.

**મેહમુદા**—જનાબ, તેજ દહાડે એઓએ શિખવું શરૂ કીધું હતું. ખોદા શાંમે એવું ચાલાક મગજ છે કે મેં તો એવું જોયું નથી. એકજ દિવસમાં તો એમને આખી બારાખડી ઓળખી લીધી હતી અને વળી ખોદાએ એવી કોઈ યાદદાસ્ત આપીછે કે જે શિખેછે તે બસ પથ્થર ઉપરના અખરાની માફક ચોંટી બેસેછે.

## ચરસા-ચરસી અને ઊંડાંણ વિચાર કરવા વિષે ઊસ્તાનીજીનો બોધ.

**ઉસ્તાનીજી**—હોસનઆરા બેગમ, મેહમુદાથી તમારાં શિખવાની વાત સાંભળીને હું ઘણી ખુશી થઇછું. અને આટલી થોડી મુદતમાં એબારત વાંચી શકવાની જે શકિત મેળવીછે તેટલા માટે હું સર્વે છોકરીઓની રૂબરૂ તમને શાબાશી આપુંછું. હું જાણુંછું કે મેહમુદા શીવાડે તમારૂં છૂપા છૂપ શિખવાનું કારણ એ છે જે તમારી લજાએ નાની છોકરીઓ—કે જેઓ ચોપડીઓ વાંચી શકેછે—તેઓની સામે ક—ખ—શિખવું પસંદ કીધું નથી. એટલા માટે હું તમારી એ ગરસાઈ ઉપર આફ્રીન કરૂંછું. એવી ગરસાઇ અને કાળજી આદમીને ખોદાએ એટલા માટે આપીછે કે તે નેક કામોમાં તેની મદદ લીએ. ગરસાઇ સુસ્તી અને આળસાઈનો ચાબુક છે. ગરસાઇથી શોકને તેજી અને આપણી ઇચ્છાઓને મજબૂતી મળેછે. ઉલટ અને ગરસાઇ આપણા હકમાં ખોદાઇ મદદ અને ગેબી ટેકો છે. મુશ્કેલીઓ ઉપર ફાવવાને અને અડચણોને દૂર કરવાને માટે તે એક ઉમદા હથિયાર છે. તે મેહનતને શાન્તિ તથા ગભરાટને ધીરજ આપેછે. તે આપણાં દિલની શકિત અને આપણા જીવનું કૌવત છે. તે એક એવો તીર છે કે જેની નેમ કદી રદ જતી નથી. તે એક એવી તદબિર છે કે જેનો બદલો હંમેશાં ફતેહમાં મળેછે. ખરાં નસીબવંત તે લોક છે કે જેમનાં ખમીર ગરસાઇવાળાં હોય, અને ભાગ્યવંત તેઓજ છે કે જેઓ ઉમંગ અને ઉલટથી ભરપૂર હોય. હોસન-

આરા બેગમ, તમારામાં હજાર ખુબીઓમાંની એક ખુબી આ ચરસા-ચરસી છે. ઓ છોડીઓ, તમે સર્વે એવી સંભાળ રાખો કે તમારી ઉલટ મંદ અને નરમ નહિ થાય. હોસનઆરા બેગમ, આ બે ત્રણ મહિના જે તમે શિખવામાં રોકયાછે તેમાં તમે પોતે સમજી ગયાં હશો કે તમારી ઉમરનો આ ઘણો નાનો ભાગ કેવો સારો ગુજર્યોછે. એવા એવા કેટલાએક સારા વખતો હમે અને તમે બાબદોમાં અને ઉંઘમાં ગુમાવ્યા હશે, અને તેને પણ જો હમણાંની પેઠે કામની વાતોમાં લગાડતે તો શું કાંઈ ફાયદો હાંસલ નહિ થતે? અફસોસની વાત છે કે, આદમી વખત મળ્યા છતાં તેને અકારત કરે! હોસનઆરા બેગમ, હવે તમે આ ભલાં કામને શરૂ કીધુંછે તો ચોંપ રાખી તેને છેવટ સુધી પહોંચાડો. જે આદમી ઉલટ કરેછે પણ અધુરી, અને ઇરાદો કરેછે પણ નાકેશ, તો તે આદમી જે કોઈ બિલકુલ ઉલટ વગરનુંછે તે કરતાં પણ વધારે ખરાબ છે. જેઓ તમારા શિખવા વિષે સાંભળે તેઓ કદી આ પણ સાંભળે કે હોસનઆરા બેગમે શિખવું છોડી દીધું, તો તે મોટી શરમની વાતછે. હોસનઆરા બેગમ, આદમીને પોતાની નાદાનિયતની હદ માલમ નથી. જેને જેટલું આવડેછે તે પેલા ઉંદરની પેઠે—જે હળદનો એક ગાંઠિયો પાઇ જવાથી પોતાને મોટો ગાંધી વિચારતો હતો તેમ—પોતાને મોટું પંડિત સમજયા કરેછે, અને થોડુંએક જાણ્યા ઉપર ઉકમાન કર્યા કરેછે. તેમજ અજબ નથી કે તમને પણ તમારી હાલત પર ગુમાન જાય કે 'જે પણ પુસ્તક સામે આવશે તે હું વાંચી શકીશ, ને સર્વે કાંઈ મને આવડી ગયુંછે.' ખબરદાર, કદી એવો ખ્યાલ તમારાં દિલમાં આવવા ન દેશો. મેં તમને પહેલાં પણ કહ્યુંછે કે, "વિદ્યાના દરિયાનું તળિયું કોઈ મેળવી શકયું નથી." ઇબારત વાંચી જવી એને કાંઈ વિદ્યા કહેતા નથી. એતો વિદ્યા હાંસલ કરવાનું સાધણ છે. વિદ્યા તો તેને કહેછે કે જે કિતાબોમાં લખેલીછે—હિસાબ, ભૂગોળ, તવારિખ, નીતિ શાસ્ત્ર, કુદરતી વિદ્યા, વૈદક, વ્યાકરણ, તર્ક શાસ્ત્ર, ભૂમિતિ, ગણિત શાસ્ત્ર, ઇત્યાદિ એને વિદ્યા કહેછે. હોસનઆરા બેગમ, ઘણી ચીજોના જાણવા અને ઘણી ચોપડીઓ શિખવાથી કાંઇ ઘણો ફાયદો નથી. સઘળી વિદ્યાઓનું ફળ એ છે કે આદમી હરેક ચીજની અસલ અને હરેક વાતની ઉંડાણનો વિચાર કરે. તમે પહેલાંથીજ શાન્ત વિચાર અને બારીકીથી ગોર કરવાની ટેવ રાખો. જે ચીજ તમે જુઓ તેની હકીકત અને જે વાત તમો સાંભળો તેનું કારણ સમજવું જોઇએ. જે ચીજ આપણે રાત દહાડો જોઇએ છીયે તે કોઇ એવી સાધારણ નજરથી જોઇએ છીયે કે ગોયા બિલકુલ તેથી નાવાકેફ છીયે. પાણી, હવા, આતશ, ઝાડ, અનાજ કપડાં, ઝેવર, વાસણ, બલકે ઘર સંસારની જરૂરની સર્વે ચીજો અને આસમાન, સેતારા, ઇત્યાદિ વિષે કદી પણ કોઇએ વિચાર્યુંછે કે એ શુંછે? પણ જેઓએ

એ ઉપર બારિકીથી ધ્યાન આપ્યુંછે તેઓ સમજ્યાંછે કે એવી એકેક ચીજ એકેક વિદ્યાછે. વિદ્વાનોએ કેવું અચ્છું કહ્યુંછે કે,

બેત.

બર્ગે દરખ્તાને સુબ્જ દર નજરે હુશિયાર,
હર વરકી દફતરી અસ્ત મઆરેફતે કેરદેગાર.

એટલે, "કામેલ આદમીની આંખમાં લીલાં ઝાડોનાં પાંદડાંમાંનું દરેક પાંદડું ખોદાની કારિગીરીને પિછાણવાનું એકેકું પુસ્તક છે." ટૂંકામાં, આપણા મનને વિચાર અને શોધની ટેવ રહે અને અક્કલને ખોળ, તલાસનો રોગ લાગી જાય એમ કરવું. કહેવામાં આવ્યુંછે કે, "એક મણ વિદ્યા પાછળ દસ મણ અક્કલ જોઈએ." ખરી મતલબ તો એજ છે, નહિ તો પોપટની પેઠે શિખી ગયાં તેમાં શો ફાયદો? પોપટને આખો એટલું શિખવ્યો પણ તે હેવાનજ રહ્યો. હાં—ચાલોજી હવે વાર્તા શરૂ કરો."

મસીહ-ઉલ-મુલ્કની વાર્તા જે આગળ બીજી છોડીએ વાંચતાં અધુરી રાખી હતી તે હવે હોસનઆરાએ પોતે વાંચવી શરૂ કીધી. બે ચાર ફકરા સુધી તો તેણીનો આવાજ લડડવા લાગ્યો, પણ પછી તો સાફ વાંચવા લાગી.

## મસીહ-ઉલ-મુલ્કની બાકી રહેલી વાર્તા.

મસીહ-ઉલ-મુલ્કની જે કમબખ્તી આવી તેથી દિકરીના લગ્ન કરવા ઉઠ્યા. એક તો પહેલવહેલું કામ હતું અને આગળું પાછળું કાંઈ વિચાર્યું નહિ. લોકોના હક લુટી લુટીને જોરજુલમથી જે કાંઈ એકઠું કીધું હતું, તે સર્વ લગ્ન પાછળ ખરચી નાખ્યું, બલકે સામું હજારોનું કરજ માથે વધાર્યું, અને નામ કહાડવા તથા લોક દેખાડવા પાછળ મરી ફિટ્યા. લગ્નનો ભારી દમામ અને અતિઘણો સરસામાન જોઈને પાદશાહને તેમના ઉપર શક ગયો, તથા દુખી થયલાઓને ઉશ્કેરણી કરવાની આ જોગવાઈ મળી. આખરે રાજદુવારી દફતરમાંથી એમનું નામ કહાડી નાખી, ઓહદા ઉપરથી દૂર કીધા. જેવા એઓ પદભ્રષ્ટ થયા કે કરજદારોએ તકાજા શરૂ કીધા. રાજમાં માથું મારનારાઓ એઓથી નારાજ તો હતાજ, તેઓ રસ્તે ચકલે એમની નિંદા કરવા લાગ્યા. હવે મસીહ-ઉલ-મુલ્કને મક્કે હજ કરવા નિકળી જવા સિવાય બીજું કાંઈ સુઝયું નહિ. "નવસેં ચુહે ખાકર બિલ્લી હજકુ ચલી!" સફરનું નામ સાંભળીને નોકર ચાકરો રોકડો જવાબ દેવા લાગ્યાં; ઘરમાનાં લોંડી ગોલામોએ ખરવા માડ્યું. આટલાં બધાં માણસોમાં ફકત એક હોશમંદ નામની લોંડી ઇમાનદાર રહી. તેણીને હકીમ સાહેબની નાની દિકરી નાઝપરવર્દ સાથ રમવાથી તથા એકસરખી ઉમરને લીધે ઘણી મોહબત હતી, અને તેણીએ નાઝપરવર્દની દોસ્તી મેળવી હતી.

# હોશમંદ ગોલામડી.

હોશમંદ હતી તો લોંડીઝાદી, પણ ઘણીજ અક્કલમંદ અને પોતાનાં નામ પ્રમાણેનીજ ચાલાક હતી. પોતાની અક્કલને જોરે સર્વે ખિદમતગારોમાં ચઢતી, સફાઈવાળી અને સર્વે વાતે પહોંચેલી હતી. પણ તેની અક્કલ છૂંટાપણું પસંદ કરતી હતી. તે પોતાની હાલતને ઘણીજ ધિક્કારતી અને જીવમાંને જીવમાં વિચાર્યા કરતી કે, "ઘરમાં ત્રણ જાતના આદમીઓ છે. એક તો ખૂદ ઘરવાળાં કે જેઓને સર્વ રીતનું સુખ અને અખત્યાર હાંસલ છે. બીજાં તો નોકર ચાકરો કે જે લોકો ઘરવાળાંની ખિદમત ચાકરી કરેછે તો ખરાં, પણ તેને બદલે પોતાની મજૂરી લીયેછે, અને જ્યારે કોઈ નોકરીથી નાખુશ થાયછે ત્યારે તે છોડીને ચાલી જાયછે. પણ ત્રીજાં તો હમો લોક છીયે, જેઓ લોંડી, ગોલામ કહેવાઈએ છીયે. હમારી મેહેનત અને દુખનો કશો ઠાગ નથી. નથી હમો લોકો ઘર છોડી જઈ શકતાં, કે નથી દરમાયાના હક ધરાવતાં. સૌમાં હમેજ કમબખ્ત અઽડતાં થઈ પડેલાં છીયે."

હોશમંદ આ વાતની ઓલમાં હતી કે, "મેં એવો વાંક તે શું કીધોછે કે તેના બદલામાં મને ઉમરભરની કેદી કીધીછે?" તે ઘણું પણ વિચારતી પણ એ સવાલનો કશો પત્તો હાથ લાગતો હતો નહિ. એક બે વાર તેણે ઠરાવ કીધો કે પોતાની જાતીઓમાં એ વિષે વાત કાઢે, પણ તેઓમાં કોઈને પણ પોતાનાં જેવાં મત અને વિચારની જોઈ નહિ. તે સઘળીઓ તો એટલીજ અક્કલ ધરાવનારી હતી કે, "કોઈ દિને કામ વધી પડ્યું તો ઠોકાઈ ગયાં, થોડો વખત રડ્યાં બલ્યાં કે પછી જેવાંનાં તેવાં!" જાણે "ચિકણા ઘડાપર ટીપું પડ્યું ને ઢળી ગયું!" પણ હોશમંદ સદા પોતાને માટે ખુબ ચોંપથી રહેતી હતી. મારવું ફાડવું તો શું પણ કોઈ જરા કડણ શબ્દો કહેતું તો મહિનાઓ સુધી તેનું દુખ ધરતી. હર વખત પોતાની હાલત તેની નજર આગળજ હતી, અને એ કારણથી સદા તે ઉદાસ રહેતી. જ્યારે એકલી પડતી ત્યારે પોતાનાં દુખો ઉપર રડતી. છૂટાંપણાંનો ખ્યાલ તેનાં મગજમાં એવો તો સમાયો હતો કે કોઈ ચીજ તેને ખુશ લાગતી ન હતી. પણ જેટલી હોશમંદ છૂટાંપણાંને પસંદ કરતી તેટલી તે ઘરવાળાંની નજરમાં ધિક્કાર પામતી. તેમાં ખચિત કરી નાઝપરવર્દ તેની અભિમાનીથી ઘણી બળતી અને ઘણા નાલાયક શબ્દો બોલતી કે, "લોંડી છતાં એને કેવો ગર્વ છે! ઝુંપડીમાં રેહેવું ને મેહેલનો સ્વપ્નો જોવો!"

હોશમંદે છૂપા છૂપ પોતા વિષે ચોકસી કરતાં માલમ પડ્યું કે ચોરાણુંનાં સાલનાં દુકાળમાં એની માને એનો મમાવો બે રોટીને બદલે વેચી ગયો હતો. તે વખતે એની મા છ સાત વરસની હતી. જ્યારે તે મોટી થઈ ત્યારે હકીમ

સાહેબે (મસીહ-ઉલ-મુલ્કે) પોતાના કોઈ ગોલામ સાથે પરણાવી આપી. તેમને પેટે એ હોશમંદ જન્મ પામી, અને મા બાપ બંધો મરણ પામ્યાં. હોશમંદને જ્યારે પોતાનો એ હાલ જણાયો ત્યારે દિલમાં કહેવા લાગી કે, "અલબતાં, આ ઘરનો મારા ઉપર મોટો આભાર છે, કાંઇ મને અને મારી માને પરવરશ કીધાંછે. પણ એક પરવરશીનો હક જોતાં વાજબી નથી જણાતું કે હું તમામ ઉમર સુધી એવી હલકાઈ અને દુખમાં પડી રહું. પરવરશીનો હક જેવો મારી ઉપર તેવોજ ખૂદ ઘરનાં બાલ બચ્ચાં ઉપર પણ છે. ત્યારે સબબ શું કે હું મોટી થઇને લોંડી રહું, અને આ લોકો પોતાને વડાંની બરાબરીને દરજ્જાના ગણે? એટલુંજ કેની કે મારો મમાવો દુકાળમાં બે રોટીઓનો ઓસિયાળો હતો, અને તે વખતે બે રોટી આપીને એ લોકોએ મારા મમાવાનો જીવ બચાવ્યો. પણ જ્યારે એઓની આટલી મોટી શક્તિ હતી ત્યારે મારા મમાવાને મદદ કરવાની એમની ફરજજ હતી. દુનિયાંમાં લોકો એ કરતાં વધારે મોટાં સલૂકો કરેછે, પણ તેના બદલામાં કોઇને ગોલામ તો કરી નથી લેતાં. વળી આ પણ સમજ પડતી નથી કે મમાવાએ મારી માને વેચી કાં નાખી? જો કે મારી મા તેમની દિકરી હતી, પણ કોઇને પણ બીજાંને વેચી દેવાનો અખત્યાર કાંઈ વાજબી જણાતો નથી.

## હોશમંદની નિમકહલાલી.

ટૂંકામાં, એવા ઘણાએક વિચારો હોશમંદનાં મનમાં આવ્યા કરતા હતા. જ્યારે હકીમ સાહેબનું પડી ભાગ્યું અને સર્વે લોંડી ગોલામો વગર લગામનાં ઉંટની પેઠે ભમતાં ફરવા લાગ્યાં ત્યારે હોશમંદને ટકી રહેવાનો કોઇને પણ ભરોસો ન હતો. પણ તેને બદલે હોશમંદનું પોતાનાં શેઠના ઘરમાં સૌની પછી ઠરી રહેવું તથા કામ ખિદમતમાં અગાઉના કરતાં વધુ ચપલ થવું જોઈ, દરેક જણ ઘણું અજબ થઇ ગયું. આખર જ્યારે હજે નિકળવાને બે દિવસ બાકી રહ્યા ત્યારે નાઝપરવર્દે પોતે કહ્યું કે, "કેમ હોશમંદ? તને આજ વરસો થયાં છૂટાંપણાંની ઇચ્છા હતી તો તે વખત હમણાં છે. ખોદાનું નામ લઈ જ્યાં જીવ ચાહે ત્યાં ચાલી જા." હોશમંદે કહ્યું, "અલબતાં હું છૂટાંપણાંને ઘણું ચાહું છું, પણ તેની મતલબ કાંઇ એ ન હતી કે હું આ ઘરમાંથી નીકળી જાઉં, અને તમારેથી જૂદી થાઉં. દુનિયાંમાં આ ઘર સિવાય મને કોઈ સાથે સંબંધ નથી. અગર તમારા આ માઠા વખતમાં મારો જીવ પણ તમારા કામમાં આવે અને નિમક ખાધાનો તથા પરવરશીના હક અદા થતો હોય તો હું એ જીવ ખરચ કરવામાં જરા પણ ઢીલ કરીશ નહિ."

હવે હકીમ સાહેબ પોતાની ધણિયાણી તથા નાની દિકરી નાઝપરવર્દે અને હોશમંદને સાથે લઇને દિલ્લીથી મુંબઇ આવી પહોંચ્યા. અહીંઆં આવીને પોતા પાસે જે ભારી કિમ્મતનું જર ઝેવર હતું તે વેચીને જરૂરનો સામાન તથા

નગદ રૂપિયા લઈ વાહાણે ચઢી સોળમે દિવસે "જદ્દે" જઈ પહોંચ્યા. હજી તો હજને ઘણો વખત હતો તેથી એવી ગોઠવણ કીધી કે પહેલાં "મદીને" જઇને પાછાં આવવું. એ ઠરાવ પ્રમાણે મદીને જતાં રસ્તામાં બદ્દુ આરબોએ તેઓને ઘેર્યાં અને સર્વે નગદ તથા જરાએ જરા માલમતા લૂટી લીધો, અને તે સાથે હોશમંદ તથા નાઝપરવર્દ એ બંનેને જાબર નામનો એક બદ્દુ આરબ પકડી લઇ ગયો, અને પોતાને ઘર લઇ જઇને પોતાની બાયડીને સોંપી બોહલ્યો, "લ્યો, આ બંનેને લોંડી કરો અને ઘરનું કામકાજ એઓ પાસે કરાવો. જ્યારે આપણી દિકરીઓ "રીહાના" અને "ઝમીરાન" ના વિવાહ કરીશું ત્યારે એ લોંડીઓ તેઓને રીતમાં આપીશું."

## એક દિને બેગમ—બીજે દિને લોંડી.

આથી બિચારી નાઝપરવર્દનાં હકમાં તો ગોયા દુખનો પાહાડ તુટિ પડ્યો. ઘર મૂક્યું, દેશ મૂક્યું, માબાપ ખોયાં, પ્યારાં અને એશાવંદો ખોયાં, બિચારી બેગમ ઉપરથી લોંડી બની, અને વધારે એ કે લોંડી પણ બની તો નકામી અને હળકી! ઝાબરને ઘર કાંઈ સોપારી કાતરવાની કે પાનનાં બીડાં બનાવવાના નહિ હતાં, નહિ તો કદાચ "દરવેશનો ગુસ્સો દરવેશના જીવ ઉપર," તેમ નાઝપરવર્દ પણ કરી બેસતે. પણ અહીઆં તો મેંઢાં, બકરાં અને ઉંઠણીઓને ચરાવવાં, પાણી પાવું, દોહવાં, ઘરનું દળવું, રાંધવું એવાં કામો હતાં, અને એમાંનું એકપણ કામ નાઝપરવર્દને લાયકનું ન હતું. નાઝપરવર્દનું કામ તો રાત દિન ઝાર બેઝાર રડવા સાથ હતું. તેનું દુખ જોઈ જોઇને હોશમંદનું હૈયું ફાટી જતું હતું. પહેલા બે ચાર દિવસ તો કોઇએ એમને કાંઈ પૂછ્યું પરછ્યું નહિ. ધાર્યામાં જાબર પોતાની બાયડી અને બેટીઓને એમને માટે કાંઈ કહ્યા કરતો હોય, પણ તે એઓ કાંઈ સમજતાં નહિ હતાં. નાઝપરવર્દ તો રડતીજ રહી, પણ હોશમંદે ઘરનાં કામકાજમાં હાથ ઘાલવો શરૂ કીધો. એક દહાડે જાબર પોતાની બાયડી સાથે વાત કરતો હતો અને નાઝપરવર્દ તરફ આંખો ફાડી ફાડીને જોતો પણ જતો હતો. આથી હોશમંદ સમજી ગઈ કે એને નાઝપરવર્દનું રડવું અને નકામું બેસી રેહેવું નાપસંદ છે. તેથી તે ઘણી બિહી, અને જઇને નાઝપરવર્દને કહ્યું,—"ભવિષ્યમાં જે લખ્યું હતું તે થયું, અને હજી પણ જે કાંઈ લખ્યું હશે તે થશે, માટે રડવાથી ફાયદો શું થવાનો? પાંચ, પાંચ, છ છ દિવસ થયા એક તણનું તમારા મોંહોડામાં ગયું નથી. આંખો તમામ સુજી ગઇછે, જરા દિલને સબ્ર કરો."

એટલું કેહેવું કે નાઝપરવર્દ તો વધારે બેઅખત્યાર રડવા લાગી. થોડો વખત પછી વળી હોશમંદે કેહેવું શરૂ કીધું કે—"રડવું કાંઈ આજેજ પૂરૂં

થઈ જવાનુ છે? એ તો ઉમરભરનો રોગ લાગેલો છે. જીવશું તો રડવાનો ઘણો પણ વખત મળશે."

**નાઝપરવર્દ**—શું કરૂં, અંદરથી દિલ ફાટીને ઉછળી નિકળેછે.

**હોશમંદ**—ખરેખર, આ દુખ તો કાંઈ જેવું તેવું નથી. જેટલું દુખ ધરીએ એટલું થોડું છે, પણ હું કહું છું, કે તેનું શેવટ શું આવશે?

**નાઝપરવર્દ**—એવી રીતે હું મારો જીવ આપીશ.

**હોશમંદ**—અરે અફસોસ! જીવનું ત્યાગ કરવું આપણા અખત્યારમાં હતે તો ઘણું ઠીકજ થતે. મને પોતાને મરવું ભલું લાગેછે, પણ તમારૂં દુખ શહન થઈ શકતું નથી.

**નાઝપરવર્દ**—મને ચક્કર ઉપર ચક્કર તો આવવાં લાગ્યાંછે, હવે એક બે દિવસમાં જીવ પણ નિકળી જશે.

**હોશમંદ**—સૌ કાંઈ તો થયું પણ ખોદાએ હમણાં સુધી તો લાજ લુટાવા દીધી ન હતી પણ હવે મને તેનો પણ ધસ્કો છે.

નાઝપરવર્દ એ સાંભળીને ચોંકી અને પૂછ્યું, "અરે! શું?"

**હોશમંદ**—આ બદ્દુ જે આપણને પકડી લાવ્યોછે તેનું નામ "જાબર" છે. આજે તે પોતાની બાયડી સાથ વાત કરતો હતો અને તમારી તરફ આંખો ફાડી ફાડીને જોતો જતો હતો. તેના ચેનચાળા કાંઈ સારા જણાતા ન હતા,

**નાઝપરવર્દ**—પણ તેના કહેવાની મતલબ શું હતી?

**હોશમંદ**—પોતાની બોલીમાં ઘણો વખત સુધી કોણ જાણે શું બોલ્યો. પણ ખચિત કરી તે તમારેજ માટેની કાંઈ વાત હતી.

**નાઝપરવર્દ**—તમને શું સમજાયું કે તે શું કરવા માગતો હતો?

નાઝપરવર્દે આખી જીંદગીમાં આજેજ પહેલીવાર હોશમંદ ને **તમે** કરીને બોલાવી.

**હોશમંદ**—મારા વિચાર પ્રમાણે તે એવું ઇચ્છેછે કે તમે રડવું, બડવું છોડી દઈને કામ કરો.

એ સાંભળતાંજ નાઝપરવર્દ બેહોશ થઈ ગઈ, અને ઘણો વખત પછી હોશિયાર થઈ કહેવા લાગી કે, "અગર હું એની મરજી માફક નહિ કરીશ તો એટલુંજ કેની કે મને મારી નાખશે. ત્યારે હું તો જીવ આપવાને તૈયારજ છું.

**હોશમંદ**—મરવાને હું તમારા કરતાં વધારે તૈયાર છું, પણ ધાસ્તી એ છે કે કદાચ તે જીવથી ન મારતાં કાંઈ બેહોરમતી કરે તો?

**નાઝપરવર્દ**—ત્યારે હવે શું કરવું?

**હોશમંદ**—પથ્થર તળે હાથ આવ્યો તે જેમ તેમ કરી કાઢવોજ જોઈએ તો.

**નાઝપરવર્દ**—તમે જાણોછો કે મને કશું કામ કરતાં આવડતું નથી.

**હોશમંદ**—કામ તો હું કરી નાખીશ, ફકત તમે મારી સાથે હેરો ફેરો કર્યા કરો.

**નાઝુપરવર્દ**—શું અહીંઆંથી છૂટવાની કાંઈ તદબિર નથી?

**હોશમંદ**—શું તદબિરછે?

**નાઝુપરવર્દ**—રાતના છૂપા છૂપ નાસી જઈએ?

**હોશમંદ**—અજાણ્યું દેશ, અજાણ્યાં લોક, નહિ શેહરનું નામ ખબર, નહિ કેથેનો રસ્તો ખબર, પગમાં ચાલવાનું જોર નહિ, તો ક્યાં નાસી જઈએ!

**નાઝુપરવર્દ**—બાવાની કાંઈજ ખબર નહિ?

**હોશમંદ**—ના, કાંઈ નથી.

**નાઝુપરવર્દ**—આ જાબર તો ખચિત જાણતો હશે?

**હોશમંદ**—હા, જાણતો તો હશે, પણ પૂછે કોણ? પહેલું તો એની બોલી આપણને નથી આવડતી. બીજું તો તે કોઇ એવા કઠણ સ્વભાવનો આદમી જણાયછે કે ખૂદ તેની પોતાની દિકરીઓ પણ તેને જોઇને થરથરી જાયછે. ધાસ્તીને મારે સામે વટીક તો જતી નથી.

**નાઝુપરવર્દ**—શું આ ઓરતોમાં કોઈ ભલું માણસ નહિ હશે?

**હોશમંદ**—હમણાંથી શું જણાય? પણ વડી છોડી ઝમીરાન કાંઇએક મિલનસાર માલમ પડેછે. તે જ્યારે આપણી તરફ જુએછે, ત્યારે તેની આંખો માયાવંતી દેખાયછે.

**નાઝુપરવર્દ**—ત્યારે ચાલો તેની આગળ આપણું દુખ જણાવીએ.

**હોશમંદ**—કેઈ બોલીમાં?

**નાઝુપરવર્દ**—કાંઇ ઈસારતોથી તેને સમજાવીએ?

**હોશમંદ**—હમણા ઉતાવળ કરવી ઠીક નથી.

**નાઝુપરવર્દ**—બોલી નહિ જાણ્યાથી આ કેટલી ખરાબી આવી પડીછે!

**હોશમંદ**—હું તો જાણું છું કે બોલી નહિ જાણવાથી આજે આપણને ઘણો ફાયદો છે. પહેલું તો અગર કોઈ કામ આ લોકોની મરજી મુજબ આપણે કરી નહિ શકીએ તો તે નહિ સમજવાનું બાહાનું થાયછે. બીજું તો એ કે મારા અને તમારા વિચારો એઓ જાણી શકતાં નથી. વગર અડચણે આપણે વાતો કર્યા કરીએ છીયે, ને એઓને જરા પણ ખબર નથી પડતી.

**નાઝુપરવર્દ**—જાબરની બાયડી અને દિકરીઓ તો પોતાને હાથે સર્વે કામ કરેછે. ત્યારે હવે શું એ લોકો બધું કામ આપણે માથે નાખીને નચિંત થઇ બેસશે?

**હોશમંદ**—નહિ, આ તો એ લોકોમાં એક ઉમદા રિવાજ જણાયછે કે એ લોક કામકાજ, ખાધાપીધા, કપડાં અને સર્વે વાતોમાં લોંડી ગોલાઓને ઘરવાળાંઓની બરાબરનોજ હક આપેછે.

## શેઠાણીનો આધાર ચાકરડી ઉપર.

મતલબ કે હોશમંદે ધાસ્તી દેખાડ્યાથી નાઝપરવર્દ પણ ઉઠવા બેસવા લાગી, પણ કામકાજની ટેવ તો હતીજ નહિ, ને વળી તે ઉપર દિલ ઉચાટ તેથી કાંઈ બની શકતું ન હતું. અને જો કોઇ કામને હાથ લગાડતી તો મહાવરો નહિ હોવાને લીધે બિગાડી નાખતી. જાબરનાં ઘરવાળાં તેને તદન મુર્ખ, અને તદન આંગ ચોરાઉ જાણતાં હતાં. હોશમંદ દરેક કામમાં તેની મદદગાર થઈ જતી હતી, તેથી નાઝપરવર્દનો પરદો ઢંકાયલો ચાલી ગયો, નહિતો ખોદા જાણે શું શેવટે પહોંચતે. હોશમંદ પોતાના હાડકાં રગડતી અને એકલા પોતાના જીવ ઉપર બધી વેદના ઝિલતી, પણ નાઝપરવર્દને મેહેનત આપવાનું પસંદ ન કરતી, ને જ્યાંસુધી બની આવતું ત્યાંસુધી તેને કોઇ કામમાં હાથ લગાડવા ન દેતી.

જાબર બદુને ઘર ગયા પછી નાઝપરવર્દને પોતાની સઘળી હાલત જણાઈ ગઈ. જ્યારે તે હોશમંદની સાથ પોતાની હાલતને સરખાવતી ત્યારે પોતે પોતાની નજરમાં ઘણી હલકી જણાતી. હવે તેણે જાણ્યું કે, "જે લોકોને હું પોતે હલકાઇની નજરથી જોતી હતી, તેજ લોકો ઘણાં કામનાં અને હુંજ ઘણી નકામી, વગર અર્થની, બીજાંઓની ઓશિયાળી, અને બીજાંઓની આભારી છું". હવેજ તેને સમજ પડી કે છુંટાપણું તે શું ચીજ છે? અને બીજાંઓની લોંડી થઇને રહેવું તે કેટલાં મોટાં દુખની વાત છે? હવેજ તેને હોશમંદની કદર આવી કે તેની છૂટાંપણાંની ખાહેશ ખોટી ન હતી. આટલું છતાં પણ ગનિમત હતું કે જેવી બદ પોતાને ત્યાં લોંડીઓ હિણાતી હતી તેવી જાબરને ઘર એ બંધો હિણાતાં ન હતાં. અહીંઆં જેમ જાબરની બંધો બેટીઓ ઝમીરાન અને રીહાના રહેતી હતી, તેવીજ રીતે નાઝપરવર્દ અને હોશમંદ પણ હતી. ખાધાનું એક, કપડાં એક, અને સૌનું કામ પણ એકસરખું, એમ નહિ કે દિલ્હી, લખનોની બેગમોની પેઠે જાબરની બાયડી, બેટીઓ પલંગો ઉપર અલેટા મારે ને ઉઠીને પાણી વટીક નહિ પીયે. એકલા જાબરને ત્યાંજ કાંઈ એમ ન હતું. બદ એ દેશનો કાયદોજ એવો છે કે ગમે તેવો મોટો અમીર કાં ન હોય, પણ પોતાને હાથે કામ કરવામાં એબ ન સમજે.

## આરબની જીંદગીના સુખ દુખો.

જાબર હતો તો લુટારો પણ સર્વે રીતે ખુશહાલ હતો. તેને ત્યાં સો ઉંટો લાવેલાં રહેતાં અને નજદીક હજાર મેંઢાં બકરાં પળાતાં હતાં—એજ તેની ધન દોલત હતી, અને તે ઉપરાંત કદી વરસ બે વરસમાં કાંઈ લુટ હાથ લાગી ગઇ તો તે વળી વધુ હતું. તેથી તેનાં ઘરવાળાંઓની જીંદગી ઘણી સાદી અને સંતોષી ગુજરતી હતી. દરેક જણ ધરાયલી આંખનું, મેહમાનોની પરોણા-

ગત કરનાર, જીવના સુખી, હિંમતવાન, મેહેનતુ, દુખ ખમનાર, વાયદાના સાચાં, અને વચનનાં પાક્કાં હતાં. આ સર્વ વાતો નાઝપરવર્દને ઘણું સુધી અજબ જેવી જણાયા કીધી. સૌમાં નેકી પ્રગટ હતી તેથી ધીમે ધીમે નાઝપરવર્દ પણ તેઓને પસંદ કરવા લાગી, તથા કોઇ કોઇવાર હોશમંદને કહ્યા પણ કરતી કે, "આ જંગલી બદુઓ જો કે ઢોર સરીખાં છે, તોપણ ઘણીએક વાતોમાં શેહરવાળાં કરતાં હું એમને સરસ જોઉં છું."

**હોશમંદ**—આ દેશની એક વાત તો મને પણ ઘણી પસંદ આવીછે કે આ તરફ ઓરતોની પદવી વધુ છે.

**નાઝપરવર્દ**—તે કેવી રીતે?

**હોશમંદ**—એક તો એ કે ઓરતો પોતાની મરજીનાં લગ્ન કરેછે. જુઓ હમણા ઝમીરાનની માગણી અહીંઆં ત્યાંથી આવેછે, ને ઝમીરાન બેધડક તેમાં ભાગ લીએછે! આપણા હિંદુસ્તાનમાં પહેલું તો છોકરીઓને એવી નાની ઉમરમાં પરણાવી નાખેછે કે તેમને એ વાતોની સમજ પણ હોતી નથી, અને જો છોકરી મોટી ઉમરની પણ હોય તોપણ તે પોતાનાં લગ્ન સંબંધમાં કંઇજ બોલી શકતી નથી. જો બોલે તો તેને નફટાઇનું નામ આપી રાખ્યુંછે. બીજું, ઓરતોને વધારે હક મળવાનો બીજો એક મોટો સબબ એ છે કે લગ્નના બાબમાં જેવું છૂટાંપણું મરદોને છે તેવુંજ ઓરતોને પણ છે. જેમ મરદો ઘણીવાર નેકાહ કરેછે તેવોજ હક અહીંઆંની ઓરતોને પણ છે. અહીંઆં તલાક લેવા અને આપવાની કશી એબ નથી, તેમજ ઓરતોએ એકથી વધુ વાર નેકાહ કરવાની મનાઇ નથી. આ જાબરની ઓરત "અઝરા"એ સાતમીવાર જાબર સાથે નેકાહ કીધાછે, તે છતાં તમે જુઓછો કે ગામની સઘળી બાયડીઓ એ અઝરાને કેટલું માન આપેછે? નેકાહનો ગાંઠ જેવો આપણા દેશમાં મજબૂત છે તેવો આ દેશમાં નથી. થોડું થોડુ પલ્લું હોયછે. મરદ નાખુશ થયો કે તરત તલાક આપી નાખેછે, તેમજ ઓરત નાખુશ થઇ કે ઝટ છૂટી પડી જાયછે, અને એવી રીતે તલાક લીધેલીની કોઇ એબ પકડતું નથી. હજારો તેને ચાહનારા અને સેંકડો તેને માગનારા નિકળેછે. આપણા હિંદુસ્તાનમાં મરદોએ પોતાનું છૂટાપણું કાયમ રાખ્યુંછે, જેની શકિત હોય તે બબે ચચાર બાયડીઓ કરેછે, અને ઓરતો ઉપર એવી બંધી રાખીછે કે કોઇ પણ હાલતમાં બીજા નેકાહ કરી શકતી નથી, અને એ કારણથી મરદ સાથે સરખાવતાં ઓરત ઘણી દબેલીછે."

હવે આ અરસામાં ઝમીરાનનાં લગ્ન પણ ઠરી ગયાં. બદુઓનો એક સરદાર "મગીરા" નામનો હતો. તેના દિકરા "સાબેત" સાથ તેની માગણી નકી થઇ. જાબરને ઘર તો મોટી ખુશાલીઓ થવા લાગી, પણ હોશમંદ અને નાઝપરવર્દની દિલગીરી પાછી તાજી થઇ, કેમકે જાબર એવી નિષ્ટાથી નાઝપરવર્દ અને હોશમંદને

લાવ્યો હતો કે તેઓને પોતાની દિકરીઓનાં પલ્લાંમાં આપવી. તેથી હવે હોશમંદ અને નાઝપરવર્દને એકબીજાંથી જૂદાં પડવાનો વખત આવી પહોંચ્યો. જાબરે ઝમીરાનને છૂટ આપી કે આ બેમાંથી જેને પસંદ કરે તેને લેવી. ઝમીરાને હોશમંદને પસંદ કરી લીધી. ઝમીરાન સ્વભાવની એવી તો ભલી હતી કે અગર હોશમંદ કહેતે તો તેને બદલે નાઝપરવર્દને લેતે. પણ જોકે નાઝપરવર્દની જૂદાઈ હોશમંદને ઘણી ભારી હતી, તોપણ હોશમંદે ઝમીરાનની સાથે પોતેજ જવું ઠીક ધાર્યું, કાંકે જેટલી મુદ્દત તે જાબરને ઘર રહી તેટલાં સુધી કોઈ પણ વાર છૂટવાના વિચારથી તે ગાફેલ રહી ન હતી, પણ કોઈ રસ્તો તેને હાથ લાગ્યો હતો નહિ. હમણા જોકે છૂટવાની આશાનું કોઈ કારણ ન હતું તોપણ હોશમંદનું દિલ અંદરથી પોતાની મેળે કહેતું કે "મગીરાને ઘર ગયા પછી બચિત કરી છૂટકારાની કોઈ તદબિર નિકળશે," હોશમંદે એ ઉમેદને એવી ખાતરીથી નાઝપરવર્દને કહી કે જેથી તેનાં દિલને પણ ધારજ આવી.

## નવો શેઠ—નવી નિશાની.

ઝમીરાનનાં લગ્ન થયાં તો તે પણ સાદાં અને ધામધુમ વિનાનાં અને ધર્મ મુજબ લગ્ન હતાં. મેહમાની તથા પલ્લાંનો સામાન પણ એટલો થોડો કે જો જાબર દિલ્હી કે લખનોમાં આવું નામ રાખ્યા છતાં એવી રીતે દિકરીના વિવાહ કરતે તો દુનિયાં થુ થુ કરતે. હવે ઝમીરાન માબાપથી વિદાય થઈને મગીરાને ઘર આવી, અને સાથે હોશમંદને પણ લાવી. થોડા દિવસ પછી એવો સંજોગ બન્યો કે સાબિત અને ઝમીરાનને હોશમંદ ખાનું ખવાડતી હતી, તેવામાં સાબિતના હાથ ઉપર હોશમંદની નજર પડી, તો તેણે જે વીંટી પેહેરેલી હતી તે આબેહુબ હકીમ સાહેબ જે પેહેરતા હતા તેવીજ જોઈ. ઘણો વખત સુધી તેણે ટીકી ટીકીને જોયું તો તેજ રંગ અને તેજ નંગ હતું. એક બે વેળાએ સાબિતને ઉંઘાયલામાં પણ હોશમંદે તે વીંટી જોઈ પૂરતી ખાતરી કરી લીધી કે બચિત એ વીંટી તેણીના મુરબ્બી હકીમ સાહેબના હાથમાં હતી તેજ છે હવે તે આ વાતની ખોળ કરવા લાગી કે એ વીંટી સાબિતને હાથ કયાંથી આવી ?

બદુઓ ઘણા લડાયક હોયછે અને નાની નાની વાતોમાં કાપાકાપી અને ખુન કરવા તૈયાર થઈ જાયછે. ઝમીરાનને સાસરે ગયાને ત્રીજો કે ચોથો મહિનો થયો હતો તેવામાં મગીરાને ત્યાં લડાઈની તૈયારીઓ થવા લાગી અને ઘરની ઓરતોને બસરાના શેખને ત્યાં મોકલી દેવાનો ઠરાવ થયો. આ વાત એવી ન હતી કે હોશમંદને તેનું કારણ જાણવામાં કાંઈ મુશ્કેલી પડે. થોડીજ ખોળખાળથી તેને માલમ પડયું કે એ મગીરા બદુઓનાં એક મોટાં ટોળાંનો સરદાર છે, અને એની ટોળીવાળા જ્યાં કેડે લુટફાંટ કરેછે, તેમાંથી

દસમો હિસ્સો મગીરાને ઘેર બેઠાં મોકલી આપેછે. ગયે વરસ હજની અગાઉ, મદીનાનાં રસ્તા ઉપર હિંદુસ્તાનનો એક કાફલો લુટીયામાં આવ્યો હતો, તે લુટમાં મગીરાની ટોળીનો શેદદાદ નામનો એક શખ્સ પણ શામેલ હતો. તેણે લુટમાં-થી જે મેળવ્યું હતું તેના દસમાં હિસ્સાને બદલે એક વીટી કે જે સાબેતના હાથમાં હતી તે મગીરાને આપી હતી.

હમણાં થોડાજ દિવસ થયા મગીરાને ખબર મળી કે શેદદાદ પેલા હિંદી કાફલાના વડાને પણ પકડી લાવ્યો હતો અને તેને ગોલામ કરવા ઇચ્છતો હતો. તે શખ્સ ઘરડો હતો. તેણે કહ્યું કે, "હું જૈફ છું, ને કાંઈ પણ કામ ખિદમત કરવાને અશક્ત છું, માટે મને ગોલામ બનાવ્યાથી તને કાંઇ ફાયદો થનાર નથી." તે ઉપરથી તેની સાથે એવી શરત થઇ કે તું મને ૧૦૦૦ દિરમ આપે તો છોડી દઉં. પેલો જૈફ મર્દ હિંદુસ્તાનનો એક હકીમ હતો, તેથી તેણે મક્કે આવીને પોતાના એ ધંધાથી કાંઈ કમાઇને તથા કાંઇએક પોતાના દેશીઓ પાસેથી લઇને હજાર દિરમ શેદદાદને આપ્યા. મગીરાએ આ હજાર દિરમમાંનાં પોતાના હિસ્સાની શેદદાદ પાસે માગણી કીધી. શેદદાદે તે આપવાની ના પાડી. એ વાત ઉપર તકરાર વધતાં લડાઇ ઉઠી ઉભી થઈ. પહેલાં તો શેદદાદે એ હજાર દિરમ લીધેલાજ ના પાડયા, પણ મગીરાને પક્કી ખબર મળી હતી કે પેલો હિંદી હકીમ હજી મક્કામાં છે. આથી તેણે પોતાના દોસ્ત મક્કાના શરીફની મારફતે તલાસ કરાવી તો હજાર દિરમ મળેલા ખરા પડયા. તે ઉપરથી મગીરાએ પોતાના હિસ્સાની કઠણ માગણી કીધી હતી.

હવે તો હોશમંદને હકીમ સાહેબનો પૂરો પત્તો મળી આવ્યો, કાંકે કાફલા-નો વડો અને હિંદુસ્તાનનો હકીમ તે તો ખૂદ મસીહ-ઉલ-મુલ્ક હતો. આથી તે ઘણીજ ખુશ થઈ અને જીવમાં કહેવા લાગી—"અરે, જો પાંખ હતે તો આજ વખતે ઉડી જઇને નાઝપરવર્દને આ ખુશ ખબર જણાવતે." ઉપલી સઘળી હકીકત મળતાંજ હોશમંદ પોતાના દિલમાં મનસુબો કરવા લાગી કે, "જ્યારે હકીમ સાહેબ મક્કામાં છે ત્યારે ત્યાં દર વરસ ચોતરફથી આદમીઓ હજને માટે જાયછે, તેઓમાંના કોઇની સાથ તેમને કહેવાડી મોકલવું કાંઈ મુશ્કેલ નથી."

## ગોલામર્દીનો પેગામ.

મગીરા અને શેદદાદ વચ્ચે જે લડાઇ થવાની હતી તે હજના દિવસ નજદીક આવી જવાને લીધે મુલતવી રહી. હોશમંદને ચોકસી કરતાં જણાયું કે મગીરાનાં ગામમાં રહેનારો "મુતવકેલ" નામનો એક ગુરૂ હિંદુસ્તાનથી આવનારા લોકોને હજની ક્રિયાની તાલીમ આપવાને માટે દર સાલ મક્કે જાયછે. એ શખ્સ એક રીતનો ધર્મગુરૂ હતો. "ઇલિમલમ" નાં બંદર ઉપર

વહાણ ઉપરથી ઉતરતાં હિંદી હાજીઓને હાથ કરીને, તે દસ વીસને હજ કરાવતો અને તેના બદલામાં તે લોકો જે કાંઇ આપતા તે ઉપર મુતવકેલનો ગુજારો થતો હતો. તે મુતવકેલ ઘણાં ભલાં દિલનો અને ખોદાપરસ્ત પુરૂષ હતો, અને બદુઓ એની પરહેજગારી તથા એના ફતવા ઉપર મોટો એતેકાદ રાખતા હતા, તેમાં વિશેષ કરી મગીરા તેને ઘણો ચાહાતો હતો. મગીરાના ઘરમાંથી હોશમંદને જે કાંઇ મળતું તેમાંથી પોતે પેટે પાટો બાંધી મુતવકેલને ઘર આપી આવતી. જ્યારે ધીમે ધીમે હોશમંદે મુતવકેલ સાથ સારી રીતે પિછાણ પાડી અને તેની દિનદારી તથા ઇમાનદારી ઉપર તેને ભરૂસો બેઠો ત્યારે એક દિને તેને મુતવકેલને કહ્યું કે, "તમારીથી મને એક ઉમેદ છે, તે એ કે આપ જયારે મક્કે જાઓ ત્યારે મક્કાના શરીફથી એક હિંદી હકીમ મસીહ-ઉલ-મુલ્કનો પત્તો મેળવીને એટલું તેમને કહેજો કે, "નાઝપરવર્દ કે જે 'બીરાલાએરાબ' ગામમાં, જાબર બદુની પાસે છે, તેણે તમને સલામ કહેવાડીછે." મુતવકેલે ઘણી ખુશીથી ભરોસો આપ્યો કે, "ખોદા કરેછે તો તમારો એ પેગામ હું જરૂર મસીહ-ઉલ-મુલ્કને પહોંચાડીશ."

મતલબ, કે મુતવકેલે મક્કે પહોંચતાંજ મસીહ-ઉલ-મુલ્કને શોધ્યા, તો જલદીથી તેમનો પત્તો મળી આવ્યો, કારણ કે મસીહ-ઉલ-મુલ્ક ખૂદ મક્કાના શરીફને ત્યાંજ હકીમું કરતા હતા. જેવું મસીહ-ઉલ-મુલ્કે નાઝપરવર્દનું નામ સાંભળ્યું, તેવીજ તેમની છાતી ભરાઇ આવી અને આંખોમાંથી બેઅખત્યાર આંસુઓ ટપકવા લાગ્યાં. મુતવકેલ પોતે ખોદાપરસ્ત આદમી હતો તે મસીહ-ઉલ-મુલ્કને રડતો જોઇ બોલ્યો કે, "અગર તમારી મુસિબતમાં મારીથી કાંઇ મદદ થતી હોય તો—ઇનશાલ્લાતાલા—તે બજાવવાથી હું પાછો હઠીશ નહિ." મસીહ-ઉલ-મુલ્કે પોતાને લુટાઇ જવા તથા કેદ પડવાનો સર્વે કિસ્સો કહી સંભળાવીને કહ્યું કે, "એ નાઝપરવર્દ હું કમબખ્તની દિકરી થાયછે. તમે ફકત મને એટલું કહો કે તેના છૂટકારાની સારી તદબિર કઇ છે?" મુતવકેલે કહ્યું, "જોકે આખું અરબસ્તાન આપમુખત્યાર છે, તોપણ સર્વે કોઇ મક્કાના શરીફને માન આપેછે માટે જો શરીફ કોશેશ કરે તો તમારી દિકરીનો છૂટકારો ઘણો સેહેલ છે."

## છૂટકારાની તદબિર.

આ સાંભળીને મસીહ-ઉલ-મુલ્ક ઘણા ખુશી થયા અને તરત મક્કાના શરીફ પાસે જઇ પોતાની અરજ જાહેર કીધી. શરીફે તેજ વખતે કાગજ લખી આપ્યું, અને પોતાના ખિદમતગારને મસીહ-ઉલ-મુલ્કની સાથે આપ્યો. મસીહ-ઉલ-મુલ્ક શરીફના નોકરને સાથે લઇ બીરાલાએરાબમાં આવી પહોંચ્યો, અને જાબરને શરીફનું કાગજ આપ્યું. જાબરે કાગજ વાંચતાંજ મસીહ-

ઉલ-મુલ્કને ઘણી ખાતરદારીથી પોતાના ઘરમાં લઈ જવા માગ્યો, પણ મસીહ-ઉલ-મુલ્ક અચકવા લાગ્યો. તે જોઈ જાબર બોલ્યો, "આ તો બિલકુલ ગેરઇનસાફી છે કે તમારી દિકરી વરસ દહાડો મારાં બચ્ચાં છોકરાંમાં દાખલ રહે અને હું તેની ઇજ્જતનો બચાવનાર છતાં, તમને પારકા જાણું."

મતલબ કે જાબર મસીહ-ઉલ-મુલ્કને ઘરમાં લઈ ગયો. નાઝપરવર્દ બાપને જોતાંજ દોડતી જઈ પગે વળગી પડી. બંનેને જુદાઇની હાલત યાદ આવી તો બાપ બેટી એવાં તો ધારમારી રડયાં કે જાબરનાં આખાં ઘરવાળાનાં દિલ પિગળી ગયાં. ભરેલે ડીએ નાઝપરવર્દે પોતાની માની ખબર પૂછી. મસીહ-ઉલ-મુલ્કે કહ્યું કે, "તેવણ તમારી જુદાઇમાં જીવતાજીવત ઘોરમાં છે." પછી દરેકે પોતપોતાપર પડેલાં દુખનું વર્ણન કીધું. જ્યારે મુતવકેલે મસીહ-ઉલ-મુલ્કને નાઝપરવર્દની સલામ અને ઠેકાણું જણાવ્યું હતું, ત્યારે તે એવાં તો ખુશી ભરેલાં મોતની હાલતમાં આવી પડયો હતો કે તેણે મુતવકેલને બીજું કાંઇજ પૂછ્યું હતું નહિ. આથી મસીહ-ઉલ-મુલ્કને હમણાં સુધી હોશમંદનો હેવાલ જણાયો હતો નહિ, બલકે તેણે હોશમંદને નાઝપરવર્દની આગળ જોઇ નહિ, ત્યારે ધાર્યું કે તે કદાચ કેથે બીજે હશે. પણ નાઝપરવર્દે બાપને પુછ્યું કે, "મારો પત્તો તમને કેવી રીતે મળ્યો ?"

**મસીહ ઉલ મુલ્ક**—મને મુતવકેલ નામના એક ગુરૂએ તમારી સલામ અને ઠેકાણું જણાવ્યું.

**નાઝપરવર્દ**—હું તો મુતવકેલનાં નામ વટીકથી પણ વાકેફ નથી. કદાચ ખોદાતાલાએ મારી મુસિબત ઉપર રહેમ કરીને ગેબમાંથી કોઇને તમો પાસ મોકલ્યો હશે ! અથવા હોશમંદ અહીઆં હતી તેણે કોઇ પાસે કાંઇ કહેવાડયું હોય, પણ મને કાંઇ ખબર નથી.

**મસીહ-ઉલ-મુલ્ક**—શું હોશમંદ પણ તમારીજ સાથે હતી ?

**નાઝપરવર્દ**—હા, પહેલાંથીજ. પણ તેને તો ગયા પાંચ મહિના થયા જાબરની દિકરી ઝમીરાનનાં પલ્લાંમાં આપીછે, અને તે તેઓ સાથ ગઇછે.

**મસીહ-ઉલ-મુલ્ક**—ઝમીરાન કયાં પરણી ગઈ ?

**નાઝપરવર્દ**—અહીઆંથી છ કે સાત મંજલપર કોઈ ઉમરાના નામે જગ્યા છે ત્યાં મગીરા બદુના દિકરા સાબેત સાથે.

**મસીહ-ઉલ-મુલ્ક**—ત્યારે મુતવકેલ વિષે ઘણું અજબ જેવું છે.

**નાઝપરવર્દ**—બચિત અજબ જેવું છે. જાબરને પૂછોની કદાચ કોઇ શખસ બીરાલાએરાબમાં એ નામનો હોય.

મસીહ-ઉલ-મુલ્કે જાબરને પૂછ્યું તો તેણે કહ્યું કે, "એ નામનો કોઈ અહીંઆં તો નથી પણ ઉમરાનામાં એક ગુરૂ છે." હવે તો મસીહ-ઉલ-મુલ્ક અને નાઝપરવર્દની ખાતરી થઈ કે આ છૂટકારાની તદબિર હોશમંદે કીધી હતી.

પછી નાઝપરવર્દે હોશમંદની વફાદારી, અહેસાન, અને ખાતરદારી સર્વે બાપને કહી જણાવી. મસીહ-ઉલ-મુલ્કે દિલમાં કહ્યું કે,—"હું નાઝપરવર્દને છોડાવી લઇ જાઉં અને હોશમંદના છૂટકારાની કોશેશ ન કરૂં, તો મર્દાઇ અને મુરવતાઇથી ઉલટું છે." એમ વિચારી તેણે ઉમરાના જવાનો ઠરાવ કર્યો, અને જાબરથી રસ્તાનો અહેવાલ પૂછવા લાગ્યો. જાબરે કહ્યું કે "આજ સાંજ સુધીમાં એક કાસદ ઉમરાનાથી આવનાર છે, માટે તેનેથી બરાબર ખબર મળશે."

ઘડીએક રાત ગુજરી એટલામાં કાસદ આવી પહોંચ્યો અને અજબ જેવું કે હોશમંદ પણ તેની સાથે હતી! મસીહ-ઉલ-મુલ્કને જોતાંજ હોશમંદે તેના પગો ઉપર માથું મુક્યું. મસીહ-ઉલ-મુલ્કે પૂછ્યું તો તેણે પોતાનો અહેવાલ કહ્યો કે, "મુતવકેલ જ્યારે હજથી પાછા ફર્યા ત્યારે મેં મારા પેગામ વિષે તેમને પૂછ્યું, તેથી જણાયું કે તમો મળ્યા, અને નાની બિબી (નાઝપરવર્દ) ના છૂટકારાની તદબિર પણ બની ગઇ, અને તમે શરીફનું કાગજ લઇ બીરાલાએરાબ રવાના થયછો. મુતવકેલે મને તમારી હકીકત પૂછી તે મેં અવલથી આખર સુધી કહી જણાવી, ત્યારે તેઓએ મને પૂછ્યું કે, "તેં પોતાના છૂટકારાની કાંઇ તદબિર નથી કીધી?" મેં જવાબ દીધો કે, "મને છૂટકારાની જરૂર નથી. હું તો જન્મની લોંડી છું. જેમને છૂટકારાની જરૂર છે તેમને ખોદા બક્ષે." ખોદા માલમ મુતવકેલને શું સુઝ્યું અને તેમને મગીરાને શું કહ્યું કે મને ગોલામીમાંથી છોડી મૂકી. મેં કહ્યું કે, "જ્યાં સુધી મારી બિબીને છૂટી થયલી જોઉં નહિ ત્યાંસુધી એ અહેસાન હું મારે માથે લઇ શકતી નથી." અહીંઆં કાસદ આવનાર હતો તેની સાથ મને સોંપી આપી."

આવી રીતે ખોદાએ નાઝપરવર્દ અને હોશમંદ એ બંનેને છોડાવી દીધાં અને મસીહ-ઉલ-મુલ્ક હસી ખુશીથી આ બંનેને સાથે લઇ જાબરથી રજા લઇને ગયા.

મસીહ-ઉલ-મુલ્કે હોશમંદને દિકરી અને નાઝપરવર્દે તેને પોતાની બેન બનાવી.

## વાત ઉપરથી વાત—જ્ઞાન.

જ્યારે આ વાર્તા પૂરી થઇ ત્યારે સર્વે છોકરીઓએ તારીફ કીધી કે, "સોબહાનઅલ્લા—ઘણી ઉમદા અને ઘણી મઝાની વાર્તા છે. હજાર આફ્રીન છે, હોશમંદની વફાદારી ઉપર."

પણ ઉસ્તાનીજીએ આ વાર્તા માત્ર શોક સારૂં વંચાવી નહિ હતી. દરેક વાર્તા ઉપરથી નવું જ્ઞાન મેળવવાનો શિખનારાંઓમાં શોક વધતો હતો, માટે ઉપલી વાર્તા પૂરી થઇ કે તેનું પરિણામ નિશાળના જ્ઞાનના થોડા વધારામાં ઉતર્યું. હવે આ વાર્તાએ કેળવણીની કેવી વલણ પકડી તે ટૂંકમાં જોઇશું.

માટે ઘરની દિકરી હોસનઆરા પોતેજ બોલી, "અરબસ્તાનમાં તો લોકો હજ કરવા જાયછે અને તેથી જણાયછે કે ત્યાં તો દિનદારીની ચર્ચા વધારે છે. ત્યારે ત્યાંનાં બદુઓએ આ બિચારાંઓને નાહિક લૂટયાં કેમ અને પરાઇ વહુ દિકરીઓને પકડી લોંડી બનાવી કાં હશે?"

ઉસ્તાનીજીએ આ સવાલનો લાભ લેવાને ઢીલ કીધી નહિ. એક છોકરીને કહ્યું કે, "બાઇ કુલશુમ, તમે અરબસ્તાનની ભૂગોળ વિદ્યા અને અરબની તવારિખ સારીપેઠે શિખ્યાંછો, માટે ત્યાંનો કાંઇ અહેવાલ હોસનઆરા બેગમને કહી સંભળાવો."

## અરબસ્તાનની ભૂગોળ અને બદુઓની હાલત.

**કુલશુમ**—અરબસ્તાન એક વેરાન દેશ છે, તેનો નકશો જોવાથી જણાયછે કે ત્યાં આબાદી ઘણી કમ છે. સેંકડો કોસના રેતીના રણો પડેલાંછે, જેમાં નથી પાણી કે નથી ઝાડપાન, નથી ગામડાં કે નથી વસ્તી. અગર અરબસ્તાનમાં મક્કા, મદીના નહિ હતે તો કોઈ અરબસ્તાનની તરફ મોઢું પણ નહિ કરતે. બીજાં દેશોમાં લોકો જે જાયછે તો તેમાં કાંઇને કાંઈ સ્વાર્થ હોયછે. કોઇ ઠેકાણે અનાજની મોટી પેદાશ તો કોઇ ઠેકાણે મેવાનો જથ્થો, અને કોઇ ઠેકાણે ઝવાહેરાત પેદા થાયછે. મતલબ કાંઈ પણ ચીજ, થોડી કે ઘણી તેવાં દેશોમાં થાયછે કે તેની જરૂરિયાત લોકોને ત્યાં ખેંચી તાણી લઇ જાયછે, તેમજ અરબસ્તાનમાં તો ફકત ઓદાનું નામ છે! બાકી ત્યાં નથી અનાજ, નથી મેવો, નથી ઝવાહેરાત કે નથી કશું કે કાંઇ.

**મેહમુદા**—કાં? અરબસ્તાનનાં ઉંઠ અને ઘોડા તો તમામ દુનિયાંમાં વખાણાયછે? ઉંઠ તો વારૂં સમજ્યાં, હિંદુસ્તાનમાં બિકાનેરના તરફ અને આફ્રિકા ખંડમાં પણ હોયછે. પણ અરબસ્તાનમાં જેવા ઉમદા અને ભારી કિમતનાં ઘોડા હોયછે તેવા તો બીજા કોઇ દેશમાં નથી હોતા?

**કુલશુમ**—તમે ખરૂં કહ્યું. અરબસ્તાનમાં ઘોડા ઘણા નામિચા થાયછે, પણ ઘોડા કાંઇ સાધારણ જરૂરની ચીજ નથી. અરબસ્તાનમાં વેપારને માટે લોકો ઘણાં થોડાં જાયછે. અલબતાં હજને લીધે દર સાલ ચોતરફથી લખો આદમી મક્કામાં ભેગાં મળેછે, અને કેટલાએક દિનદાર લોક તો હજ કરીને અરબસ્તાનમાંજ જઇ રહ્યાછે. ત્યાંના અસલી વતનીઓ બદુ લોકો છે, જેમનું નથી કોઇ શેહેર કે નથી કોઇ ઘર. એ લોકો આપણાં દેશનાં દોરડાં વેચનાર-ની પેઠે ઘરોને ખાંધે મારી ફરતા ફરેછે. કામડાંના છાપડાંની જગાએ ચામ-ડાંનાં તંબુઓમાં રહેછે, અને બાળ બચ્ચાં તથા ઢોરોને સાથે લઇ ફરેછે. જ્યાં પાણી નજદીક જોયું અને ઢોરોનો ચારો મળ્યો ત્યાંજ છો પડયા. જ્યારે

પાણી, અને ઘાસની તંગાસ જણાઇ એટલે બીજી તરફ જઈ રહ્યા. લૂટફાંટ એ લોકોનો બાપીકો ધંધો છે. દર વરસ હજને ટાંકણે એ લોકો બે ચાર નબળા કાફલાઓને લૂટી લીયેછે.

## સાધારણ ભૂગોળ વિદ્યા વિષે.

**હોસનઆરા**—બાઈ કુલશુમ, આ સર્વે અહેવાલ તમે કઈ ચોપડીમાં વાંચ્યો ?

**કુલશુમ**—જે ચોપડીઓમાં શેહેરો અને દેશોનો અહેવાલ લખેલો હોયછે તેને ભૂગોળ વિદ્યાની ચોપડી કરી કહેછે. એ વિદ્યામાં ઘણીએક ચોપડીઓ છે, પણ ટુંકામાં સમજવાને હાલ "જામે જહાંનુમા" ઘણી સારી કેતાબ ગણાયછે.

**હોસનઆરા**—શું આખી પૃથ્વિનાં શેહેરો અને દેશોનો અહેવાલ તેમાં હોયછે ?

**કુલશુમ**—હા, આખી દુનિયાંની ટૂંક હકીકત તે ચોપડી વાચ્યાથી સારીપેરે સમજાઇ જાયછે, પણ એશિયા અને ખાસ કરી હિંદુસ્તાનનો અહેવાલ તો ઘણી વિગત સાથે લખેલોછે.

**હોસનઆરા**—એશિયા, આફ્રિકા, એવા એવા નવા બોલો સાંભળવામાં આવેછે પણ તેની મતલબ હું સમજી શકતી નથી.

**મેહમુદા**—તે હું તમને સમજાઉંછું. જેમ એક ઘરમાં તેમાંના દરેક ભાગનું કાંઇ નામ રાખ્યામાં આવેછે, જેમકે મોરી, ચોતરો, બાવરચીખાનું, વખાર, માળ, ખડકી, તબેલો, વાડા, હાલ, ગ્યાલરી, ઓરડો, ઇત્યાદિ, તેજ પ્રમાણે જમીનના ભાગોના પણ નામ રાખેલાંછે. જે ભાગ દરિયાનાં પાણીમાં ડુબેલોછે, તેને તરી અથવા માહશાગર કહેછે, અને જે પાણી વગરનો છે તેને ખુશ્કી યા જમીન કરી કહેછે. વળી માહશાગરના પણ ભાગો કીધેલાછે. રાતો સમુદ્ર, કાળો સમુદ્ર, હિંદી સમુદ્ર, ઉત્તર સમુદ્ર, દક્ષિણ સમુદ્ર, એવા દરેક ભાગોનાં નામ છે. ખુશ્કીના બે મોટા ભાગો છે તેમાંના મોટાને જૂની દુનિયાં અને નાનાને નવી દુનિયાં કહેછે.

**હોસનઆરા**—વળી નવી જૂની દુનિયાં તે કેવી ?

**મેહમુદા**—નવી દુનિયાંનો અહેવાલ અગાઉ કોઇને માલમ નહિ હતો. હમણા આસરે ચારસો વરસ થયાં જણાયું કે અહીંઆં પણ વસ્તી છે. એ નવી દુનિયાંને અમેરિકા કરી કહેછે. તેના બે ભાગ છે, ઉત્તર અમેરિકા અને દક્ષિણ અમેરિકા. આપણે લોકો જૂની દુનિયામાં રહીએ છીયે. તેના એશિયા, યૂરોપ, અને આફ્રિકા એવા ત્રણ ભાગો છે. એશિયામાં હિંદુસ્તાન, ચીન, અફગાનીસ્તાન, અરબસ્તાન, ઇરાન, તુરાન, ઇત્યાદિ આવેલાંછે. યુરોપ

અંગ્રેજોનો ખંડ છે, અને આફ્રિકા સિદ્દીઓનો દેશ છે. ટૂંક અહેવાલ તો એ છે અને વિગતવારે તો આખી ચોપડીઓ ભરેલીછે. અગર તમે નકશો જુઓ તો સારીપેઠે સમજશો.

પછી મેહમુદાએ નકશાની ચોપડી હાથમાં લઇ પહેલાં જમીનના ગોળાનો નકશો હોસનઆરાની સામે ઉઘાડી મૂકયો અને કહ્યું કે "જુઓ, આ આખી દુનિયાંની તસ્વીર છે."

## પૃથ્વિના ગોળાનો નકશો અને વિગત.

**હોસનઆરા**—તમે તો કહેતાં હતાં કે જમીન ગોળ છે, ત્યારે આ પેડાં જેવા ચપટા જૂદા જૂદા બે પાટો કેમ?

**મેહમુદા**—એ બંનેને જોડીને વચમાં માટી અથવા કાંઇ બીજી ચીજ ભરી નાખો તો બરાબર જમીનની સિકલ બની જાય. એક લાકડાંનો ગોળો બનાવીને તે ઉપર છેટે છેટે દેશો, સમુદ્રો, પાહડો અને નદીઓની નિશાંનો પાડ્યામાં આવેછે. તે જોવાથી સમજ ઠીક પડેછે, અને તેને પૃથ્વિનો ગોળો કરી કહેછે. આપણે ત્યાંનો એવો ગોળો ફરાશખાનાની મદરેશાના ઉસ્તાનીજીએ મંગાવેલોછે, તે હતે તો તેથી સારીપેઠે સમજમાં આવતે. પણ હાલ તો જુઓ આ નકશામાં લીલી, પિળી, રાતી અને બલુ લીટિઓથી જે જગ્યાઓ ઘેરી છે તે ખુશ્કી છે, બાકી જે જગા ખાલી દિસેછે તે સઘળો સમુદ્ર છે.

**હોસનઆરા**—ઓહો! ચોહારો તરફ દરિયાજ દરિયા!

**મેહમુદા**—હા, મેં તમને કહ્યું હતુંની કે નજદીક ત્રણ ભાગ દરિયા છે અને એક ભાગ ખુશ્કી છે?

**હોસનઆરા**—વારૂં, એમાં આ કાનકચુરાની પેઠે શું બનાવેલુ છે?

**મેહમુદા**—એ તો પાહાડોની હાર છે.

**હોસનઆરા**—અમેરિકામાં પાહાડોનો વધારો ઘણો દિસેછે.

**મેહમુદા**—હા, તેમજ છે.

**હોસનઆરા**—અને આ લેંહેરીઆંભાતી લીટિઓ છે તે શું છે?

**મેહમુદા**—એ દરિયાની નિશાન છે.

**હોસનઆરા**—આપણી દિલ્હી એ નકશામાં કયાં છે!

**મેહમુદા**—એમાંથી દિલ્હી મળવાની નથી. એક બિલસમાં આખી પૃથ્વિ દેખાડેલીછે. એમાં એટલો સમાસ થઇ શકતો નથી કે તમામ શેહેરોના નામ લખ્યામાં આવે. જો તેમ કીધું પણ હોય તો નકશો એવો ગીચપીચ થઇ જાય કે કશું વંચાઇ પણ ન શકે. પણ જુઓ, આ હિંદુસ્તાનનો નકશો છે. એમાં જોવાથી બધાં શેહેરો જણાશે.

**હોસનઆરા**—(હિંદુસ્તાનનો નકશો જોઇને) ઓહો ! એક મોટો કાનકચુરો અહીંઆં પણ આવી ઉભો છે !

**મેહમુદા**—હા, એ હિમાલ્યા પર્વત છે. એમાં કાશમિર, સિમલા, મનસુરી, લનધુર, નૈનીતાલ ઇત્યાદિ જગ્યાઓ આવેલીછે—જ્યાં ગરમીના દહાડાઓમાં ઇંગ્રેજો જઇને રહ્યા કરેછે.

**હોસનઆરા**—વારૂં, આ દક્ષિણ તરફ એક લુલક જેવું શું લટકી રહ્યુંછે ?

**મેહમુદા**—એ તો હિંદુઓની લંકા, જેના કિસ્સાની નકલ દસેરામાં રામલીલાથી બનાવેછે. એ એક ટાપુ છે.

**હોસનઆરા**—આ ખાલી ભોંય ઉપર જે નાના નાના રંગીન ટીપકાં મુકેલાંછે તે શું ?

**મેહમુદા**—નાના નાના ટાપુઓ.

**હોસનઆરા**—ટાપુ તે શું ?

**મેહમુદા**—ચેહારો તરફ દરિયા અને વચમાં ઉંચી જમીન, જે ઉપર આદમીઓ વસેછે તેને ટાપુ કહેછે.

**હોસનઆરા**—ત્યારે ટાપુઓનાં રહેનારાંઓ કેવી રીતે બહાર જતાં આવતાં હશે ?

**મેહમુદા**—હોડીઓ અને વાહાણોની મારફતે.

**હોસનઆરા**—નકશામાંનાં ગોળાની બંને છેડ નથી કાંઇ આબાદાનીની નિશાન કે નથી દરિયા ત્યારે એ શું છે ?

**મેહમુદા**—જમીનના બંધે છેડા છે. એને ધ્રુવ કરી કહેછે. એકને ઉત્તર ધ્રુવ અને બીજાને દક્ષિણ ધ્રુવ. આજ સુધી કોઇ ત્યાં તુલક ગયું નથી. ત્યાં આફતભરી થંડી છે. સર્દીને લીધે દરિયા બંધાઇ ગયાછે.

**હોસનઆરા**—ત્યારે શું તમામ જમીન ઉપર સર્દી ગરમી એકસરખી નથી ?

**મેહમુદા**—બચિત નહિજ.—આ ગોળાની વચમાં જે ઉભી લીટિ દોરીછે તે મધ્ય રેષા છે. તે ઉપર સૂર્યના કિરણ સિધાં પડેછે અને તે ભાગમાં એ બલાની ગરમી પડેછે કે સમુદ્ર જાણે ઉકળેછે અને જમીન બળતા તાપની માફક તપેછે. એ રેષાથી ઉત્તર કે દક્ષિણ જેટલાં દૂર જઇએ તે પ્રમાણે સર્દી ગરમી વધુ હોયછે. તે અહીંઆં સુધી કે ધ્રુવો ઉપર બેહદ દરજાની સર્દી છે.

**હોસનઆરા**—આતો તમે ઘણી ઉમદા વાત કહી. ત્યારે તો ઇંગ્રેજોનો દેશ આપણા દેશ સાથ સરખાવતાં ઘણો થંડો હશે, અને આફ્રિકા ગરમ હશે ?

**મેહમુદા**—તમે ધાર્યું બરાબર સમજ્યાંછો, ખરેખર તેમજ છે.

**હોસનઆરા**—ત્યારે કદાચ સિદ્દીઓ ગરમીનાજ સબબથી કાળા થતા હશે !

**મેહમુદા**—આદમી ત્રણ રંગનાં હોયછે. કાળાં, ગોરાં, અને ત્રાંબાંને રંગનાં. થંડા દેશમાં રહેનારાંઓ ગોરાં હોયછે, ગરમનાં કાળાં, અને અમેરિકાવાળાંનો રંગ ત્રાંબાં જેવો હોયછે.

**હોસનઆરા**—સર્દી ગરમી સાથ સરખાવતાં આપણો દેશ મધ્યમ રાસનો-છે. આહા! બીજા દેશના લોક પણ અહીંઆં આવી વસે તો કેવું સારૂં!

**મેહમુદા**—જે દેશમાં જે પેદા થયુંછે તે તેનેજ પસંદ કરેછે. ખોદાએ તેને લાયકનીજ તેમની તબિયત બનાવેલીછે, અને તેમને જરૂરની ચીજો તેજ દેશમાંથી સેહલાઇથી મળી આવેછે.

**હોસનઆરા**—વારૂં, આ ચોપડીમાં બીજા નકશા છે તે શાનાં છે?

**હાજરા**—તમે જે જોયો તે નકશો તો આખી પૃથ્વિનો હતો, અને આ બીજા જે છે તે એકલા એશિયા, એકલા આફ્રિકા, એકલા યુરોપ, ઉત્તર અમેરિકા અને દક્ષિણ અમેરિકાના છે. એ ઉપરાંત એશિયામાં જેટલા દેશો છે, જેમકે હિંદુસ્તાન, અરબસ્તાન, ચીન, અફગાનીસ્તાન, ઇત્યાદિ, તે સર્વેના જૂદા જૂદા નકશા છે. તેમજ જીલ્લા, પરગણાં અને ગામોના પણ નકશા હોયછે.

**હોસનઆરા**—એ શું વાત કરોછો? આખી પૃથ્વિનો નકશો નાનો અને એકલાં હિંદુસ્તાનનો મોટો!

**મેહમુદા**—એ તો તેને બનાવતી વખતના ભરતનો ફરક છે. પરગણાનો નકશો મોટા ભરત ઉપર કીધેલો હોયછે, જેમકે એક માઇલનો એક ઇંચ ગણીને બનાવેલો. પણ જો જીલ્લાનો નકશો એજ ભરત ઉપર બનાવે તો એટલો મોટો થાય કે આ ઘરમાં પણ સમાઇ શકે નહિ, એટલા માટે તેનું ભરત ચાર માઇલે એક ઇંચનું રાખ્યામાં આવેછે. તેમજ હિંદુસ્તાનના નકશામાં પચાસ માઇલનો એક ઇંચ ગણાયોછે, અને પૃથ્વિના ગોળામાં પાંચસો માઇલનો એક ઇંચ. નકશો ગોયા એક ચિત્ર છે, અને તેને નાનો મોટો કરવો તે આપણા હાથમાં છે.

**હોસનઆરા**—ત્યારે તો પરગણાના જેટલું માપ રાખીયે તો પૃથ્વિનો નકશો ખોદા જાણે કેટલો મોટો થાય! અહીંઆંથી કુતબમિનાર જેટલો ફેલાઇ જાય!

**મેહમુદા**—તેમાં કાંઇ અજબ જેવું નથી.

## સમુદ્રથી થતાં ફાયદા.

અમીર મસીહ-ઉલ-મુલ્કની વાત ઉસ્તાનીજીએ નકામી કહાડી નહિ હતી. ખૂદ તે વાતમાં સમાવેલી ઉમદા નીતિ ઉપરાંત એ વાર્તાએ હોસનઆરાનાં મનમાં ઘણુંક જ્ઞાન મેળવવાની ઇચ્છા પેદા કીધી હતી. તેવી ઇચ્છાને રસ્તો આપનારી એ વાત હતી, અને તે ઇચ્છાને કેમ રસ્તો મળ્યો તથા ભૂગોલ

વિષે તથા પૃથ્વિના ગોળા વિષે આ મોટે ઘરની છોડી કેટલું નવું અને નવાઈ જેવું શિખી તે આપણે ઉપર જોયું. પણ જ્ઞાનની આ જીજ્ઞાસા કાંઈ અહીંઆંજ તૃપ્ત થઈ નહિ. જમીન અને ખુશ્કી ઉપરથી સમુદ્ર, અને સમુદ્ર ઉપરથી બીજી બાબતોનું જ્ઞાન કેમ વધતું ગયું તે જરા તપાસીયે.

જમીનના નકશા જોયા પછી હોસનઆરા બોલી કે, "સમુદ્ર તો ખોદાએ નકામોજ બનાવ્યોછે. તમામ જમીન ખુશ્કી હતે તો આદમી ખાસ્સી તરેહ અહીંઆંથી ત્યાં ફરતાં ફરતે અને જ્યાંસુધી ઇચ્છતે ત્યાંસુધી વસ્તી વધાર્યાજ જતે."

**ઉસ્તાનીજી**—આ શબ્દો બોલવા એ મોટું કૂફરપણુંછે. તોબાહ કરો. તોબાહ—દુનિયાંમાં કોઈ ચીજ નકામી અને વગર કારણે કીધી નથી. ખોદાના કીધેલાં જેટલાં કામો છે તે સર્વે અક્કલ અને હિકમતથી ભરેલાંછે. આદમીઓએ ઘણો પણ ખ્યાલ કીધો પણ તેની હિકમતમાંથી એક રજ જેટલું પણ સમજી શક્યા નથી.

**હોસનઆરા**—(પોતાના ગાલો ઉપર ધીમે ધીમે તમાચા મારીને) ઓહો! તોબાહ કરૂં છું, ખોદા તોબાહ—પણ ઉસ્તાનીજી, જરા સમુદ્રનાં ફાયદા તો બતાવો.

**ઉસ્તાનીજી**—બે ચાર ફાયદા મને માલમછે તે હું બતાવું છું, પણ આદમીજાત એટલી તો અધુરી અક્કલનું છે કે તે ઘણીએક ચીજોના ફાયદા સમજવાથી બાહેર છે. પણ એમ કહેવાની મતલબ એ નથી કે આદમી પોતાની સમજની નબળાઇનું કારણ પકડીને ખોદાઈ રચણાનો ભેદ સમજવાની કોશેશ ન કરે. ખોદાઈ રચણા આદમીની અક્કલને માટે એક કસોટી છે. જ્યારે અક્કલ ખોદાઇ રચણાની કોઇ બાબતને ઉલટી સમજે ત્યારે તે તેની અક્કલની ભૂલ જાણવી. સમુદ્રના ફાયદા વિષે તમને શક છે તો લ્યો, સાંભળો, એક ફાયદો તો એ છે કે સમુદ્રમાંથી લાખો રૂપિયાની ભારી કિમતના મોતીઓ નિકળેછે, જે આપણુ સ્ત્રીઓને માટે સણગારની ચીજ છે. દરિયામાં લાખો જાતની માછલીઓ હોયછે, જેમને આદમીઓ મોટા ભાવથી ખાયછે. માછલીઓની ચરબી બાળવાનાં કામમાં આવેછે, બલકે કેટલીએક માછલીઓનાં તેલો ઘણીએક બિમારીઓની દવા દાખલ વપરાયછે. દરિયામાં માછલીઓ એવી મોટી મોટી હોયછે કે તમે સાંભળો તો અજબજ થઈ જાઓ. એક "વેહેલ" નામની માછલીની જાત હોયછે તે તો સેંકડો ગજ લાંબી, પોહોળી, હજારો મણના વજનની, એટલે એક મસ મોટાં વાંહાણ જેવડી થાયછે. વળી સમુદ્રમાં માલથી લાધેલાં મોટાં મોટાં વાંહાણો ફરેછે. અગર એટલો માલ ખુશ્કીને માર્ગે લઇ જાય તો ભારી મેહેનત, ઘણો વિલંબ અને મોટો ખરચ લાગે. કેટલાંએક અગ્નિથી ચાલનારાં વાંહાણો સમુદ્ર અને મોટા દરિયાઓમાં એવી રીતે ફરેછે કે જેમ ખુશ્કી ઉપર આગગાડી. પણ સેંકડો વાંહાણો તો ફકત પવનની

મદદથી ચાલેછે, અને પવન સારો હોય તો સેંકડો કોસ એક દિવસમાં ચાલેછે. એ કાંઇ થોડા ફાયદા છે! સમુદ્ર ન હતે તો કોઇની જીંદગીજ નહિ હતે.

**હોસનઆરા**—જનાબ, ઘાણાં આદમી એવાં છે કે જેઓએ સમુદ્રની સુરત વટીક જોઈ નથી. બલકે કદાચ નામ પણ સાંભળ્યું નહિ હશે.

**ઉસ્તાનીજી**—હું એમ કયાં કહું છું કે જોવું અને નામ સાંભળવુંજ જોઇએ! મેં તો એમ કહ્યું કે સમુદ્ર ન હોય તો કોઈનું જીવવુંજ ન હોય.

**હોસનઆરા**—મેહેરબાની કરીને તેનું કારણ મને સમજાવશો?

**ઉસ્તાનીજી**—કારણ તો દેખીતું છે. ખાધાની ચીજો અને તરેહવાર અનાજ એ સર્વે વરસાદથી પેદા થાયછે, અને વરસાદ સમુદ્રથી આવેછે.

**હોસનઆરા**—આહા! તોજ લોકો કહ્યા કરેછે કે વાદળાં દરિયામાં પાણી પીવા જાયછે.

**ઉસ્તાનીજી**—એ કહેવું તો ખોટું છે. પણ વરસાદ તો ખરેખર દરિયાથી આવેછે. બાઇ રાબા, તમે થોડાજ દિવસ થયા વરસાદ, વાદળ, ધનુષ, વિજળી, કરાં, ઇત્યાદિનો અહેવાલ શિખ્યાંછો, તે હોસનઆરા બેગમ આગળ કહી સમજાવોની.

## વરસાદ, વિજળી, વાદળ ઈત્યાદિ.

**રાબા**—ગરમીને લીધે સમુદ્ર તથા નદીઓ અને હરેક ભિની ચીજો-માંથી બાફ નિકળેછે. સમુદ્રનાં પાણી હજારો કોસો સુધી ફેલાયલાંછે, તેથી સૌથી વધારે બાફ સમુદ્રમાંથી ઉઠેછે. એ બાફનું નામ તે વાદળ છે, જે હલકો હોવાના સબબથી હવાપર જઇને સુરજનાં તાપથી આપણને રંગબેરંગી નજરે આવેછે. જ્યારે એ બાફ ઉંચાઇએ પહોંચીને થંડો થાયછે, ત્યારે વરસાદ બનીને વરસેછે, અને કોઇવાર થંડીના સબબથી બંધાઇને કરાં થઇ જાયછે.

**હોસનઆરા**—જેમ બાફ સર્દી પામીને પાણી બની જાયછે ને તેનો વરસાદ થાયછે, તેમ વિજળીના બાફથી આતશ બનતો હશે? ઉપરની થંડી બાફનું પાણી તો બનાવેછે ત્યારે તે શું આ આગને બુજાવી શકતી નથી?

રાબાને એનો જવાબ સુઝયો નહિ.

**મેહમુદા**—કોઈ ચીજ ગરમીથી ખાલી નથી, તે અહીંઆં સુધી કે બંધાઇ ગયલાં બરફમાં પણ ગરમી રહેછે, અને બે ચીજોને પોતપોતામાં ઘસાવા તથા રગડાવાથી પણ ગરમી પેદા થાયછે. તારાઓ જે ખરેછે તે હવાની ગરમી કોઈ સંજોગથી ભડકો લઇ ઉઠવાથી છે. અને એ કાયદો નહિ જાણવાથી લોકોને ભારી ભારી દુખો સહન કરવાં પડયાંછે. કબરસ્તાનોમાં, મસાનમાં, પૂરાની ઈમારતો, બાગો અને જંગલમાં જો કોઈ વાર હવા સળગી ઉઠેછે તો લોકો સમજેછે કે ભૂત, બલા છે! વિજળી તે ગરમી છે, કે જે વાદળાંઓમાં

રહેછે અને ગરમીનો એક ખવાસ એવો પણ છે કે જો બે ચીજોને એવી બરાબર રાખે કે જેમાંની એકમાં ગરમી વધારે હોય; ને બીજીમાં કમ, તો વધારે ગરમીવાળી ચીજમાંથી ગરમી નિકળીને ઓછી ગરમીવાળીમાં જશે, તે અહીંઆં સુધી કે બંધો ચીજોમાં ગરમી બરાબર થઇ જશે. એક દાખલો લ્યો કે થંડાં પાણીમાં હાથ નાખ્યો તો હાથની ગરમી પાણીમાં જશે ને બંધોમાં એકસરખી ગરમી રહેશે. એજ રીતે જે વાદળાંમાં ગરમી વધુ હોયછે તે પોતાની નજદીકનાં ઓછી ગરમીના વાદળાંમાં જોરથી જાયછે, અને તેનું નામ ગગડાટ છે, જેનો આવાજ આપણે સાંભળીએ છીયે.

**હોસનઆરા**—થંડાં પાણી અને હાથનો જે દાખલો તમે આપ્યો, તેમાં તો મને હાથમાંથી આતશ નિકળતો નજર નથી આવતો? પણ વિજળીમાં તો એવો આતશ હોય છે કે આંખ ઝંખાઇ જાયછે!

**મેહમુદા**—ગરમીથી આતશનું બનવું કાંઇ અજબ જેવું નથી. પથ્થરને પથર ઉપર અફાડો તો ચિંગારીઓ નિકળતી સાફ જણાશે. બેરનનેસાએ મારી આગળ વાત કીધી હતી કે તેઓનાં ગામમાં એકવાર વંટોળિયો થયો, તેમાં વાંસો એક બીજા સાથ ઘસાવાથી જંગલમાં એવી તો જબરી આગ લાગી કે તમામ વાંસોડ બળીને ખાક થઇ ગયું.

**હોસનઆરા**—વિજળી તો જમીન ઉપર પણ પડેછે તેનું કારણ શું?

**ઉસ્તાનીજી**—જ્યારે વાદળાં જમીનની નજદીક આવેછે, ત્યારે નજદીકીનાં કારણથી જમીન તેમાંની ગરમીને પોતાની તરફ ખેંચી લીએછે.

**હોસનઆરા**—ત્યારે શું વાદળાં આસમાન ઉપર નથી હોતાં?

**ઉસ્તાનીજી**—ઘણું કરી માઇલ બે માઇલથી વધુ ઉંચે હોતાં નથી; અને પાહાડો ઉપર તો વાદળાં ફરહર કરેછે ને ઘરોમાં ઘુસેછે!

**હોસનઆરા**—વિજળી તો ભારે આફત છે. કાંઇ તેનો અટકાવ પણ છે? હું તો જેવો કડાકાનો આવાજ સાંભળુંછું કે ઘરમાં નાસી જાઉંછું.

**ઉસ્તાનીજી**—આવાજ સાંભળયા પછી નાસવું તો મૂર્ખાઇ છે. વિજળી પડેછે તે તો અવાજ સંભળાએ તેની અગાઉ પડી ચૂકેછે. હવા સાથ સરખાવતાં રોશનીની ઝડપ ઘણી તેજ હોયછે. બળવાના વખતમાં હમે લોકો માળા ઉપરથી વાવટા કાઠી આગળની તોપો ફૂટતાં જોતાં હતાં તેમાં રંજકની ચમક પહેલાં દિસ્તી હતી, અને તે પછી કેટલેએક વારે તોપનો આવાજ સંભળાતો હતો. તેજ રીત વિજળી અને ગગડાટની છે. ઘણું ધ્યાન દઇ અજમાવી જોશો તો પહેલાં ચમક નજરે પડશે, અને તેની થોડેએક પછી ગગડાટનો અવાજ સંભળાશે. વિજળીના અટકાવ વિષે તમે જે પૂછ્યું તો હા, વિદ્વાનોએ તેની પણ તદબિર કહાડેલીછે. વિજળી છે તો નુકસાનની ચીજ, પણ અક્કલના જોરથી તેને ઉપયોગી કરી લીધીછે. વિજળીનાં તારનું નામ તમે સાંભળ્યું છે?

**હોસનઆરા**—હા, બે ચાર વાર મોટા બાવાની તરફથી સાંભળ્યું કે તારમાં ખબર આવી.

**ઉસ્તાનીજી**—જુઓ, ઇંગ્રેજોની વિલાયત અહીંઆંથી પાંચ હજાર કોસ, દૂર છે, તે છતાં તારની મારફતે ચાર પાંચ કલાકમાં ત્યાંની ખબર આવી પહોંચેછે ! એ સૌ વિજળીનો બેલ છે !

**હોસનઆરા**—વિજળીને અટકાવવા બાબે આપે કાંઇ બોલાસો નહી કીધો!

**ઉસ્તાનીજી**—ધાતુની ચીજો, લોઢું, ત્રાંબું, પિતળ, ઇત્યાદિ વિજળીને ખેંચેછે. મેગેઝીનોમાં દારૂના સંભાળને માટે વિજળીને રોકવાની ભારી જરૂર પડેછે તેથી છાપડાંની બાજુઓમાં લોહાડાંના ઉભા સળિયાઓ મુકી તેના છેડા જમીનની અંદર લઇ જવામાં આવેછે, કે વિજળી પડે તો તે સળિયાની મારફતે જમીનમાં ચાલી જાય. મારી પાસે એક ચોપડી છે જેમાં વિજળીના તારની સર્વે વિગત લખેલીછે, તેમાં ઇંગ્રેજોએ શોધી કહાડેલા વિજળીના અજબ અજબ ખવાસ જણાવેલાછે. જ્યારે તમો વધુ શિખો ત્યારે તે જોજો.

## ઇંગ્રેજ લોકો વિષે.

અહીંઆં વળી મોટે ઘરની દિકરીની જ્ઞાન મેળવવાની જીજ્ઞાસાએ એક નવી વલાણ પકડી. ઇંગ્રેજ લોકની અક્કલમંદીની વાત ઉપરથી હોસનઆરા બોલી ઉઠી કે, "ઇંગ્રેજો પણ નરાં અક્કલનાં પૂતળાંજ છે."

ઉસ્તાનીજીએ આ વાત વધારવા જોગ વિચારી, તેથી તેઓ બોલ્યાં કે, "આખી કોમનો એવોજ હાલ છે. અક્કલનાં પૂતળાં ન હતે તો કાળાં પાણી વટાવીને બાદશાહ કેમ થઇ બેસ્તે ? જરા યુરોપની તવારિખ વાંચો તો તમને જણાય કે એ લોકોની શરૂઆત કેવી હતી. નરા જંગલી હતા, જાનવરોને મારીને તેનું માસ ખાતા અને ચામડાં પહેરતા, પાહાડોની ખીણોમાં રહેતા, ખેતીવાડી કરવા અને ઘર બનાવવા જેટલી પણ અક્કલ તેઓમાં ન હતી. એ વેળા રૂમીઓનું રાજ હતું તેઓથી એ ઇંગ્રેજો અક્કલ અને વિવેક શિખ્યા, તે અહીંઆંસુધી કે તેજ રૂમીઓને પોતાના દેશમાંથી હાંકી કહાડયા ! હવે હમણાં આ તેજ ઇંગ્રેજો છે કે આખી દુનિયાંમાં કોઇ કોમ એવી અક્કલમંદ અને એવી પોંહોંચેલી નથી.

**હોસનઆરા**—હમણાં સુધી તો હું એમ સમજતી હતી કે ખોદાએ સર્વે આદમીઓને એકસરખી અક્કલ આપીછે. પણ તમારા કહેવાથી તો જણાયછે કે ઇંગ્રેજોના દેશની આબો હવામાં એક ખાસ અસર એવી છે કે ત્યાંના લોકો વધુ અક્કલવાળાં હોયછે. મારી ચોપડીમાં કોઇ કોઇ જગ્યાએ "વેલાતના વિદ્વાનો" એમ આવેલુંછે, ત્યારે હવે એમાં બીજાં દેશવાળાંઓનો શો દોષ ?

**ઉસ્તાનીજી**—ખરેખર તો અક્કલ ખોદાની આપેલીછે, પણ તેનો વધારો વિદ્યા વિના થઈ શકતો નથી. જેમ કાયા પણ ખોદાની આપેલીછે, પણ તેની શક્તિ અને પોષણનો આધાર ખોરાક ઉપર છે, તેમ અક્કલનો ખોરાક વિદ્યા છે, પણ અફસોસ કે વિદ્યા હિંદુસ્તાનમાંથી બિલકુલ ઉઠી ગઇછે, અને હાલ જે છે તે મુર્ખાઈ કરતાં પણ ભુંડી છે. નકામી નકામી હુજતો અને ડીંગમારૂ શાયરી સિવાય હિંદુસ્તાનમાં બીજું શું છે?

**હોસનઆરા**—ઈંગ્રેજો પણ શું મોટા પંડિતો હોયછે?

**ઉસ્તાનીજી**—બેશક—જે જે એલમો જાહેર થયાછે તે સૌથી વધારે ઈંગ્રેજો જાણેછે. એવા એલમનાં જોરથી તો તેઓએ જાત જાતનાં યંત્રો જાહેર પાડયાંછે અને પાડતા જાયછે કે જે સાંભળવાથીજ અક્કલ દંગ થઈ જાયછે. દુનિયાંનું તમામ કામ સંચાઓથી લીધામાં આવેછે. સુતર કાંતવાના સાંચા, કપડાં વણવાના સાંચા, આટો દલવાના સાંચા, ચોપડીઓ છાપવાના સાંચા, વાજું વજાડવાના સાંચા, લુહાડી, સુથારી કામ કરવાના સાંચા, અને તે સાંચાઓ એવાં તો કામો કરેછે કે જેવાં આદમીઓના હાથોથી બની શકે નહિ.

**હોસનઆરા**—શું તેમની મડમો પણ એવીજ અક્કલમંદ હોયછે!

**ઉસ્તાનીજી**—હા. ઓરતો પણ સંઘળી વાંચી લખી જાણનારી ને હુનરવાળી હોયછે. એમ નથી કે મર્દ આવા લાયક હોય ને ઓરતો આપણ કમબખ્તોની માફક, બેએલમ ને બેહુનર રહે. આ આપણી હલીમાની પડોસમાં એક મડમ રહેછે, જરા તેનો હેવાલ તો સાંભળો? બાઇ હલીમા, તે કહી સંભળાવો તો.

## એક ઈંગ્રેજી કુટુંબનો અહેવાલ—તેમનું સંસાર સુખ.

**હલીમા**—જનાબ, હમારા ઘર સાથે જોડાયલું એક મકાન (જે પણ હમારૂંજ છે) પાંચ છ મહિના ઉપર એક મડમે ભાડે લેવા માગ્યું. હમારા મોહોલાની ભિસ્તણ મડમ સાહેબને ત્યાં આયાની નોકરી કરેછે, તે તેની માગણી લાવી હતી. મડમનું નામ સાંભળીને મારાં માજીએ ના પાડી કે, "હમે મડમને ઘર આપવાને રાજી નથી."

**ભિસ્તણ**—બાઇ, દોહોડું બેવડું ભાડું દર મહિને મહિને લેયા કરો. એવું રોકડું ભાડુત બીજું મળશે નહિ.

**માજી**—ભાડું લઇને શું ચૂલામાં નાખવુંછે? દિવાલને લગોલગ તો મકાન છે. બચ્ચાં બાલાંનો આવાજ પાધરો સંભળાયછે. એ મકાન મિયાં મીરજાઇએ પોતાનાં કારખાનાને માટે કાલાવાલા કરી માગ્યું, પણ તેને વટીક આપ્યું નહિ. ભાડુત રાખીશ તો કોઇ અશરાફનેજ, નહિ તો બલા મારતું ખાલી પડી રહેલું ભલું.

**બિસ્તણ**—બિબી, એ મડમ સાહેબ પણ ઘણાં અશરાફ આદમી છે. છે તો પારકી જાત અને પારકા ધર્મનાં પણ હું મારા દીકરા નથુના સરના સોગંદ ખાઇ કહુંછું કે ઘણાંજ ભલાં માણસ છે. પાસે રહેવાથી તમને સર્વે આપોઆપ જણાશે. જો મારા કહેવામાં ફરક પડે તો મારૂં નાક, ચોટલો કાપી લેજો.

**માજી**—પણ તેમને ત્યાં ઇંગ્રેજોનું આવવું જવું તો હશેજ!

**બિસ્તણ**—બાઇ, સાહેબ તો તાર હાફીસમાં નોકર છે. તે રાતના ૯ વાગે આવેછે ને સવારના ૪ વાગે તો કામ ઉપર ચાલ્યા જાયછે. સારો દિવસ હાફીસમાંજ કહાડેછે, અને બાહેરનું કોઇ આવતું કે જતું નથી. નાનાં નાનાં બચ્ચાં છે. મોટી છોકરી મીસ બાબા, ઓદા રાએ તમારી દિકરી કરતાં ઉમરે તો નાની છે, પણ—મારી આંખોમાં ધૂળ પડો—કદમાં કોઇ બે મૂઠ ઉંચી હશે.

**માજી**—વારૂં બાહેરનાઓની આવજાવ નહિ હશે તોપણ મડમ સાહેબ પોતે તો બાહેર નિકળી બેસતાં હશે!

**બિસ્તણ**—અલબતાં સાંજ સવાર બચ્ચાંઓને સાથે લઇ પગે ચાલતાં હવા ખાવા કેશમીરી દરવાજા બાહેર જયા કરેછે.

**માજી**—મડમ સાહેબ અથવા તેમનાં બચ્ચાં વારેવાર હમારા ઘરમાં ધસીને આવ્યા તો ન કરે?

**બિસ્તણ**—તમારી મરજી વગર તો કદી નહિ આવે.

**માજી**—જોજો કાંઇ વાકું ન થાય હો? મને તો ધાસ્તીજ લાગેછે.

**બિસ્તણ**—બાઇ, કાંઇજ શક ના રાખો, મારો જુમ્મો છે.

મતલબ કે, મડમ સાહેબ હમારાં ઘરમાં આવી રહ્યાં. બે ચાર દહાડા તો માજી હમો સર્વે બચ્ચાંને ધીમે સાદે બોલવાને તાકીદ કરતાં રહ્યાં, અને માળા ઉપર ચઢવાને પણ મના કીધાં. હમે લોકોએ પણ એટલા દહાડા મડમ સાહેબની તરફથી કોઇ સાદ વટીક પણ સાંભળ્યો નહિ.

## પડોસની પિછાણ.

ધાબાં ઉપર કાંદા પાંથરી મૂકેલા હતા તે લેવા સારૂં માને પૂછીને બપોર પછી હું ધીમે પગલે ઉપર ગઇ અને જોઉં શું કે આંગણામાં ટેબલ બિછાવેલીછે, અને મડમ સાહેબ તથા તેમનાં બચ્ચાં આસપાસ ખુરસીઓ માંડી સંધળાંઓ કાંઇ વાંચેછે. ધાબાં ઉપર મારા ચાલવાનો ધમધમ આવાજ સાંભળવાથી નાની છોડીએ મારી તરફ જોયું અને જોતાંજ પોતાની મેળે મને સલામ કીધી. જેવી તેને સલામ કીધી કે બધાંઓ મને જોવા લાગ્યાં. ત્યારે તો મેં પણ મડમ સાહેબને સલામ કીધી. મડમ સાહેબે ઘણીજ મેહેરબાનીથી મારી સલામ કબૂલ કીધી અને જલદીથી ઉઠીને ધાબાંની નિચે આવી ઉભાં, અને મને કહેવા લાગ્યાં કે, "હમો લોકોએ તમારી સાથે જાણ પિછાણ કરવાની છૂટ

લીધીછે, તેથી તમો કાંઇ નાખુશ તો નહિ થશો?" પહેલાં તો મડમ સાહેબને આવતાં જોઇ મનમાં આવ્યું કે નાસી જાઉં, પણ તેમની વાત સાંભળવાથી તો દિલમાં કાંઇ હિમત આવી તેથી હું બોલી, "જનાબ, એમાં નાખુશીની શું વાત છે. તમારી સાથે પિછાણ કરવાથી તો હમને માન છે."

**મડમ**—મને એક વાત પૂછવીછે, માટે જો તમારાં માજી તમારા માળ ઉપર જરાએક આવી ઉભાં રહેતો મોટો ઉપકાર થશે. તમારાં માજીને મારી ઘણી ઘણી સલામ સાથે એ પેગામ કહેજો.

મેં કહ્યું, "ઠીક, હું હમણાં જઇને કહુંછું."

નિચે આવીને મેં માજીને સર્વે હેવાલ કહ્યો. પહેલાં તો માજીએ પણ જરાક આનાકાની કીધી, પણ પછી ગયાં.

**મડમ**—(સલામ કીધા પછી) મેં તમને ફક્ત એટલુંજ પૂછવાને માટે તસ્દી આપીછે કે હમો લોકોના રહેવાથી તમને કાંઇ અડચણ થતી હોય તો મેહરબાની કરીને તેની મને જાણ કરવી.

**માજી**—આપના મોહોડાં ઉપર કહેવું તો ખુશામદ છે, પણ મને તો આજ સુધી એટલું પણ જણાયું નથી કે આ મકાનમાં કોઇ રહેતું હોય. એવી રીતે તો કોઇ હિંદુસ્તાની પણ આવી રહ્યું નથી. હમો લોકોમાં કમબખ્ત પરદેદારીની ભારી બંદી છે, તેનોજ બસ વિચાર હતો.

**મડમ**—હું છું તો બેશક ઇંગ્રેજ, પણ આ દેશમાં જન્મેલી અને આજ દેશમાં પરવરશ થયલીછું. હું મોટા આદમીની દિકરી છું. મારાં મા બાપ બંધો બળવામાં માર્યાં ગયાં ને હું એકલી રહી ગઇ. ત્યારપછી પરણીછું, ને ખોદાની મેહેરબાનીથી ચાર બચ્ચાં થયલાંછે, તેમને પાળુંછું. હું તમો લોકોની રીતભાંતથી સારીપેઠે વાકેફ છું. ખોદા કરશે તો કોઇ વાત મારેથી એવી નથી થવાની કે તમને નાખુશ થવાનું કારણ મળે. હમારી કેતાબમાં પડોસીનો હક ઘણો મોટો લખેલોછે. અગર મારેથી તે હક નહિ પણ અદા થાય તોપણ હું ઉમેદ રાખુંછું કે મારેથી તમને કોઇ રીતની અડચણ પણ નહિ થશે.

**માજી**—તમારા રહેવાથી તો પૂરેપૂરો સંતોષ છે. પણ શક નથી કે હમો લોકોની રીતભાંતથી તમને અડચણ થતી હોય. ખોદા રાખે મારાં પણ ચારજ બચ્ચાં છે. પણ સારો દહાડો પોતપોતામાં બેહદ તોફાન મચાવી રહેછે. ઘણા પણ ધમકાવુંછું, પીખુંછું અને નાચાર થઇ થબડાક પણ મારી બેસુંછું, પણ આખો દિવસ મને કાયર કરી નાખેછે. સગાં ભાઇ બેન છતાં એક ઘડી પણ એક બીજાં સાથે બનતું નથી. જ્યારથી તમે આવી રહ્યાંછો ત્યારથી જરા શાન્તિ છે. હું વાતે વાતમાં તેમને અટકાવ્યા કરૂંછું, તોપણ કશી અસર થતી નથી, માટે બેશક એમના શોરબકોરથી તમને કંટાળો તો ઉપજતો હશે.

**મડમ**—તેનું શું ? બચ્ચાં તે બચ્ચાંજ, રમવા કૂદવાનો એમનો વખત છે તો તોફાન મસ્તી તો હોયજ તો. એમના શોર બકોરથી તો ઘરમાં વસ્તી છે.

## ઈંગ્રેજ બચ્ચાં અને દેશી બચ્ચાં વચ્ચે તરબિયતનો ફરક.

**માજી**—મને અજાયબી ઉપજેછે કે તમારાં બચ્ચાં કેમ ગડબડ કરતાં નથી !

**મડમ**—તેઓ પણ કરેછે, પણ બધી વેળા નહિ.

**માજી**—ખોદાને વાસ્તે કોઈ તદબિર મને પણ બતાવો. હું એ છોકરાંઓને હાથે ઘણો બેજાર છું. નથી પોતાનાં જોતાં કે નથી પરાયાં. સૌ સાથ લડવાનુંજ કામ. એમને લીધે તો મેં વેહાવાજને જવાનું ઓછું કરી નાખ્યું છે. લોકો બોલેછે કે "વાએરે, કેવી રીતે બેઢંગાં બચ્ચાં ઉછાર્યાંછે" એવા ઝખ્મુનોથી નાહક લજવાવું પડેછે.

**મડમ**—એ કોઈ એવી ભારી વાત નથી કે જેને માટે તમો આટલો ખેદ કરોછો. મોટાં થઇને પોતેજ સુધરી જશે.

**માજી**—શું મોટાં થવાને માટે હજી કોઈ બીજો જમાનો આવવાનોછે ? ખોદા રાખે આ મારી હલીમા તેર વરસની તો થઇછે. ઘણું પણ કહુંછું કે તું વડી છે, સમજદાર છે, નાનાને મોહોડે લગાડ્યા ના કર, પણ છોકરાંઓને છેડી છેડીને લડાઈ કરેછે. આ વખતમાં કાંઈ લોકો એવાં સફેદ થઈ ગયાંછે કે નથી નાનાઓને મોટાંનો અદબ કે નથી મોટાંઓને નાનાઓ ઉપર પ્યાર !

**મડમ**—તમે બચ્ચાંઓ શોડથી કંઈ પણ કામ લ્યોછો કે નહિ ?

**માજી**—કામ શું હોય ? ખોદાનાં આપેલાં નોકર ચાકરો ઘરમાં છે. એમનું તો ખાવું ને રમવું એજ કામ છે.

**મડમ**—બસ ખરાબી તો એજ છે. મેં તો દરેક બચ્ચાં ઉપર તેની શક્તિ પ્રમાણે એટલું કામ નાખી મુકેલુંછે કે તેમાંથી તેને ફરસુદજ નથી મળતી. હમો સર્વે નાનાં મોટાં, ગમે તેવી રૂતુ હોય તોપણ સવારના પાંચ વાગે ઉઠી ઉભાં થઇએ છીયે. દરએકે નાહી ધોઈ કપડાં બદલ્યાં ને સેહેજસાજ નાસ્તો લીધો કે છ વાગે એટલે તો એ સઘળાંને લઇને શેહરની બાહેર હવા ખાવા જાઉંછું, તે સાડાસાત આઠને સુમારે પાછી ફરીને આવુંછું. આવતાંજ સૌને સાથે લઇને બંદગી કરૂંછું. તે પછી સૌને પાઠ આપુછું. અગિયાર વાગે પાઠ લઇને ખાનું ખાઇએ છીયે. એ પછી કોઈ લખેછે, કોઈ સિવેછે. દિવસે હમો લોકો કદી સુતાં નથી. ત્રણ વાગ્યાની આગમજ કાંઈ ખાઈ લીધું કે ફરીથી બીજો પાઠ આપ્યામાં આવેછે. પાંચ વાગે પાછાં સાફસુફ થઈ કપડાં બદલી હવા ખાવાને નિકળ્યાં તે સાત વાગે પાછાં ફરીએ છીયે. એટલામાં સાહેબ આવેછે તેઓ સર્વે બચ્ચાંઓનો પાઠ લીએછે, અને દરેકનું કામ પૂછેછે. પછી સઘળાં સાથે મળીને પ્રાર્થના કરીયે છીયે. તે પછી ખાનું ખાઇને સુઇએ

છીયે. હવે કહો કે એમને લડવા વઢવાની ફુરસદ ક્યાંથી હોય! અગરજો હું એમને પોત પોતામાં લડતાં જોઉં તો એઓથી શું વકી રાખું ! જ્યારે એઓ પોત પોતામાં સંપ ન રાખે ત્યારે દુનિયાંમાં બીજાં લોકોની સાથે કેવી રીતે વર્તશે!

## કેળવણી.

**માજી**—શુકર ખોદાના. તમે ઘણો સરસ કાયદો બાંધી રાખ્યોછે, અને ત્યારેજ તમે લોકો રાજપાટ ચલાવી રહ્યાંછો. હમો હિંદુસ્તાનીઓમાં ઓરતોનાં કામ માત્ર એટલાંજ કે અચાર તરેહના પકવાનની રીતિ શિખી લીધી, પોતાને હાથે પોતાનાં કપડાં સિવી લીધાં. વાંચવા લખવાનો તો કાયદોજ નહિ. નોકર ચાકર રાખવાની શક્તિ હોય તો એવી બનીને બેસી રહ્યાં.

**મડમ**—હમે લોકો કાંઈ જરૂરનેજ ખાતર હુનર નથી શિખતાં, પણ હુનર શિખવું એ આબરૂ મેળવવાનું સાધણ સમજીએ છીયે. મને મારા બાપની એક વાત યાદ છે કે જ્યારે તેમને મને શિખવા સારૂ વિલાયત મોકળી ત્યારે મારા કાકા ઉપર કાગજ લખી આપ્યું હતું કે, "એને કોઇ સારી નિશાળમાં દાખલ કરજો." કાકાએ જવાબમાં લખ્યું કે, "ફલાણી નિશાળમાં ઘણી સારી અને ઉંચે દરજ્જેની કેળવણી મળેછે પણ ત્યાં "ફી" ઘણી મોટી આપવી પડેછે." મારા બાવાએ લખ્યું કે, "હું મહિને દહાડે બસો રૂપિયા એ છોકરીના હકને માટે જૂદા કહાડતો જાઊંછું તેમાંથી આપીશ, અને તેમાંથી જો કાંઇ બચશે તો તે એને નામે જમે થતા જશે. પણ જો એના સઘળા રૂપિયા પણ એની કેળવણી પાછળ ખરચાઈજાય તો તે જમે કીધા કરતાંને વધારે સારૂં છે, કાંકે રૂપિયાને એકઠા કરવા કરતાં હુનરને સંઘેરવો વધારે ફાયદા ભરેલું છે." એ ઉપરથી કાકાએ મને તે મોટી નિશાળમાં મુકી, જેમાં "ફી" અને મારો જરૂરનો બીજો ખરચ મળીને બસોએ બસો રૂપિયા દર મહિને પૂરા થઈ જતા હતા. જ્યારે મારા બાપ બળવામાં માર્યા ગયા ત્યારે મને કશો આસરો રહ્યો નહિ. નાચારીએ તે નિશાળ છોડવી પડી. એક વરસની કસર રહી ગઈ, નહિ તો હું એક વરસમાં પૂરી શિખીને ઉઠતે. એક તો મા બાપને માર્યા જવાનું દુખ અને આવી નાચારીથી નિશાળને છોડવાનો ધોકો, એ બંધોએ—હું ખરૂં કહુંછું—કે મારાં દિલ ઉપર ઘણી મોટી અસર કીધીછે.

## લગન.

જો કે હું અધુરી હાલતમાં નિશાળમાંથી નિકળી તે છતાં મારી લાયકીની ચર્ચા ઘણે લાંબે સુધી પંથરાઈ અને જ્યારે લોકોએ જાણ્યું કે હું પરણવાની છું, તો સેંકડો જણાઓએ મારી સાથ શાદીની દરખાસ્ત કીધી. હમારા લોકોમાં આ રવૈયો ઘણો સારો છે કે શાદી વેહા છોકરા છોકરીની રાજીથી થાયછે. મેં ચોપડીઓમાં વાંચ્યુંછે કે એકબીજાંથી રાજી થઈ પરણવું તમો લોકોના ધર્મમાં પણ

ફરમાવેલું છે. પણ હું જોઉં છું કે તે પ્રમાણે તમારામાં થતું નથી. ઘણું કરી બચપણમાંજ તમો લોકો બચ્ચાંઓને પરણાવી નાખોછો, અને એજ કારણથી તમો લોકોમાં ઘણાં માઠી બઇરમાં કમ પ્યાર અને અણબનાવ થયા કરેછે. જ્યારે ઘણા જણ મને ચાહવા લાગ્યા ત્યારે કોણને પસંદ કરવો તેની હું ગુચવણમાં પડી. કોઇવાર ખુબસુરતી તરફ દિલ લલચાતું, કોઇવાર દોલત ઉપર લોભાતી, કોઇવાર ઉંચાં ખાનદાન ઉપર મરજી થતી. મારી નિશાળના ઉસ્તાની મારી ઉપર સગી માની પેઠે મેહેરબાન હતાં. મેં તેમની સલાહ પૂછી. તેમને મને એવી સારી સલાહ આપી કે એલમ, લાયકી અને નેકી, એ માણસ જાતનો મોટો સણગાર છે, માટે જેનામાં એ ખુબીઓ જુઓ તેને પસંદ કરો. આથી કેટલીએક ચોકસી અને પૂછપરછ કીધા પછી મેં આ સાહેબને પસંદ કીધા. સાહેબ ઘણા વિદ્વાન છે. મદરેશામાંથી સંપૂર્ણતાનો એતાબ મેળવેલોછે, અને એવા તો ભલાછે કે અહીંઆંના તમામ ઇંગ્રેજો એમને પાદરીઓના જેટલું માન આપેછે. હું તો સાહેબના સારા ગુણોથી એટલી તો મગન રહું છું કે રાજપાટની ખુશી પણ તેની સાથ સરખાવતાં તુચ્છ દેખાયછે. સાહેબનો પગાર તો કાંઈ ઘણો મોટો નથી. ફકત મહિને ચારસેં રૂપિયા મેળવેછે. પણ જેવી માયા અને મેહેરબાનીથી તેઓ મને અને બચ્ચાંઓને રાખેછે તે વિષેના શુકર અદા કરવાને મારા મોહોડામાં શકિત નથી. પંદર વરસ થયાં હું પરણી છું, એટલી મુદતમાં મને કોઇ વાતની ફીકરજીક કરવાનું પણ કારણ મળયું નથી.

## બચ્ચાં ઉપર મીઠી ધાક.

બચ્ચાંઓ સાથે કોઇ એવી રીતનો પ્યાર કરેછે કે દરેક બચ્ચું દિલોજાનથી તેમના ઉપર ફિદા છે. હાફીસથી જ્યારે આવેછે ત્યારે બચ્ચાંઓને હદ જેવી ખુશી ઉપજેછે, પણ તાકાત નહિ કે કોઇ તેમની મરજી વિરૂધની વાત કરી શકે. નથી મારતા, નથી ધમકાવતા, કે નથી મોહોડું ચઢાવતા; પણ કોઇ દેખાવ કરી રાખેલોછે કે મોહોબતમાં રોબ, ને પ્યારમાં ડર, એવી તેમની ગોઠવણથી આ બચ્ચાંઓની ચાલચલણ મારે મનપસંદ થતી જાયછે. ખોદાના શુકર છે કે દિકરા દિકરીઓ સૌ મારા કહ્યાગર છે. મારી વડી દિકરીનું નામ "મીસ રોઝ" છે. તમે તો ખડકીમાં તાળું મારી રાખ્યુંછે, ને મારી દિકરીઓ તો એવી મિલનસાર છે કે દિવસમાં સો સો વાર ખડકી આગળ આવી ઉભી રહેછે, ને તમારાં બચ્ચાં સાથે મળવાનો હાંફરો કરેછે. તાળું કહાડી નાખવાને જો કાંઇ અડચણ ન હોય તો એક દહાડે આવીને હમો ગરીબનું જરા ઘર તો જુઓ! આ વાતની ખાતરી રાખજો કે મારા અને મારાં બચ્ચાંઓ સિવાય કોઇ બાહેરનું ઘરમાં રહેશે નહિ!

**માજી**—ઇનશાઅલા—હું એક દહાડે જરૂર આવીશ.

## ઘરની સફાઈ અને ગોઠવણ.

બીજે દિને હમો સર્વેને સાથે લઇને માજી ખડકીને રસ્તે મડમ સાહેબને ઘેર ગયાં. મડમ સાહેબનાં ઘરમાં ગયાં તો તે એવું સાફ, સફાઇદાર કે આંગણામાં પણ એક તણખું વટીક પડેલું નહિ. ઘર સણગારનો સામાન એવી સારી ઢપે પોતપોતાની ઘટતી જગાએ મૂકેલો કે આપણાં લોકોમાં શાદી વેહામાં પણ તેવો સણગાર થતો નથી. સઘળી ચીજો કાંઇ ઉંચી ને ભારે કિમતની તો હતી નહિ, કેટલીએક ચીજો તો એવી પણ હતી કે તેવી હમારા ઘરમાં પણ હતી. પણ ત્યાંની ચીજો ઉપર કોઇ ઓરજ તરાહની દિપક હતી! મોહોડું ધોવાની તસ કેવી સાફ માજેલી કે આંખ પણ નહિ ઠરે. નેતરનાં કોચો તે શું હિસાબમાં? પણ ત્યાં તો તે ઉપર હાથની ગુંથેલી જાલીનો સુંદર અને તિલીઓથી ઝમકતો એક પરદો સાદાઇથી શોભતો હતો. મતલબ જે ચીજો હતી તે સફાઇનો નમુનો હતો. ઘરમાં જવાથી જીવ ચાહે કે જાણે આંગણામાં બેસી ખાનું ખાઇએ. ત્યાંનો સરસામાન જોઇને મારી ખાતરી થઇ કે સફાઇ એજ મોટી શોભા છે. મડમ સાહેબનાં બચ્ચાં પોતપોતાની ઓલીઓમાં, કોઇ લખવા બેઠેલું હતું, ને કોઇ સિવતું હતું. સૌએ અમને આવતાં જોયાં પણ શું મકદૂર કે માની રજા વગર નિકળી આવે. મડમ સાહેબે હમો સર્વેને મુલાકાતના ઓરડામા બેસાડયાં. હમે તો અહીંઆં ત્યાં જોયાજ કરતાં રહ્યાં. માજી પણ ફાડી ફાડી આંખોથી સર્વે ચીજોને જોતાં જતાં હતાં.

## પરોણાગત.

મડમ સાહેબ બોલ્યાં, “તમારી આગતાસ્વાગતા તે શું કરૂં! હું પાન નથી ખાતી. હમો લોકોનું અત્તર કદાચ તમને પસંદ નહિ આવે, પણ સુકી મીઠાઇનો તો કાંઇ અટકાવ ન હશે!”

આમ કહીને એક કાનેસ્ટર મંગાવી તેમાનું રકાબીઓમાં ભરી હમો લોકોની સામે મેળી. હમો લોકો અચરજી ઉભાં. ત્યારે મડમ સાહેબ હસીને બોલ્યાં, “અરેજી, વગર અડચણે ખાઓ, એમાં કાંઇ અટકાવ જેવું નથી. વળી તમારા ધર્મમાં તો હમારી સાથ ખાવાનું રવા લખેલું છે, તેમજ રૂમ તથા મિસરમાં કોઇ પણ મુસલમાન હમારા લોકો સાથે ખાવું કશું અધર્મ નથી જાણતા. આતો હિંદુસ્તાનના મુસલમાનોએ નવો ફતવો કાઢેલો છે.”

**માજી**—નહિજી, એમાં અટકાવની વાત નથી, પણ હમણાંજ સઘળાંઓ ખાનું ખાઇને આવ્યાં છીયે.

**મડમ**—તેનું શું! તમે કાંઇ અવગુણનો અંદેશો ના કરતાં. હમો લોકોની મીઠાઇઓમાં પણ દવા હોયછે.

મતલબ, ઘણીજ સુંદર અને સ્વાદદાર મીઠાઇ હમો સઘળાંઓએ ખાધી.

## બચ્ચાં.

તે પછી મડમ સાહેબે પોતાના બચ્ચાંઓને હાંક માર્યો, તેથી સઘળાંઓ આવી હાજર થયાં. મડમ સાહેબે તેમને બેસવાની ઈસારત કીધી. બચ્ચાંની અક્કલ તો જુઓ! દરેક પોતપોતાની બરોબરિયાંની પાસે આવી બેઠું! મીસ રોઝ મારી પાસ બેઠી; અને તેણે પહેલો સવાલ એ કીધો કે, "તમે શું શિખ્યોછો?" તેનું એવું પૂછવું કે મારી ઉપર ઘડો ભરી પાણી પડી ગયું. મેં શરમાઈને કહ્યું કે, "કાંઇ નહિ." મીસ રોઝે મારો એ જવાબ ઘણીજ અચરતીથી સાંભળ્યો, અને ચૂપ થઇ ગઈ. પછી પોતાને હાથે ચિતારેલી તસ્વીરો, પોતાને હાથે ગુંઠેલા કિમતી અને અતિ સરસ તકિયા તથા ખૂરસીઓના ગલેફો, ટેબલ કલોઠો, કપડાંના ફૂલ, મોજાં, ચોપડીમાં મૂકવાના કસો, ગલેબંદ, હાથ નૂછવાના ગુંઠેલા રૂમાલ ઈત્યાદિ કામો દેખાડયાં. હું તો ખરીજ પણ માજી પણ તે જોઇ ડંગ થઈ ગયાં. પછી મડમ સાહેબ દરેક ઓરડામાં હમને લઈ ગયાં. કેતાબોની કબાટમાંથી એક ચોપડી કહાડીને તેમાંથી પોતાનાં સગાંવહાલાંની અને દુનિયાની નામિચી ઇમારતો અને નામિચા તથા પ્રખ્યાત લોકોની તસ્વીરો દેખાડી. હમે ગયાં ત્યારે તો એવો વિચાર રાખીને કે જરાએક બેસીને ચાલી આવીશું, પણ કોઇ ચાર ઘડી દહાડો રહ્યો ત્યારે માજીએ કહ્યું કે, "આજે મેં તમારો ઘણો વખત ખોવાડયોછે."

**મડમ**—મને તમારી મુલાકાતથી ઘણી ખુશી ઉપજીછે, અને મારો વખત જરા પણ ગુમાયો નથી.

**માજી**—પણ બેઅદબી માફ—હું તમારી આગળથી ઉદાસ થઇને જાઉંછું.

**મડમ**—બેર છે કાંય! કારણ તો કહો!

**માજી**—હમણા જ્યારે હું મારી હાલતપર નજર કરૂંછું ત્યારે મને ઘણો અફસોસ થાયછે. વારૂં હમારી પણ તે કાંઈ જીંદગી છે? બેર મારાં તો પાણી ભરાઇ ગયાંછે, પણ અફસોસ એ છે કે આ ફરજંદોને પણ મેં પોતાનાં જેવાં ઉછાર્યાં.

**મડમ**—અફસોસનું શું કારણ? જેવો દેશ તેવી ત્યાંની રસમ.

**માજી**—આગ લાગે એવા દેશને, જેમાં હુનરનું નામ નહિ! હમો લોક શેહેરમાં મોટાં વિવેકવાળાં કહેવાઇએ છીયે, પણ ખરૂં તો એ છે કે હુનર અને વિવેક તમો લોકો ઉપરજ ખતમ છે.

## પડોસીને શરમીંદગી ઉપજી.

ટૂંકામાં કહુંછું કે, મડમ સાહેબથી રજા લઇને ઘર આવ્યાં તો જ્યાં આંખો પડતી ત્યાંની દરેક ચીજ હલકી અને બેવજન દિસ્તી હતી. મારો જીવ એવો

તો નાખુશ થયો કે તે રાતનાં ખાવા વટીક ગમ્યું નહિ. બીજે દહાડે મેં માજી-ને કહ્યું કે, "અગર તમે ફરમાવો તો હું મીસ રોઝ પાસે કાંઈ શિખું!"

**માજી**--દિકરી, મીસ રોઝ કાંઈ નથી આપણા દેશની કે નથી જાણ પિછાણની કે તે આપણી ખાતરદારી કરે. વળી એઓ કોઈ વાતે ઓસિયાળાં પણ નથી કે રૂપિયા પૈસાની લાલચ કરે, ત્યારે હું તેને કયે મોહોડે કહું! પણ કોઈ રીતે હું તેમની માથી પૂછપરછ કરીશ.

પછી મેં જઈને બડકી ઉઘાડી અને જોયું તો મીસ રોઝ આંગણામાંથી પસાર થતી હતી. તેણે મને જોતાંજ પૂછ્યું, "તમે કહો તો હું તમારે ઘર આવું?" માજી બોલ્યાં, "હા, મોટી ખુશીથી." માજીએ મીસ રોઝને આવવા તો કહ્યું પણ હું મારા જીવમાં કહેવા લાગી કે, "ખોદા કરેને નહિ આવે. આવશે તો કયાં બેસાડીશું?"

**હોસનઆરા**—કાં? શું તમારા ઘરમાં બેસાડવાની જગા નહિ હતી? મેં તો સાંભળયું છે કે તમારૂં ઘર મોટું ભપકાદાર મકાન છે, અને ગાલીચા, ગાદીઓ, ખુરસી, કોચો ઈત્યાદિ તરેહવાર સામાનથી ભરપૂર છે.

**હલીમા**—ખોદાનું આપેલું સર્વે કાંઈ છે પણ હું મડમ સાહેબને ત્યાં ગયાથી જોઈ ચૂકી હતી કે તેમને લાયકની એક પણ ચીજ મારે ત્યાં નહિ હતી. હમારે ત્યાં એવી સફાઈ અને તેવું સુઘડપણું કયાં?

**હોસનઆરા**—ફકત મડમ સાહેબનો કાંઈ રોબજ તમારાં મગજમાં જમી ગયોછે, નહિ તો ખોદા રાખે તમે પણ ખાસ્સાં સાફ સોજ્જાં રહેનારાંછો.

**હલીમા**—હા, તમે એમજ સમજો તો. મારી પેઠે મડમ સાહેબનું મકાન જોયું હતે તો જાણતે કે સફાઈ શાને કહે છે!

**હોસનઆરા**—બજા મારી, તમે મીસ રોઝને સારૂં સફેદ સુઝની કાં નહિ પંથરાવી દીધી?

**હલીમા**—તમારા કહેવાને માટે કાંઈ થોભ્યાં હતાં નહિ. જે કાંઈ બની આવ્યું તે જલદી જલદી કીધું હતું, પણ કઈ કઈ ચીજોને છુપાવીયે? જ્યારે મીસ રોઝ ચાલી આવી ત્યારે મેં બાવરચીખાના તરફ પીઠ કરીને ખુરસી માંડી આપી કે તે તરફ નજર નહિ પડે, પણ થોડા વખતમાં સૂરજ સામે આવી ગયો તેથી મીસ રોઝ પોતે ખુરસી ફેરવીને બરાબર બાવરચીખાના સામે ફરી બેઠી. એવું જોઈ હું તેને તરેહવાર વાતોમાં રોકવા લાગી કે અહીંઆં ત્યાં તેની નજર ન પડે.

## પડોસીને ઉપજતી ઉલટ.

થોડીએક વાતો થયા પછી મીસ રોઝ બોલીકે, "હું એવું ઈચ્છુંછું કે તમે મને તમારી બેન કરો." મેં કહ્યું કે, "બેન થવાનું તો મારૂં મોહોડું નથી. મને તમે શાગેર્દ કરો અને કાંઈ શિખવોતો ઘણી મેહેરબાની થાય."

**રોઝ**—શરૂઆતમથી. વાંચવું લખવું તો તમને તમારા દેશનું શિખવું જોઇએ. મારી આગળ સ્ત્રીઓની શાળાની ઇનસ્પેકટર મીસ ગ્રીવર—ઉસ્તાનીજીનું નામ લઇ--એઓની નિશાળની ઘણી તારીફ કરતી હતી, પણ હરેક જાતની સિલાઈ હું તમને શિખવી શકીશ. તમે મારી પાસે કાંઈ શિખો તે કરતાં વધુ મને કોઇ બીજી ખુશી નથી.

હું—તમારાં માજી એમાં કાંઈ નારાજ તો નહિ થાય?

**રોઝ**—નારાજ ! તમે લોકો તેમના મીજાજથી હજી વાકેફ નથી. જો કે એવણ મારાં માજી છે તોપણ ઇનસાફને રૂએ કહું તો એવાં કોઇ નેક ઓરત જોવામાં આવ્યાં નથી. વધુ રહેવાથી ખુદ તમને પણ જણાઈ જશે. હું જાણું છું કે પારકાનાં ભલાં માટે ગોયા પોતાના જીવ વઠીકની તેમને ધાસ્તી નથી, તો તમારી સાથે તો પડોસીપણું અને પિછાણ છે. કોઈ પણ હોય તેની ભાઇબંધી કરવી જરૂર છે.

## પડોસીને ઉપજતી અચરતી.

હું—તમારા માજી કદી તમને ધમકાવતાં તો નહિ હશે?

**રોઝ**—તેમનો મારી ઉપર હરેક રીતનો અખત્યાર છે, પણ ખોદા મને એવી નાફરમાન દિકરી નહિ બનાવે કે મારાં માજીને ધમકાવવાનું કારણ મલે. દુનિયામાં એથી વધારે નાદાનીની વાત કઈ હશે કે હું મારી પ્યારી, મેહેરબાન, ખેરખાહ અને હેતવાળી માની મરજી વિરૂધ કોઇ વાત કરૂં?

હું—નાના ભાઈ બેનો સાથ રીકઝીક થતી હશે ત્યારે તો તમારાં માજી બચિત વચ્ચે આવતાં હશે?

**રોઝ**—અગર હું મારેથી નાના સાથ રીકઝીક કરૂં તો મારાં વડપણ ઉપર ધિક્કાર છે. હું મારાં સર્વે નાના ભાઈ બેનોની ઉપકારી છું, કે તેઓ સર્વે વાતે મારો અદબ કરેછે, અને હું પણ સૌને જીવની પેરે પ્યારાં રાખુંછું, ને સર્વે ઉપર જીવ આપુંછું. પોતાનાં ભાઈબેનો કરતાં વધારે પ્યારૂં શું છે?

હું—ખરેખર? શું તમો ભાઈ બેનોમાં કાંઈ પણ લડાઈ ટંટો નથી થતો!

**રોઝ**—ભાઈ બેન તો શું પણ હમો લોકોને તો ખોદાની મેહેરબાનીથી પારકાંઓની સાથે પણ લડવાનું કારણ મળતું નથી.

હું—તમારી વાતો સાંભળવાથી મને ઘણી અજાયબી ઉપજેછે. એમ કેમ હોય કે નાના મોટાં ભાઈબેનોમાં લડાઈ ઝઘડો નહિ થાય?

**રોઝ**—અને મને તમારીથી સાંભળીને એ અજાયબી લાગેછે કે જાણે ભાઇ બેનોમાં લડાઈ જરૂર થવીજ જોઇએ?

હું—અરેજી, ખોદા ન કરે તે લડાઈ કાંઈ વેર દુશ્મનીની નહિ, ફકત બોહોંસ તકરારની.

**રોઝ**—હાજી, તે તો હું સમજી, પણ મને અચરતી લાગેછે કે તે કેવાં ભાઈબેનો હશે કે જેઓ પોતપોતામાં તકરાર રાખેછે!

હું—નાના, બેસમજ, કોઈ વાતપર મમત કરે ત્યારે તેનો ઉપાય શું?

**રોઝ**—નરમાઇથી, પ્યારની સાથ તેમને સમજાવવાં, નહિ કે તેમની સાથે લડવું.

હું—એમ કરતાં પણ જો તેઓ નહિ સમજે તો!

**રોઝ**—તેઓ નહિ સમજે, કે વડું સમજાવી નહિ શકે?

હું—તે બંધો વાત એકજ છે.

**રોઝ**—ત્યારે તો તેમાં વડાંનો વાંક છે.

હું—વારૂં સાહેબ, ખાધા પીધાની કોઇ ચીજને માટે તમને શોક થઈ આવતો હશે, ત્યારે તમારાં માજી કોઈ વાતે તેમાં રોક તોક તો કરતાંજ હશે!

**રોઝ**—ખોદાના લાખો લાખ શુકર છે કે, મારા ખાવા અને પેહેરવાને વાસ્તે કાંઇ પણ ફીકર કરવાની મને જરૂર નથી. મારા કરતાં વધુ માજીને મારી જરૂરિયતનો વિચાર રહેછે, અને હું જોઉંછું કે જે ચીજ મને જરૂરની છે ને મારી હાલતને ઘટતી હોયછે તો માજી વગર માગવે પોતેજ તેનો બંદોબસ્ત કરેછે. ત્યારે મને તેની વચ્ચે પડવામાં ફાયદો શો?

હું—વારૂં, કદી નોકર ચાકર ઉપર તમને ગોસ્સે થવું તો પડતુંજ હશે!

**રોઝ**—મારાં માજીએ મને એવી તરબિયત આપીછે કે આદમી અસલથીજ ભૂલ ભરેલું છે, અગર તેનો કાંઇ વાંક થયો હોય ને તે તેને માટે માફ માગે તો તેમ કરવું. હવે ત્યારે નોકરો ઉપર ગોસ્સે થવાનું કારણ શું હોય?

હું—તાજ, આટલા દાહાડા થયા તમે આ ઘરમાં રહેલાં છતાં કોઇનો અવાજ વઢીક સંભળાયો નહિ!

**રોઝ**—ખોદાના શુકર છે કે જયારથી હું સમજમાં આવીછું, ત્યારથી એવી રીતની ગડબડ સડબડથી ઘરને નિરાળું દેખુંછું.

હું—કાં જી? શું કોઈ વાતમાં નાનાં બચ્ચાંને તમારે ઘર માર નથી પડતો?

**રોઝ**—ખોદા ન કરે—અગર બચ્ચાંઓને મારવાની જરૂર પડી ત્યારે તો હમે સમજીએ કે તેમની ખરાબી દરેક ઇલાજની પણ બાહેર ગઇછે. મારવું પિટવું એ તો શેવટની બચ્ચાંની સજા છે. જેમ એક બંધવાની શેવટની સજા ફાંસી છે તેમ.

હું—લખવું, વાંચવું, સિવવું, ગુથવું, તમે તમારાં માજી પાસ શિખ્યાં કે કોઈ બીજાં પાસે?

**રોઝ**—ઘણુંખરૂં માજી પાસ અને થોડુંએક નિશાળમાં.

હું—શિખવાની બાબતમાં પણ શું તમારાં માજીએ તમને કદી માર્યાં નથી!

**રોઝ**—કદી નહિ.

હું—(હસીને) ત્યારે તમે મને માર્યા કરશો કે?
રોજ—(હસીને) હા, ખચિત. પણ જેવો માર મેં ખાધોછે તેવોજ.
હું—શિખવવું ક્યારથી શરૂ કરશો?
રોઝ—હમણાથીજ.
હું—તમારાં માજીને પૂછી તો લ્યો?
રોઝ—હું કહી ચૂકીછું કે એવાં કામોમાં તેવણને પૂછવાની કાંઈ જરૂર નથી.
હું—તોપણ તમે તમારા બચાવને ખાતર તેમની રજા લઇ લ્યો તો સારૂં.

## ઈંગ્રેજ પડોસીથી થતું સુખ.

મીસ રોઝે ખિસામાંથી કાગજ પેનસીલ કહાડીને ત્યાંજ બેઠાં બેઠાં પોતાની માને ચિઠ્ઠી લખી મોકલી. તેજ ચિઠ્ઠીની પછવાડે એવો જવાબ લખાઈ આવ્યો કે, “અગર તમે પડોસણ બાઈની દિકરીને (કે જે મને તમારા સરખીજ પ્યારી છે) કાંઇ પણ શિખવી શકો તો જેટલી મેહનત તમે પોતે જે કામો શિખવા પાછળ કીધીછે, તેનું સારૂં ઇનામ મળેલું જાણવું. અગરજો આપણે પડોસણ બાઇનાં બચ્ચાંઓને શિખવવાની કોશેશ ન કરીએ તો આપણું અહીંઆં રહેવું નકામું છે, અને જ્યારે અહીંઆંથી ઉઠાંગરી કરીએ ત્યારે એ હક આપણી ગરદન ઉપર રહી જશે, માટે અગર તમે તદબિરથી એ લોકોને શિખવા ઉપર ઉલટમંદ કરી શકો તો હું ઘણી ખુશી થઇશ, તથા હવે પછીની કોશેશોમાં હું હરેક વાતે તમને મદદ કરીશ.”

મતલબ એકે તે દહાડેથી મેં આ નિશાળમાં આવવાનું શરૂ કીધું, અને મીસ રોઝ ઘણીજ મેહેરબાનીથી મને સિવવાનું શિખવ્યા કરેછે. તેમનું આખું કુટુંબ એવું તો નેક છે કે મેં તો એવી જાતના ભલાં આદમી જોયાંજ નથી. એવોએ બેજ મહિનામાં આખા મોહોલ્લાને વશ કરી લીધો. ગરીબોને છૂપું છૂપું ઘણુંએક આપેછે. કોઇ બિમાર પડ્યું કે મડમ સાહેબ પોતાની પાસથી મુફત દવા આપેછે; અને બરદાસ્ત એવી કરેછે કે કોઈ પોતાનું પણ નહિ કરે. એક દહાડે મારી નાની બેન અલીમાના જીવને સારૂં ન હતું. મડમ સાહેબ પોહોર દહાડો થયાના આવેલાં તે અર્ધી રાત સુધી બેસી રહ્યાં. કોઇવાર આ દવા ને કોઇવાર પેલી દવા આપતાં. માજીએ ઘણુંએ કહ્યું કે, “ઘણી રાત ગઇછે, તમે જઇને આરામ કરો,” પણ જરા ત્યાંથી હિલ્યાં વઠીક નહિ. જ્યારે અલીમા સુઈ ગઈ અને આરામ થયો ત્યારે તેઓ ગયાં. મેં તેઓમાં આ ગુણ જોયોછે કે પોતા ઉપર જો કાંઈ દુખ આવી પડ્યું તો ઘણાજ થંડા સ્વભાવનાં, ઘણાં મજબૂત મનના, અને ઘણાજ ધીરજવંત રહેછે ને મોહોડેથી એક સખુન વઠીક નહિ કહાડતાં, પણ બીજાનું જરા સરખું દુખ સાંભળીને તો ફરક દઇને ઉઠેછે ને ઝડપ ચડપ કરી નાખેછે.

**હોસનઆરા**—તમોતો મડમ સાહેબની હદથી જ્યાદા તારીફ કરોછો, ને લોકોતો ઘણું કરી ઇંગ્રેજોને ભુંડાં સમજેછે.

**હલીમા**—તેમને ઇંગ્રેજો સાથ સંબંધ પડ્યો ન હશે. હમારો પણ એજ વિચાર હતો. બિહિતાં બિહિતાં હમો લોકોએ મડમ સાહેબ સાથે પિછાણ કીધી. ઘણા દિવસ સુધીતો દિલમાં ધડક્યાં કીધાં. જ્યારે સંબંધમાં આવ્યાં ત્યારે જાણ્યું.

**હોસનઆરા**—જ્યારે તેઓ એટલાં નેક છે ત્યારે ઓઢ્લાં બાહિર કેમ નિકળેછે?

**ઉસ્તાનીજી**—જેવી જેની રસમ, ને જેવો જેનો રિવાજ. પરદાનો અને ભરાઇ રહેવાનો રિવાજ ફક્ત મુસલમાનોમાંજ છે. હમણા હમણા હિંદુઓ પણ મુસલમાનોની દેખાદેખીથી ઓરતોને પરદામાં છૂપાવવા લાગ્યાછે, બાકી આખી પૃથ્વિ ઉપર બીજી કોઇ કોમમાં પરદાનો રિવાજ નથી.

ઇંગ્રેજોના અહેવાલ ઉપરથી હોસનઆરા બીજી કોમો વિષે વાતચિતમાં ઉતરી.

## આદમીઓની જૂદી જૂદી રસમો.

**હોસનઆરા**—દરેક આદમી એકજ જાતમાંથી હોવા છતાં તેઓમાં રિવાજનો આટલોબધો ફેર હોવો ઘણું અચરતી ભરેલું છે!

**ઉસ્તાનીજી**—ફક્ત રિવાજનોજ ફેર! અરેજી, સુરત, કદ, પોશાક, દેખાવ, બોલી, રાહરસમ, એ સર્વેમાં તો ફેર છે. દુનિયાંમાં કોઇ બે હજાર તો ભાષા છે. રાહરસમના ફેર જુઓ તો અહીંઆં સુધીનો છે, કે ચીનની સરહદ ઉપર હમણા સુધી એવો રિવાજ છે કે જેટલા સગા ભાઇઓ હોય તે સર્વેની એકજ બાયડી હોયછે. એટલામાટે તે લોકોમાં માની તરફથી વંશ ગણવામાં આવેછે. એનડેમાનનાં ટાપુમાં કે જેને કાળાં પાણી કહેછે, ત્યાંના મર્દ ઓરત સર્વે તદન નાગાં ફરેછે. તમે જૂદા જૂદા દેશોની તવારિખ વાંચો તો તમને દરેકનાં અજબ અજબ રિવાજો જણાશે. ચીનની તવારિખમાં મેં વાંચ્યુંછે કે ત્યાં નાના પગો ભારી ખુબસુરતી દાખલ ગણાયછે, એટલામાટે ત્યાં છોકરીઓને બચપણથીજ લોહાંનાં જોડા પેહેરાવી મુકેછે, કે જેથી પગ વધવા પામે નહિ. મોટાં થયા પછી નાના પગો બદનનો બોજો સંભાળી શકતા નથી તેથી ચાલતાં ઓરતો પડી જાયછે, ને તેને ત્યાંના લોકો નાજુકાઇ સમજેછે. ત્યાં ચપટાં નાખની પણ મોટી તારીફ છે, એટલામાટે તેઓ તરેહવાર હિકમતોથી નાકનાં દાંડાને દાબી નાખેછે. મરાઠા લોકો વિધવા સ્ત્રીઓના માથાં બોડાવી નાખેછે. રજપૂતો પોતાની દિકરીઓને જન્મતાંજ મારી નાખતા હતા. અરબ જાતની ઓરતો ઘણીએક વાર નેકાહ કરેછે.

**હોસનઆરા**—વારૂં, એવા ફેરફારોનું કારણ શું? શરૂઆત જોઇશું તો સર્વે એકજ આદમની ઓલાદ છે.

**ઉસ્તાનીજી**—આદમની ઓલાદ જ્યારે ઘણી વધી ગઇ ત્યારે તેઓથી એક જગ્યાએ રહી શકાયું નહિ. તેથી દસ દસ, વીસ વીસ હજારનાં ટોળાં થઇ ચોતરફ જઈ વસ્યાં, ને અસલ વતન સાથ કાંઈ સંબંધ નહિ રાખ્યો, જેથી ધીમે ધીમે તેઓમાં એટલી તો જૂદાઇ દાખલ થઇ કે ગોયા બે દેશના લોકો એક આદમની નસલના નહિ હોય.

## ખગોળ વિદ્યાનો સારાંશ.

ઉપલી હકિકત ઉપરથી આપણી મોટે ઘરની દિકરી તરતજ અચરતી બતાવા પડી કે, "ખોદાની કુદરતમાં અક્કલ કાંઇજ પહોંચી શકિત નથી. ખોદાએ કેટલી મોટી જમીન બનાવી દીધીછે! અને કેટલાં બધાં આદમી તે ઉપર વસાવી નાખ્યાંછે!"

આ ઉપરથી ઉસ્તાનીજીને ઇશ્વિરની અપાર શકિત અને જગતના બોહોળાં-પણા વિષે પોતાની શિખવાની ઉલટ ઉપર આવેલી આ શિષ્યને ખગોળ વિદ્યાનો થોડોક ખ્યાલ આપવાની સારી તક મળી.

**ઉસ્તાનીજી**—ખોદાની કુદરત આગળ તો પૃથ્વિ અતિ નાની છે. તે સર્વ શકિતવાને તો એવી એવી અગણિત દુનિયાંઓ પેદા કીધીછે, કે જેમની સાથે સરખાવતાં આ દુનિયાં તો કશા હિસાબમાં નથી.

**હોસનઆરા**—તે કઈ? શું આખેરતની દુનિયાં?

**ઉસ્તાનીજી**—આખેરતની દુનિયાં નહિ. આ તારાઓ જે તમે આકાશ ઉપર જુઓછો તે.

**હોસનઆરા**—શું તે જમીન કરતાં મોટા છે!

**ઉસ્તાનીજી**—હા, ઘણા મોટા છે.

**હોસનઆરા**—એતો ઘણી અજાયબીની વાત છે! ખરેખર હું કાંઈ આંધળીતો નથી થઈ!

**ઉસ્તાનીજી**—ખોદા ન કરે.

**હોસનઆરા**—એ તારાઓ જે આકાશમાં તગતગેછે તેમને તમે પૃથ્વિ કરતાં મોટા કહોછો, પણ મનેતો નખ કરતાં પણ નાના દેખાયછે!

**ઉસ્તાનીજી**—તમો એકલાનેજ નહિ, પણ સૌને નાના દેખાયછે, પણ જાતે તો તે ઘણા મોટા છે. આંખનો કાયદો છે કે તે દૂરની ચીજને નાની જુએછે, અને એ હરકત દૂર કરવાને માટે વિદ્વાનોએ દૂરબીન બનાવીછે. તે એક જાતનો કાચ છે, પણ દૂરની ચીજ તેની મારફતે મોટી દિસેછે. જે ચોપડીઓમાં ચંદ્ર, સૂરજ અને તારાઓનું બયાન આવેછે તેને ખગોળ વિદ્યાની ચોપડી કહેછે. મને સારી પેઠે યાદ છે કે જ્યારે મારા બાવાજી, પોતાનો લખેલો નિબંધ, "સએરે આસમાન" મને શિખવતા હતા, ત્યારે વાતે વાતમાં તમારા

કરતાં પણ વધુ અજાયબી મને લાગતી હતી, બલકે મેં મારા બાવાજી-ને પૂછ્યું પણ હતું કે, "એ વાતો મનેજ અજબ જેવી જણાયછે કે ખુદ પોતેજ અજાયબી ભરેલી છે?" ત્યારે મુરબ્બી બાવાજીએ કહ્યું કે, "અધુરી અક્કલનું માણસ એમ સમજેછે કે ખોદાની કુદરત એટલામાંજ સમાયલીછે, અને તેની કારીગીરીની સર્વે રચનાં માત્ર એટલીજ છે, અને ખોદાઈ કારખાનું સઘળું તેની સમજમાં આવી ગયું છે, પણ ઇનસાનનો હાલ જોઈશું તો બરાબર પેલા 'ગોલેર' ના ફુલ માહેલા જીવડા જેવો છે, કે તે તેની અંદર પેદા થયોછે માટે તે તેટલાનેજ આખી દુનિયાં સમજેછે. પણ ખરૂં તો એ છે કે દુનિયાંની પેદાયશથી તે હમણા સુધીમાં ઇનસાન જે કાંઈ જાણ્યું અને સમજ્યું છે, તેને ખોદાની કુદરતનાં કારખાના સાથે સરખાવતાં, સમુદ્રની આગળ એક નાની છાંટી બલકે તેથી પણ કમ જેટલું છે.

**હોસનઆરા**—ત્યારે ઉસ્તાનીજી, શું પૃથ્વિ સુરજ કરતાં ખરેખર નાની છે ?

**ઉસ્તાનીજી**—હા, હા, નાની પણ તે કેટલી નાની, જેમ મોટાં માટલાંની આગળ રાઈનો દાણો !

**હોસનઆરા**—વારૂં સુરજ આપણથી કેટલો દૂર હશે ?

**ઉસ્તાનીજી**—પોણા પાંચ કરોડ કોસ.

**હોસનઆરા**—પોણા—પાંચ—કરોડ—કોસ ! ઓહોહો ! કાંઇ સમજમાં આવતું નથી !

**ઉસ્તાનીજી**—સુરજનું છેટું હું તમને એક બીજી રીતે સમજાઉંછું. તોપનો ગોળો કેટલી ઝડપથી જાયછે, તેની ચાલનો અંદાજો તમારા ખ્યાલમાં આવેછે ?

**હોસનઆરા**—આગગાડી કરતાં પણ કાંઇ બમણો.

**ઉસ્તાનીજી**—નહિ, ગોળો એક મિનિટમાં ૧॥ માઇલ અથવા કલાકમાં નજદીક ૧૦૦ માઇલ જાયછે, અને આગ ગાડી તો કલાકમાં ૩૦ માઈલથી વધુ જતી નથી.

**હોસનઆરા**—કલાકનો હિસાબ મને મેહમુદા બેગમે સમજાવ્યોતો હતો, પણ ધ્યાનમાંથી નિકળી ગયોછે. ભલાં ઉસ્તાનીજી, જરા આપ ફરીથી સમજાવશો ?

**ઉસ્તાનીજી**—રાત દિન મળીને ૨૪ કલાક અને એક કલાકનો સાઠમો ભાગ તે એક મિનિટ, એટલે ૧ કલાકની ૬૦ મિનિટ.

**હોસનઆરા**—હા, ત્યારે ગોળો એક મિનિટમાં દોઢ કોસ જાયછે ! (ફરી વિચાર કરીને) એક—મિનિટમાં—દોઢ-કોસ !

**ઉસ્તાનીજી**—અગર જમીન ઉપરથી એક તોપ છોડી હોય તો ઉપલે હિસાબે તે ગોળો ૧૯ વરસે સૂરજ ઉપર જઈ પોહોંચે!

**હોસનઆરા**—એહે! ઓદાની પનાહ, કેટલું દૂર! ત્યારે ચાંદ જમીન કરતાં કેટલો મોટો છે?

**ઉસ્તાનીજી**—ચાંદ મોટો નથી, નાનો છે.

**હોસનઆરા**—ત્યારે તે કાંઈ નજદીક પણ હશે?

**ઉસ્તાનીજી**—હા, એક લાખ વીસ હજાર કોસ દૂર છે.

**હોસનઆરા**—ભલાં ઉસ્તાંનીજી, રોશનીના આવા મોટા મોટા ગોળા ઓદાએજીએ એટલા માટે બનાવ્યા હશે કે તેની રોશની જમીનને પોહોંચે?

**ઉસ્તાનીજી**—સૂરજતો પોતાની જાતથીજ નૂરમંદ છે, પણ ચાંદનું તેમ નથી. તેતો આપણી પૃથ્વિની પેઠે વગર નૂરનો છે.

**હોસનઆરા**—જેમ આપણી આંખ તારાઓની મોટાઇ અને કદમાં ભૂલાવો આયછે તેમજ શું એની રોશનીમાં પણ ઠગાયછે?

**ઉસ્તાનીજી**—કેટલાએક તારાઓ તો જાતી ચલકાટવાળાછે, પણ કેટલાએક તારાઓ પોતાની જાતી રોશની નથી ધરાવતા. તેઓ તો જેમ સૂરજની રોશની જમીન ઉપર પડવાથી જમીન રોશન થાયછે તેજ પ્રમાણે સૂરજની રોશની પડવાથી આપણને ચમકતા દિસેછે.

**હોસનઆરા**—તમારા સમજાવવા ઉપરથી એમ જણાયછે કે કેટલાએક તારા જાતી નૂરના નથી, જેમ કે ચાંદ. અને કેટલાએક સૂરજની પેઠે પોતાની જાતેજ રોશન છે?

**ઉસ્તાનીજી**—તમે બરાબર સમજ્યાંછો, એમજ છે.

**હોસનઆરા**—પણ સૂરજના જેટલી રોશની તો બીજા કોઇમાં નથી.

**ઉસ્તાનીજી**—સૂરજ તો હજી આપણી નજદીક છે, પણ તારાઓ તો એટલા દૂર છે કે તેનું બયાન થઈ શકતું નથી.

**હોસનઆરા**—વારૂં, ત્યારે જે તારા પોતાની જાતે રોશન નથી તેઓની ઉપર શું સૂરજની રોશની બધી વખતે રહેછે? જમીન ઉપર તો બધી વખત નથી રહેતી?

**ઉસ્તાનીજી**—જમીન ઉપર પણ બધી વખતે રહેછે.

**હોસનઆરા**—ઉસ્તાનીજી? રાતની વખતે જ્યારે સૂરજ અસ્ત પામેછે ત્યારે તડકું તો કેઠે જણાતું નથી?

**ઉસ્તાનીજી**—જમીન ગોળ છે તેથી તેની જે દિશા સૂરજની સામે આવેછે ત્યાં દહાડો થાયછે, અને બીજી તરફ અંધારૂં થાયછે જેને રાત કહીયે છીયે. એજ પ્રમાણે તારાઓનું પણ છે.

**હોસનઆરા**—જમીન તો વગર તડકે પણ નજર આવેછે, પણ તારાઓની તો માત્ર ચમકજ નજરે આવેછે તેનું કારણ શું?

**ઉસ્તાનીજી**—કારણ એજ કે તે ઘણા દૂર છે. તારાઓ એટલા તો દૂર છે કે ફક્ત રોશનીને લીધેજ એટલા પણ આપણને તગતગતા દિસેછે, નહિ તો દેખાતજ ક્યાંથી?

**હોસનઆરા**—તારા દિસના કેમ નથી દેખાતા?

**ઉસ્તાનીજી**—સૂરજની પોતાની ધકધકતી રજાલ આપણ ઉપર પડેછે, તેથી તારાની ઓછી ચમક આપણને દેખાતી નથી. જેમ દિવસના દિવાનો ઉજાસ ફિક્કો અને ઝાંખો પડી જાયછે તેમ.

**હોસનઆરા**—તમે એમ ફરમાવ્યું કે જમીનની એક તરફ ઉજરડું અને બીજી તરફ અંધારૂં રહેછે, તે વાત તો વાજબી છે, કાંકે ગોળ ચીજને રોશનીની સામે મૂકી હોય તો સામી તરફ ઉજરડું પડશે અને બીજી તરફ અંધારૂં. પણ થવું તો એમ જોઇએ કે જમીન ઉપર જ્યાં દિવસ હોય ત્યાંજ હમેશાં દિવસ રહે અને રાત હોય તેયાં સદા રાત, અને તેમ તો થતું નથી!

**ઉસ્તાનીજી**—તમે આકર્ષણ સમજોછો!

(હોસનઆરા ભૂલી ગઈ અને વિચાર કરવા લાગી.)

**મેહ્રુદા**—અરે! ભૂલી ગયાં? આકર્ષણ તે કે જેની અસરથી હરેક ચીજ જમીન ઉપર ખેંચાઇને તુટિ પડેછે તે.

**હોસનઆરા**—હા, હા, જાણુંછું. પછી?

**ઉસ્તાનીજી**—તેનું ખેંચાણ ફક્ત જમીનમાંજ નથી. દરેક ચીજ એક બીજાંને ખેંચી રહેલીછે. પૃથ્વિ, ચાંદ, સૂરજ, અને તારા એ સર્વે એક બીજાંને પોતપોતાની તરફ ખેંચી રહેલાંછે. એ ખેંચતાણની અસરથી પૃથ્વિ સધાં અગિયાર તારા સૂર્યની આસપાસ ઘૂમેછે.

**હોસનઆરા**—શું પૃથ્વિ પણ તારો છે?

**ઉસ્તાનીજી**—હાજ તો.

**હોસનઆરા**—વારૂં, પૃથ્વિ સૂરજની આસપાસ ઘૂમતી પણ હોય તો તેથી રાત દિવસના બદલાવાનું કાંઇ કારણ મળતું નથી.

**ઉસ્તાનીજી**—ઘૂમતી પણ હોય! એમ નહિ. ખરેખર ઘૂમેછે એમ કહો. રાત દિવસનું અદલ બદલ થવું એમ છે કે પૃથ્વિનું ઘૂમવું બે રીતનું છે, એક તો તે પોતાની ધરી ઉપર વળ ખાતી જાયછે, જેના એક આંટાનું નામ રાત દહાડો છે, અને બીજી એકે વળ ખાતી ખાતી સૂરજની આસપાસ એક ચક્કરમાં ફરેછે, તેને વરસ કરી કહીએ છીયે. ગણત્રીથી એમ જણાયુંછે કે જમીન એક કલાકમાં ૫૮૦૦૦ માઇલ પોતાના ચક્કરમાં

ચાલી જાયછે, અને જેમ રેલવે, કે વાહાણમાં બેસનારાઓને રેલવે અથવા વાહાણનું ચાલવું જણાતું નથી તેમ આપણ લોકોને ખબર પણ નથી હોતી કે જમીન ક્યાં જાયછે.

**હોસનઆરા**—ફક્ત અગિયાર તારા સૂરજની આસપાસ ઘૂમેછે, ત્યારે બાકીના ?

**ઉસ્તાનીજી**—બાકીના થંભ છે, અને કોણ જાણે કદાચ એ થંભ તારાઓમાંનો એકકો પોતાની જગાએ એકકો સૂરજ હોય અને તેમની આસપાસ બીજા તારાઓ ઘૂમતા હોય, જે આપણને દિસ્તા નહિ હોય.

**હોસનઆરા**—વારૂં એમ કાં ન થાય કે એ ગોળાઓ ઘૂમતાં ઘૂમતાં એક બીજા સાથ અથડી પડે ? ભલાં ઉસ્તાનીજી ત્યારે શું થાય ?

**ઉસ્તાનીજી**—કયામત એવીજ રીતે આવે તો તેમાં અજબ નથી. જોકે સૂરજની આસપાસ ઘૂમનારા ચાર તારા ઇંગ્રેજોએ નવા જોયાછે, અને તે લોકો એવો ખ્યાલ બાંધેછે કે તે ચારેનો એકવાર એકજ ગોળો હતો, પણ નહિ જણાતું કે ક્યારે અને કેવી રીતે તે ભાગીને એકના ચાર થઇ ગયાછે.

**હોસનઆરા**—આ તારાઓથી આપણને કાંઇ વધુ રોશની તો મળતી નથી. વારૂં, સૂર્ય, ચંદ્ર તો કુદરતી મસાલો છે, ત્યારે એ તારા ખોદાતાલાએ કાં બનાવ્યા હશે ?

**ઉસ્તાનીજી**—ખોદાએ તમને કાં બનાવ્યાં હશે ? પોતાની કુદરતનો ભેદ તેજ સારી પેઠે જાણેછે. આ જમીન જેમ એક દુનિયાં છે તેમ દરેક તારો પણ એકકી દુનિયાં છે. કદાચ તેમાં પણ આપણ સરખાં પ્રાણીઓ વસતાં હોય.

**હોસનઆરા**—એ સર્વે તમો અટકલથી ફરમાવોછો કે તારાઓમાં આદમીઓનું હોવું નકી થયલું છે ?

**ઉસ્તાનીજી**—એ અટકલની વાત છે, પણ અટકલ ઘણી દાખલા પડતી છે. કેટલાએક તારાઓમાં પાહાડ, સમુદ્ર, બર્ફ, વાદળાં, હવા એ ચીજોની હસ્તી સાબિત થયલીછે, ત્યારે અજબ શું કે પ્રાણીઓ પણ હોય. ચાંદમાં એક ધાબું સરખું દિસેછે તે જાણોછો કે શું છે ?

**હોસનઆરા**—મેં તો સાંભળ્યું છે કે કોઇ બુઢી ડોસી ચાંદમાં બેસીને રેંહેંટીઓ કાંત્યા કરેછે.

મોટે ઘરની છોકરીના આ ખ્યાલથી સઘળાંઓ હસી પડ્યાં.

**ઉસ્તાનીજી**—એ પહાડોની ડોસી છે !

**હોસનઆરા**—જેટલી વાતો તમે ફરમાવી તે મારાં દિલે કબૂલ કીધી. ખગોળ વિદ્યા એ તો ભારી રસીલી ચીજ છે !

અહીંઆં રાબા હરૂસે હોસનઆરાના કાનમાં કહેવા લાગી કે, "ચાંદ અને સૂરજને કોઇવાર ધરણ લાગેછે, તેનું કારણ પણ ઉસ્તાનીજીને પૂછી લ્યો."

**હોસનઆરા**—પૂછ્વાની શું જરૂર છે? સારી જગત તેનું કારણ જાણેછે કે એ એક જાતનો ઓદાઈ ગજબછે.

**રાબા**—હા, લોકો તો કહેછે, પણ પૂછ્વાથી કદાચ કોઈ નવી વાત જણાઈ આવે.

**હોસનઆરા**—હું તો એવી ખુલ્લી વાત પૂછીને હલકી પડવા ઇચ્છતી નથી.

ઉસ્તાનીજીએ આ બંનો વચ્ચે ગૂચપૂચ થતી જોઈને પૂછ્યું કે "એ શું છે?"

**હોસનઆરા**—જનાબ, કાંઇ નહિ. રાબા ચાંદ ઘરણ અને સૂર્ય ઘરણ નો સબબ પૂછતી હતી તે મેં સમજાવ્યો.

**ઉસ્તાનીજી**—શું સમજાવ્યો?

**હોસનઆરા**—કે એ એક ઓદાઈ ગજબ છે.

**ઉસ્તાનીજી**—ગજબ નહિ પણ ઓદાની કુદરત અને તેની મોટાઇ છે. ઘરણનું કારણ એ છે કે સૂરજનો પ્રકાશ ઓથામાં આવી જાયછે.

**હોસનઆરા**—કાંઈ બરાબર સમજમાં આવ્યું નહિ.

**ઉસ્તાનીજી**—હું તમને કહી ચૂકીછું કે જમીન અને ચાંદ ખુદ પોતે નૂરમંદ નથી. જ્યારે જમીન ઘૂમતી ઘૂમતી સૂરજ અને ચાંદની વચ્ચે આવેછે ત્યારે ચાંદ ઘરણ થાયછે, અને જ્યારે સૂરજ અને જમીનની વચ્ચે ચાંદનું આવવું થાયછે, ત્યારે સૂરજ ઘરણ થાયછે, અને એ વાતો ઘણી કઠણ છે, માટે હમણા તમારી સમજમાં ઉતરશે નહિ. જ્યારે તમે "સએરે આસમાન" ચોપડી સમજવાની શક્તિએ પોહોંચશો ત્યારે મારી વાતો સારીપેઠે તમારાં ધ્યાનમાં આવી જશે.

## હોસનઆરાનું નિશાળેથી ઊઠી જવું.

આ ચોપડીની શરૂઆતમાં કહી ચૂકા છીયે કે જ્યારે હોસનઆરા નિશાળે બેઠી ત્યારે તેની ઉમર ૧૧ વરસની હતી, અને જ્યારે તેને ભલાઈ સાથ ૧૪ મું વરસ બેઠું ત્યારે "જહજર" ગામવાળાં તરફથી તેનાં લગ્નનું દબાણ થવા લાગ્યું. આ અરસામાં હોસનઆરા આખું "કુરાને મજીદ" શિખી. ઉર્દૂ વગર અડચણે લખતી તથા વાંચતી હતી. લખાણના દશકત પણ કાંઇ નઠારા ન હતા. કુરાનના તરજુમા, અને ધર્મને લગતાં બીજાં નવ દસ પુસ્તકો અને કિસ્સાઓ એની આંખ આગળથી ગુજરી ગયા હતા. તે ઉપરાંત હિસાબના જરૂરી કાયદા, હિંદુસ્તાનની ભૂગોળ, હિંદુસ્તાનની તવારિખ, કેટલીએક શિખામણથી ભરેલી વાર્તાઓ, મેરાતુલ અરૂસ, એ સર્વે શિખી વાંચીને ફારેગ થઇ હતી. ઉર્દુમાં લખાએલાં વર્તમાનો વગર અચકવે વાંચી સમજતી હતી. લખવા વાંચવા ઉપરાંત ઘર સંસારના જે હુનરો સ્ત્રીઓને જરૂરના છે, તે સર્વે તેને મળ્યા હતા. તેણે ઉપયોગી જ્ઞાનનો એટલો તો જથ્થો ભેગો કરી

લીધો હતો કે તે તેની આખી જીંદગીની આસાયશ અને ખુશીને માટે પૂરતો હતો. ચોપડીઓની મદદથી જે કાંઇ તે શિખી તેના કરતાં હજાર ઘણું વધારે ઉસ્તાની અસગરીખાનેમ અને નિશાળની છોકરીઓથી વાતચિતમાં હાંસલ કીધું હતું.

## સુલતાના બેગમ સાથ મુલાકાત.

જ્યારે તેનાં લગ્નનો દહાડો નજદીક આવી પોહોંચ્યો ત્યારે ઘરવાળાંઓએ તેને નિશાળે ન જવાને ઘણુંએ સમજાવ્યું, પણ તેને નિશાળ સાથ કાંઇ એવી પ્રીતિ બાઝી ગઇ હતી કે એક પળ નિશાળથી જૂદું થવું તેને જખમ સરીખું હતું, તેથી તે હંમેશ મૂજબ નિશાળમાં તો આવવાજ લાગી, તે અહીંઆં સુધી કે "માયુન"* બેસવામાં ફક્ત ત્રણ દિવસ બાકી રહી ગ્યા હતા, ત્યારે નાચાર હોસનઆરાના મા સુલતાનાં બેગમ પોતે અસગરીખાનમની પાસે ગયાં. સલામ, દુવા અને ખેરઆફિયત પૂછવા પછી સુલતાના બેગમ બોલ્યાં, "ઉસ્તાનીજી, તમોમાં એવો તો જીવ ભરાયો હતો કે દરરોજ કહેતી હતી કે આજે જાઉં, કાલે જાઉં, પણ તમારી આ લોંડીના વેહાવાજનની ફીકરમાં એક પળની છૂટી મળતી ન હતી. નથી હું સિવતી કે નથી કાંઇ ગુંઠતી પણ એટલું તો કામ આવી પડ્યું છે કે મારેથી આટોપાઇ પણ શકાતું નથી. આખરે આજે જબરાંત કરી નિકળી આવીછું. સો કામ પડતાં નાખી, મેં કહ્યું કે જરા ઉસ્તાનીજીને ઉભી ઉભી મળી આવું."

**ઉસ્તાનીજી**—ઘણી મેહેરબાની થઇ, પણ હમણા કામનો વખત છે તે મૂકી તમે નાહક તસ્દી લીધી; મને બોલાવી મંગાવતે. હું પણ રાત દહાડો તમારાંજ કામમાં લાગી વળગી રહીછું. તમારી સોંડથી જે વાગા સિવવા અને ટિક્કિઓ ટાંકવા મેં મંગાવ્યા હતા તે સઘળા પૂરા થઇ ચૂક્યા. પહેલાં તો મારો જીવ ડરતો હતો કે—ખોદા રાખે—વાગા ઘણા ભારી છે, ને ખોદાની મેહેરબાનીથી અમીર ઘર જનાર છે તો એવું ન થાય કે આ છોકરીઓ કાંઇ બિગાડી નાખે. પણ નહિ, હોસનઆરા બેગમની મોહોબતને લીધે છોકરીઓએ ઘણીજ સંભાળથી જીવ લગાડીને સિવ્યા અને ટિક્કિઓ પણ

---

* "માયુને બેસવું" તે એમ કે દિલ્હી તરફના મુસલમાનોમાં એવો રિવાજછે કે, લગ્નનો દિવસ મુકરર થયા પછી બને એટલા દિવસ અગાઉથી પરણનાર છોડીને હાથે પગે મેંદી તથા અંગે પીથી લગાડીને તેને એક ઓરડામાં એકાંત બેસાડી રાખેછે. અને લગ્નના દિવસ સુધી અહીઆંથી તેને બહાર નિકળવા દેતા નથી. એ દિવસથી તેને "દુલહન" થયલી કહેછે તથા લગ્નની ધામધુમ પણ ત્યારથીજ શરૂ થાયછે. ગીતો વગેરે ગવાયછે. બલકે એ દિવસથી લગ્નનું મુહુરત થયલું ગણાયછે.

ઘણીજ સફાઇથી ટાંકી. પરમ દહાડે પેલી ગુલબદનની ઇજાર સિવાડીને મેં મોકલીછે, તેની કળીઓના ગોખરૂ જરા વધુ ખેંચાઇ ગયાંછે. શેહરબાનું ઘણું પણ કહેવા લાગી કે, "ઉસ્તાનીજી, લાવો ઉખેડીને ફરીથી ટાંકી આપું," પણ મેં કહ્યું કે "ખેર, રહેવા દો, ગોખરૂ ચુંથાઈ જશે. હવેથી તપાસીને કરજો."

**સુલતાના બેગમ**—એ વાગા મેં હમારે ત્યાંની મોગલાંનીઓને દેખાડ્યા તો જોઇને દંગજ થઈ ગઈ, અને કહેવા લાગી કે, "ક્યાં મર્દોની ચટકી ને ક્યાં ઓરતોની." મેં કહ્યું કે "અહીંઆં મર્દોની શું વાત છે?" ત્યારે મોગલાંનીઓ બોલી, "અરે સાહેબ, એ વાગા મિયાં અલીજાનના કારખાનામાં સિવેલા જણાયછે. તેનાથી એવો એકસુરઓ ને દરોસ્ત ટાંકો ઉતર્યોછે, તો લોંડીઓને અરજ કરવાની એ મતલબ કે ઓરતોનું કામ ગમે તેવી સંભાળથી કીવેલું કાં નહિ હોય, તોપણ મર્દોના કામની બરાબરી તો ક્યાંથી થાય?"

મેં કહ્યું, "અલીજાન કોણના, ને મર્દ ક્યાંનાં! એ વાગા તો મારાં ઉસ્તાનીજીની નિશાળની છોડીઓએ સિવ્યાછે, અને તેઓએજ તેમાં ટિકિઓ ટાંકીછે."

એ સાંભળી મોગલાંનીઓ તે વાગાઓને વારેવાર ઉઘાડી ટાકી ટીકીને જોતી હતી અને કહેતી કે, "આપ ફરમાવોછો તો હમો માનીયે છીયે, પણ ઓરતોના હાથમાં એવી સફાઈ અને એવું સુતરાપણું હમે તો જોયું નથી!"

**ઉસ્તાનીજી**—હા, બીજા વાગાઓની સિલાઇ તો મને પણ પસંદ છે. જો તમે હોસનઆરા બેગમનાં સર્વે કપડાં અહીંઆંજ મોકલી દીધાં હતે તો છોડીઓ ખુશી ખુશીથી સિવી આપતે.

**સુલતાના**—ત્યારે પલ્લાંનો આખો વાગો કોણે સિવ્યો ને કોણે ટાંકયો? મોગલાંનીઓ સોડે તો મેં ફક્ત મોટાં કામો જેવાં કે ચંદરવા, ચાદરો, સુજનીઓ, બિછાણાઓ, ગલેફો, તકિયા, પરદા, એવી તરેહનાં કામો કરાવ્યાં છે. હા, એક રાતનાં પહેરી સુવાનાં કપડાં તેઓએ સિવ્યાંછે. બાકીનાં પહેરવાનાં કપડાં તો ઘણાંખરાં નિશાળમાંજ અને કાંઇ થોડાં "બાજી અમ્મા" ને ત્યાં સિવાઇ ભરાઈ આવ્યાં હતાં.

**ઉસ્તાનીજી**—યા ખોદા! હોસનઆરા બેગમ સુખ સાથે એવાં હજારો ઘસી પીસિને વાપડે.

**સુલતાના**—(થંડી સાંસ ભરીને) હા, ઉસ્તાનીજી, દુઆ કરો, ખોદા સારૂં નસીબ કરે. દિકરીઓનો પણ કાંઈ અજબ જેવો નાજુક મામલોછે. કેવાં કેવાં શંકરોથી પાળો, પરવરશ કરો તોપણ ધન પરાયું ને પરાયું. શું કરૂં કાંઈ બની નથી શકતું, નહિ તો હું હોસનાને મારી નજર આગળથી દૂર થવા નહિ દેતે. શેહેરમાં એક વેહવાઇ કરીને એવી એવી શક્તિઓ ઉઠાવવી

પડી કે મેં ફરીને માટે તોબાહ કીધી, ને કાન ચિમેટ્યા, પણ એમાં બિચારા હકીમજી સાહેબનો કશો વાંક નથી. તેવણે તો હોસનાને માટે એક કરતાં એક વધુ ચઢતાં ઠેકાંણાની ખબરો મેળવી હતી, પણ મેં કહ્યું કે અહીંઆની દુનિયાં ત્યાં કાં નહીં થાય તોપણ હું હવે શેહેરમાં તો દિકરી આપીશ નહિ. એવાં શેહેરનું કાળું મોહોડું, જેમાં આટલી રૂસવાઇ અને ફજેતી છે. માટે, ઉસ્તાનીજી, હવે ગામડાંમાં સગાઇ કીધીછે તો ખોદાને હાથ શરમ છે.

**ઉસ્તાનીજી**—હોસનઆરા બેગમથી તમારે નચિંત રહેવું. પહેલું તો જહજર વાળાં ખુદ મોટા સરદાર છે, બીજુંતો ખાક ચાટીને કહું છું—ખોદા કરેછે તો તમે જોઇ લેશો—કે વિવાહ પછી બીજે કે ત્રીજેજ મહિને હોસનઆરા બેગમ સર્વ હકુમતનાં કાળાં ધોળાંની માલેક બની જાય નહિ તો મને ધિક્કારજો. શું તમને હોસનઆરા બેગમના સ્વભાવમાં કશો ફરક જણાતો નથી?

**સુલતાના**—ફરક તો તમારી મેહેરબાનીથી આસમાન જમીન જેટલો છે. તમારી પ્રખ્યાત અને નેક તાલીમે ખાકને અકસીર, ત્રાંબાને કુનદન, રજાલને ખોરશેદ, પોથીને માણેક, હેવાનને આદમ, અને મારી હોસનાને—ખોદા રાખે—હોસનઆરા બેગમ બનાવી નાખીછે. તેનાં સારાં ભાગ્યની આ એક મોટી નિશાની છે કે તે શાગેર્દ અને તમો સરખાં તેનાં ઉસ્તાની છો. આ હેસાન તમોએ હમો સર્વ ઘેરવાળાં ઉપર એવું તો કીધુંછે કે જ્યાંસુધી જીવીશું ત્યાં સુધી આપના આભારી રહીશું, પણ જ્યારથી હોસનાએ લગ્નની તૈયારીઓ થતી જોઇછે ત્યારથી કાંઇ હેબતી જેવી થઇ ગઇછે. એક તો પહેલાંથીજ તેનો ઘરમાં જીવ લાગતો ન હતો, તેમાં હમણાંતો પૂરૂં દિલ ઉચાટ થઇ ગયું છે. નથી ખાતી, કે નથી પીતી, કે નથી કોઈ સાથે બોલતી કે વાતચિત કરતી. મારો ઇરાદો હતો કે આઓ એક મહિનો "માયુન" બેસાડીશ, પણ એની એવી હાલત જોઇને મેં કહ્યું કે "માયુન" કરતાં માઠી તો એ પોતેજ થતી જાયછે. રંગ પીળો મારી ગયોછે, આંખોમાં કાજળા પડ્યાછે, ચેહેરો જોઇએ તો ઉદાસ, સુરત જોઇએ તો ગમગીન. હું તેને કહું છું કે એટલી ફીકર શેની છે, તારી ઉમરમાં તો છોકરીઓને "દુલહન" થવાની ઘણી ખુશી હોયછે.

**ઉસ્તાનીજી**—હોસનઆરા બેગમ બીજી છોકરીઓની પેઠે નાદાન નથી. ખોદા રાખે ઘણી સમજુ ને ચાલાક છોકરી છે. એજ કાંઇ ઘર છોડવાનો ખ્યાલ દિલમાં હશે.

**સુલતાના**—ઘરની તો એને જરાએ પરવા નથી. ખરૂં તો નિશાળ એનો જીવ છે. જોઇએ કેવી રીતે બચ્ચાંનું દિલ રીઝેછે.

**ઉસ્તાનીજી**—હું સમજાવીશ. જ્યારે આદમી પોતાનાં પ્યારાંઓથી જૂદું થાયછે ત્યારે એમજ ઉદાસ થાયછે.

**સુલતાના**—ચોથે દહાડે બેરભરી પચીસમી તારિખ અને શુકરવારનો દહાડો છે. અગર તમે રજા આપો તો હોસનાને "માયુને" બેસાડચામાં આવે. સગાં વહાલાંઓ પૂછાવ્યા કરેછે કે દિકરીને હજી સુધી "માયુને" નથી બેસાડી!

**ઉસ્તાનીજી**—ખોદા મુબારક કરે, તારીખ પણ નેક છે અને દહાડો પણ સારો છે, અને હોસનઆરા બેગમને "માયુને" બેસાડવાની તો કાંઇ જરૂર હતી નહિ, પણ ખેર, દુનિયાંની રસમ છે.

**સુલતાના**—જો તમે ફરમાવશો તોજ હોસના ઘરમાંથી નિકળશે નહિ. હું તો કેટલા દિવસ થયા કહી રહીછું. એ મોંહોડેથી તો કાંઇ કહેતી નથી, પણ આંખ ચોરાવીને નિશાળમાં આવી ઉભી રહેછે.

**ઉસ્તાનીજી**—એક કાલનો દહાડો વધુ માફ કરજો. પરમ દહાડે—ખોદા કરેછે તો—હું હોસનઆરા બેગમને નિશાળેથી વિદાય કરીશ. છોડીઓની ખુશી છે કે કાલે બંધો વખત નિશાળની તરફથી હોસનઆરા બેગમને જીયાફત આપે, ને રાતના ગાયણની બેઠક કરે. પરમ દહાડે સુકારેથી જરા આપ પણ જમાલઆરા બેગમને સાથે લઇને પધારજો. બાજી છોડીઓની મા બેનો પણ આવશે.

એ પછી સુલતાનાં બેગમ ત્યાંથી ગયાં.

## નિશાળમાં જીયાફત.

બીજે દિને મોટી આરાસ્તા અને ભારી ધામધુમ સાથે હોસનઆરાને મેજબાની આપી. નિશાળની છોડીઓએ પોતાને હાથે એવાં તો તરેહવાર પકવાનો પકાવ્યાં કે કોઈ ભલો બાવરચી પણ હારી ખાય; રાતના ગાયણની બેઠક થઇ ને હોસનઆરાના માડવસરાના અને "માયુન" નાં ગીતો ગવાયાં. છોડીઓએ ઠરાવ્યું કે નિશાળની તરફથી પેહેરામણીનો વાગો તો આપવાનો છેજ, પણ મૂહુરતનો વાગો પણ નિશાળ તરફથીજ થાય અને તેજ પહેરીને હોસનઆરા બેગમ નિશાળમાંથી વિદાય થાય.

સવારના સુકારેથી ઉઠીને નિમાજ બંદગીથી ફારેગ થયા પછી નિશાળમાં ઝાડુ કઢાવી, અચ્છી રીતે ઓરડાઓમાં સાફ અને સોજ્જા ગાલીચા પંથરાવ્યા. એટલામાં મેહમાનોની ડોલીઓ આવવી શરૂ થઇ. ચાર ઘડી દિવસ ચઢતામાં તો આખું ઘર મેહેમાનોથી ભરાઈ ગયું. છોડીઓની મા બેનોમાં તો કોઈ એક પણ એવી નહિ હતી કે આવી ન હોય. મોહોલાની સઘળી બિબીઓ પણ વગર બોલાવવે તમાશો જોવા માટે આવી ભેગી થઇ, જેથી ખાસ્સી ભપકાદાર મીજલશ મળી ગઈ. બેઠકના ઓરડાની વચમાં જ્યાં સુજની અને અઢેલવાના તકિયા બિછાવેલા હતા ત્યાં ઉસ્તાનીજી બેઠાં અને સઘળાં મેહેમાનો તેજ ઓરડામાં આવી ભરાઈ ગયાં. જ્યારે સર્વે લોકો બેસી ચૂક્યાં ત્યારે

અંદરના ઓરડામાંથી છોકરીઓ હોસનઆરા બેગમને મુહુરતનો વાગો પહેરાવીને લાવી ઉસ્તાનીજીની બરાબર સામે લઇ જઇ બેસાડી, ત્યારે ઉસ્તાનીજી હોસનઆરાની તરફ મોહોડું કરી આ રીતે બોલ્યાં:—

## ઉસ્તાંની અસગરીનું ભાષાણ.

"બેન હોસનઆરા બેગમ, આજે હું તમને મારી અને મારી નિશાળની છોકરીઓની તરફથી વિદાય કરૂંછું. આજથી ઉસ્તાદી, શાગેર્દી અને હમમકતબી પૂરી થાયછે."

આ સાંભળતાં સઘળાં મેહમાનોની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં, અને ઉસ્તાનીજીનું દિલ પણ ભરાઇ આવ્યું.

"પણ ખોદા કરશે તો મોહબત, અને મિત્રાઇ જ્યાંસુધી દમમાં દમ છે ત્યાં સુધી રહેશે. હોસનઆરા બેગમ, હું તમને મારી દિકરી બતુલ અને મેહમુદાની માફક ચાહતી હતી અને પ્યાર કરતી હતી અને કરૂંછું, અને જ્યાં સુધી દુનિયામાં છું ત્યાંસુધી પણ—ખોદા ચાહશે તો—કરીશ, પણ ઉસ્તાદી, શાગેર્દીના સંબંધને લીધે મને એ મોહબતનો વધારો રોકાવટથી કરવો પડતો હતો. કોઇ કોઇવાર મને તમારી ભુલો ઉપર બોલવું પડયું હશે, બલકે કોઇ આડી વાતો માટે ઠપકો પણ આપવો પડ્યો હશે. તે બોલવું અને ઠપકો સર્વે તમારા ફાયદા અને તમારી ભલાઇને માટે હતું. જ્યારે દુનિયામાં બે આદમી એક બીજાં સાથ કોઇ રીતનો સંબંધ રાખેછે, પછી તે સંબંધ પડોસીપણાનો હોય અથવા દેશીપણાનો હોય અથવા ઇનસાનિયતનોજ કાં ન હોય, પણ તે સંબંધથી ઘણાએક હકો એક બીજા ઉપર હોયછે. મને જે સંબંધ તમારી સાથ હતો તે વિષે હું કહી ચૂકીછું કે તે સંબંધ મા દિકરાં સરખો હતો. જો કે હું તમારા હકો અદા કરવામાં મારેથી બને એટલી કોશેશ કરતી આવીછું, તો પણ બનવાજોગ છે કે મારેથી તમારા કોઇ હક અદા કરવામાં કાંઇ ગફલતી થઇ હોય તો તે માટે આજે હું આ ભર મીજલસમાં તમારેથી દરગુજર ચાહું છું કાંકે હું પણ આદમી છું અને આદમીને આવી ગરૂરી કરવી ન જોઇએ, કે તેને પોતાની ઇનસાન તરીકેની ફરજો પૂરેપૂરી અદા કીધીછે."

સઘળી તરફથી, વાહવાહ સુબહાન અલ્લાનો આવાજ નિકળ્યો પણ તે સાથે ડીંબો પણ ભરાયલો હતો.

"બેન હોસનઆરા બેગમ, ઇનસાનનું બંધારણ પ્યારનું છે. બે ચાર વારની સાહેબ સલામથી આદમીને આદમી વચ્ચે મોહબત પડી જાયછે, ત્યારે તમારી સાથ તો આખાં ત્રણ વરસ એવી રીતનો મેલાપ રહ્યો કે રાત દહાડો પાસે ને પાસે રહેવાનો સંજોગ થયો હતો, તેથી આજે હું તમને એવાં દુખ, એવાં દરદ

અને એવી ઉદાસી સાથે વિદાય કરૂંછું કે જેમ મારી બતુલ અને મેહમુદાને વિદાય કરતાં મને ઉપજશે."

જેઓ હાજર હતાં તે સઘળાંઓ મોટેથી રડી પડયાં, અને ઉસ્તાનીજી પણ થોડો વખત મૂગાં રહ્યાં પછી,

"બેન હોસનઆરા બેગમ, હું જૂદાઇ અને વિદાય થવા વિષે વારેવાર બોલવા ઇચ્છતી નથી, તે એટલા માટે કે એથી તમને અને મને અને સર્વે સાંભળનારાઓને દુખ ઉપજેછે, પણ જો વિચારશો તો તમારૂં વિદાય થવું કોઇ નવી વાત નથી. દુનિયાં જનની દિકરીઓનો રિવાજ છે કે પરણ્યા એટલે માબાપથી જૂદાં થયાં. જેવો હમણા તમને બેગમ સાહેબ સાથ અથવા મારી સાથ સંબંધછે તેવોજ સંબંધ એકવાર મને પણ મારી મા સાથ હતો. તમારીજ પેઠે હું પણ એક વડાં બેન ધરાવતી હતી. તમારીજ જેવી સાહેલીઓ મારી પણ હતી, પણ અંતે તે સર્વેને મૂકી સાસરાંની નવી દુનિયાંમા આવી વસી; અને તેમ હું કાંઇ એકલીજ નથી વસી; મારા સરખી હજારો લાખો સ્ત્રીઓ એમ વસીછે. જો કે તમારાં લગ્ન શેહેરની બાહેર થનાર છે, તેથી શેહેર છોડી જવાનો વિચાર તમારા મનમાં આવતો હશે, પણ જહજર (ગામ) કાંઇ દૂર નથી; જો કે તે શેહેરની બાહેર છે તોપણ તે તમારે વાસ્તે બાહેર નથી. જેમને માટે—યાદ રાખે—હરેક રીતની સ્વારી તૈયાર છે તેને "જહજર" અહીંઆંજ છે. જયારે આવવા ચાહો ત્યારે પોહોર નહિ તો સવા પોહોર-માં પાછાં શેહેરમાં.

"બેન હોસનઆરા બેગમ, યાદ રાખો કે મહિરાંનાં સંબંધો પોતાની મેળેજ ધીમે ધીમે નબળા થતા જનાર છે. ત્યારે દિલને એટલું સમજાવી લેવું શું કાંઇ ભારી કામ છે કે પહેલાંથીજ અહીંઆંનાં સંબંધો નબળા થયલા વિચારતાં જવું? હોસનઆરા બેગમ, તમારી હાલતમાં જે મોટા ફેરફાર થનાર છે, તે માટે મને ઉમેદ છે કે તમે તે વિષે બેખબર નહિ હશો. તમારે શુકર કરવા જોઇએ કે જે પરિક્ષાને માટે તમને બોલાવ્યામાં આવેછે, તે માટેની તૈયારી કરવાને તમને ઘણી સારી જોગવાઇ અને ફુરસદ મળેલી હતી. જે કાંઇ તમે શિખ્યાં, પઢિયાં, અને સાંભળયુંછે તે હવે પછી એ પરિક્ષામાં તમારા સલાહકાર અને મદદગાર થશે. જે આદમી તમારી પેઠે ચોપડીઓનો જથ્થો પાસે રાખે અને જો તે પોતાને એકલું સમજે અથવા તે પોતાને પોતાના પ્યારાંઓથી દૂર પડેલું વિચારે તો તેમાં તેની ભૂલ છે. એજ ચોપડીઓ તમારી એકલાઇમાં તમારી સહિઓ છે, અને તે સહિઓ પણ કેવી? માતા સરખી મેહેરબાન, ઉસ્તાનીની પેઠે માયાવંતી, દાઝ ધરનાર સોબતણ અને સલાહ આપનાર મિત્ર જેવી, વળી ભલું ઇચ્છનાર અને વફાદાર.

"બેન હોસનઆરા બેગમ, હમણાંસુધી તો જે કાંઈ તમે વાંચતાં હતાં તે તમને કિસ્સા અને વાર્તાઓ જણાઈ હશે, અને તે વાર્તા હમણાંસુધી જગવિતી હતી પણ હવે પોતા ઉપર વિતી થશે. જેટલી ચોપડીઓ તમારી પાસે છે તે જોકે સંખ્યામાં થોડી છે પણ વિચારવા અને અમલ કરવાને તો ઘણી છે. અને હું તમારાજ ફાયદા માટે આ છેલ્લી શિખામણ તમને દઉંછું કે તમે જેમ નિશાળમાં શિખતી વખતે વાંચતાં તથા જોતાં હતાં તેવીજ રીતે ખંતીથી તેને વાંચતાં તથા જોતાં રહેજો. જે દહાડેથી તમે આ નિશાળમાં દાખલ થયાં ત્યારથી મેં તમારા દરરોજના બનાવોની નોંધ લખવી શરૂ કીધી હતી, અને હમણાં સુધી જે જે તકરારો અને સવાલ જવાબો તમો અને છોકરીઓ વચ્ચે ચાલ્યાછે તે સઘળાને સિલસિલાબંધ હું લખતી આવીછું, અને હમણાં હું જોઉંછું તો તે લખાણની એક ઘણી સારી ચોપડી બનીછે. તેનું નામ મેં 'બનાતુન નઆશ'* કરી રાખ્યુંછે, (હાથમાં ચોપડી ધરીને) આ તેજ કેતાબ છે કે જે હું હમણાં તમને મારી યાદગારી તરીકે આપુછું."

આમ કહીને ઉસ્તાનીજી અસગરી ખાનમે રાતાં અતલસનાં, ભરત ભરેલાં જુઝદાનમાંથી ચોપડી કહાડી, જેને કલાબત્તુના મોહોરિયાં, અને સોનેરી સોભીતું પૂઠું હતું, તે ખૂદ ઉસ્તાનીજીના હાથે ઘણાજ મરોરદાર હર્ફે લખેલી હતી. તેને દર પાને સોનેરી કિનારી અને દર મથાળે લાજવર્દી અને સોનેરી કામ હતું. પહેલાં તો ખાસ મિજલસમાં હાથોહાથ તે ચોપડી ફરી, પછી ઉસ્તાનીજીએ પાછી જુઝદાનમાં મૂકી હોસનઆરા બેગમને આપી. હોસનઆરા ઉભી થઈ ઉસ્તાનીજીને ઘણીએક અદબ સાથે નમીને બેઠી. ચોપડીને જોવા ભાળવામાં કોઈ બેચાર પળ ભાષાણ અટક્યું, તે પછી ઉસ્તાનીજીએ પાછું બોલવું શરૂ કીધું.

"બેન હોસનઆરા બેગમ, આ ચોપડીમાં તમે પોતાની, બલકે નિશાળની સર્વે છોકરીઓની આબેહુબ તસ્વીરો જોશો."

આ સાંભળી સઘળાં મિજલસી, કે જેઓએ એ ચોપડીને સારી પડે ફેરવી ફેરવીને જોઈ હતી તેઓ અજબ થવા લાગ્યાં.

"તસ્વીર કેહેવાની મારી મતલબ એ છે કે તમારા સ્વભાવ, તમારી ટેવો, અને તમારી ખસલતનું એમાં એવું પૂરૂં બ્યાન છે, કે તમારી હાલતથી જે વાકેફ છે તે એ ચોપડીને વાંચતાંજ સમજી જશે કે તેમાં તમારૂં પોતાનું જીકર છે. એ ચોપડી તમને તે યાદ દેવાડશે કે જેના સુધારાને માટે મને કેવી કેવી મેહેનત પડીછે. તમને એ ચોપડી વાંચતાં જણાશે કે જાણે પાછાં તેજ તમે છો અને તેજ

---

* "બનાતુન નઆશ" નામની જે ચોપડી વિષે કહેછે, તે આએજ "હોસનઆરા" પુસ્તકનું અસલ ઊર્દૂ લખાણ સમજવું.

નિશાળ છે, તેજ તકરાર ચાલુછે ને તેજ અજાયબીઓ ઉભીછે. એ ચોપડી વાંચવાથી તમે જોશો કે નિશાળની કેળવણીએ તમારી ઉપર કેવી કેવી અસર કીધીછે, કઈ કઇ નઠારી ટેવો હતી તે છોડાવીછે, કેવાં કેવાં અજ્ઞાનપણાનું સમાધાન કીધુંછે, અને કઈ કઈ નેક વાતોને માટે પહેલાં તેની ખુબીઓ તમને દેખાડીને પછી તે અખત્યાર કરવાની ઉલટ તમારામાં પેદા કીધીછે. જોકે જાહેરમાં તમે આજથી આ નિશાળથી જૂદાં થયાંછો, પણ મારી અને નિશાળની છોડીઓનાં દિલમાં તો સદા તમે નજદીક રહેશો; અને હવે પછી જે ફાયદા આ નિશાળથી તમને પોંહોંચવાની વકી છે તે પોંહોંચતા રહેશે. જે જે નવી ચોપડીઓ હમે લોકો મેળવીશું અથવા જે સારી બાબતો સાંભળીશું અથવા જોઈશું, તે શિખવવામાં જરૂર તમને ભાગયણ કર્યાં જઈશું.

"બેન હોસનઆરા બેગમ, તમે જાણોછો કે હું એક ગરીબ આદમી છું, પણ ખોદાનો મોટો પાડ માનુંછું કે, હું આ મારી હાલત ઉપર સંતોષી અને મારી ગુંજાસ ઉપર ખુશ છું. કાંકે હું—એક બુઝર્ગનાં કહ્યા પ્રમાણે—આસમાનને જોવુંછું ત્યારે સમજુંછું કે, ખચિત કોઇને કોઈ દહાડે જીવનું પંખી તત્વના પાંજરાંમાંથી નિકળીને આકાશની ઉંચાઈ ઉપર ઉડી જશે. અને એ પછી જ્યારે જમીનને જોવુંછું ત્યારે પામુંછું કે, મુવા પછી ફકત થોડીએક વેંત જમીન મારાં હાડકાંઓને માટે એમાંથી કામ લાગવાની છે. પછી વિચાર કરૂંછું તો દુનિયાંમાં સાથે કાંઈ લાવી નથી તેમ સાથે કાંઇ લઈ જનાર પણ નથી. એમ છતાં ખોદાના હજારો, લાખો બંદાઓ એવા છે કે તેમની સાથ સરખાવતાં હરેક રીતે અને હરેક વાતે મારી હાલત સારી અને માન ભરીછે. આ ખ્યાલોએ મારાં મન ઉપર એવી અસર કીધીછે કે પેટનું દોજખ ભરવાને માટે કાંઈ દાળ દાણો અને શરીર ઢાંકવાને કાંઈ જાડાં પાતળાં કપડાં સિવાય દુનિયાંની કોઈ ચીજ એવી નથી કે જેને હું પોતાને માટે જરૂરની સમજું અને તેને મેળવવાની ફીકર કરૂં. તોપણ ખોદાતાલાએ પોતાની મેહેરબાની અને માયાથી મને જરૂરિયાત કરતાં વધારે અને હાજત કરતાં જ્યાદા આપ્યુંછે, તેમાંથી મેં કાંઈ થોડુંએક—મોહોબતના ઉભરાને લીધે—અને કાંઇએક રકમ નિશાળનાં ફંડમાંથી લઇને બસો રૂપિયાનો એક વાગો તમારે માટે બનાવ્યોછે. નિશાળની પૂંજી વિષે તમે જાણોછો કે તેની હું કાંઇ માલેક નથી. તે છોડીઓની પૂંજી છે, જેઓનાં કામોની ઉપજમાંથી એ એકઠી કીધામાં આવેછે. માટે સમજો કે આ વાગો નિશાળની તરફનો એક સરોપાવ છે, જે તમને હું મોટી ખુશીથી અર્પણ કરૂંછું. ખોદા તમને એ પહેરવું મુબારક કરે. જોકે તમારાં પલ્લાંમાં એથી વધુ કિમતના વાગા હશે, પણ જ્યારે જોશો કે કેવા ભાવ, કેવાં હેત, અને કેવા શોખથી હમો કેટલાંએક ગરીબ આદમીઓએ મળીને આ વાગો કીધોછે, ત્યારે—હમો સર્વેને ઉમેદ છે

કે—તમારા કિમતી અને ઉમદા અને શોભીતાં પલ્લાંમાં એને શામેલ કીધાથી એ હલકો નહિ દિસશે."

એ સાંભળીને હોસનઆરા આગળની પેઠે ફરી ઉઠીને ભારે અદબ સાથે નમી.

"બાઈ હોસનઆરા બેગમ, હમણાં દહાડા વધુ ચઢયોછે અને લોકોનો ખાવા રાંધવાનો વખતછે માટે હું નથી ઇચ્છતી કે તમે સર્વેને વધારે વખત વાતોમાં ગોવી રાખું, પણ માત્ર એક વાત મને વધુ કહેવા દ્યો. અગર તે ન કહીશ તો ગોયા તમારી વિદાયગીરીની ફરજ મારે માથે રહી જશે. જે છોડીઓ પરણ્યા પછી મા બાપ, ભાઈ બેનો, સગાં વહાલાં અને પ્યારાંઓથી જૂદી થઇને સાસરે જાયછે, તે ફેરફાર હાલત અને જૂદાઈ વિષે એમ સમજો કે, ખોદાતાલા આપણ ઓરતોને પોતાની મેહેરબાનીથી, પેલો એક ફેરફાર અને પેલી એક જૂદાઇ કે જે દરેક આદમીને વાસ્તે મુકરર છે તેનો નમૂનો દેખાડેછે. તે ફેરફાર શું? સમજો કે દુનિયાં આપણું મહિરૂં છે, અને સાસરૂં પેલી જહાંન છે. જેમ કોઇ છોડી સદા મહિરામાં નથી રહેતી—મોડે વેહેલે એકને એક દિવસ—તેને સાસરે જવું છે, તેજ પ્રમાણે કોઇ શખ્સ હમેશ દુનિયામાં રહેવાનું નથી—સદા રહેશે નામ ખોદાનું.—જે છોડી મહિરામાં રહીને હુનર શિખી તથા અક્કલ અને વિદ્યા હાંસલ કીધી તે સાસરાંમાં સાસુ સસરાની લાડકી, નણંદ ભોજાઇની વહાલી, અને પોતાના ધણીની પ્યારી થાયછે. તેજ પ્રમાણે જેણે દુનિયામાં રહીને સારાં સલૂકો અને નેક કામો કીધાં તેને અંતે ઇજત અને માન છે, અને તેવાંજ આદમીઓ બેહેશ્તના ધણી થશે. પણ જે છોડીએ માબાપના લાડમાં વખત ગુમાવ્યો અને પોતાના સ્વભાવની સંભાળ, ટેવોનો સુધારો, અને હુનર હાંસલ કરવાને કાંઇજ ફીકર નહિ કીધી, તેવી છોડી જ્યારે સાસરે જાય ત્યારે ધણીની નજરમાં હલકી અને સાસુ નણંદોની નજરમાં બેઆબરૂ રહેવાની, તેજ પ્રમાણે જેઓ જીંદગીના દહાડા ગફલત અને બેપરવાઇમાં અકારત કરેછે તેઓ કયામતમાં રૂસવા અને ફજેત થશે. જેમ છોડીઓ મહિરેથી પલ્લું લઇને જાયછે, તેમ પેલી દુનિયાંનાં મહિરાંનું પલ્લું પોત પોતાની કરણી છે, જે આદમી સાથે લઈ જાયછે.

"હોસનઆરા બેગમ, હું જાણુંછું કે આ દહાડાઓમાં તમારા દિલમાં અજબ અજબ તરેહના ખ્યાલો ગુજરતા હશે કે, આ શું થયુંછે ને શું થશે! પણ તમારા ખ્યાલોને જરા દૂર કરો અને તમારી નજરને જરા વધારે આગળ ચલાવો, વિચારવા અને સમજવાની વાત તો એજ છે કે દુનિયાં શું ચીજ છે, શા માટે હમો અહીંઆં આવેલાં છીયે અને હમે શું કરીએ છીયે અને શેવટે શું થવાનું છે? જેવી રીતે તમારે મહિરામાં રહેવાના દિવસ પૂરા થઈ

જાયછે, તેવીજ રીતે દરેક શખ્સને વાસ્તે એક દિન એવો પણ આવશે કે તેની હયાતીની મુદત પૂરી થઈ જશે.

"હવે, બેનો, આવો. સર્વે સાથે મળીને આ વખતે ખોદાની હજૂરમાં દુઆ કરીએ કે આપણ સર્વેને તે નેક કામ કરવા પોતાની મદદ આપે."

બધી ગમથી આમીન, આમીનનો પોકાર નિકળ્યો.

"દુનિયાંનું મહિરૂં અને સાસરૂં તો થોડા દિવસની વાત છે, પણ ઓ ખોદા, પેલા જહાંનમાં જ્યાં હંમેશ હંમેશ રહેવું છે ત્યાં હમારી શરમ રાખજો, અને ફજેતી ના કરશો."

સઘળાંઓ પોકારી ઉઠ્યાં. આમીન, આમીન!

"ઓ ખોદા, આ તારી લોંડી કે જેને હમે લોક હોમ્સનઆરા બેગમ કહીને બોલાવીએ છીયે તે, દુનિયાંની મંજલ—જેને તારા હોકમથી હમે સર્વે કાપીયે છીયે—તે શરૂ કરનારી છે તેમાં તારી બાક્રોગી અને બક્ષેશ તેના નસેબાન થાઓ, તારી મદદ તેની સંગાથી થાઓ, અને તારી મેહેરબાની તેના સંસારનો ટેકો થાઓ."

સૌના ડોળા ભરાઈ આવ્યા અને સૌ બોલ્યાં આમીન!

એ પછી ઉસ્તાનીજીએ ઉઠીને હોમ્સનઆરાને ઘણોએક વાર ખુશ્ના ગળે લગાડીને પ્યાર કીધો તથા ધીમે ધીમે કાંઈ દુઆ પઢીને તેના ઉપર ફુંકી, અને દરવાજા સુધી સાથે લઈ જઈને પાલકીમાં બેસાડી રવાના કીધા. એ પછી મિજલસ ખતમ થઈ.

સમાપ્ત.